'સસ્તું' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું' સાહિત્ય

# આત્મવિલાસ

(સ્વામી આત્માનંદજી પ્રણીત)





અનુવાદક:—
ચુનીલાલ રામચંદ્ર શેલત બી.

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



બે રૂપિયા

'સસ્તું' સાહિત્ય ' એટલે 'ઊંચામાં ઊંચું' સાહિત્ય '

# આત્મવિલાસ

( સ્વામી આત્માનંદજી પ્રણીત )



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઇ ૨



બે રૂપિયા

[ "વિવિધ ગ્રંથમાળા"ના
ગ્રાહકોને ૧-૧-૦ માં પડશે. ]

# નિવેદન

આત્મવિલાસ એટલે જગતના ખરા અને ખોટા ખેલમાં આપણો આત્મા કેમ રમી રહ્યો છે તે દેખાડનારો અને અજ્ઞાનમાંથી જ્ઞાનમાં કેવી રીતે જવાય તે સૂચવનારો આ ગ્રન્થ છે.

સ્વામી આત્માનંદનાં પ્રખર વિદ્યા અને જ્ઞાનબળ તો પુસ્તકમાંથી દેખાશે; પણ તેમણે આ પુસ્તકમાં તો અનુભવની કથા લખી છે. તેમનું ઊંડું અને તલસ્પર્શી અધ્યાત્મજ્ઞાન આ પુસ્તકમાં સ્થળે સ્થળે તરી આવે છે. આ પ્રતાપી અને તેજસ્વી સંન્યાસીનો મેળાપ આ લખનારને ઘણાં વર્ષો પૂર્વે આબુમાં થયો હતો. અને તેમનો તીવ્ર વૈરાગ્ય તથા નિખાલસ સૌજન્ય જોઇને તેમના પ્રત્યે બીજા ઘણાઓને થયેલો આદરભાવ જાતે પણ અનુભવ્યો હતો.

સ્વામીજીએ આ પુસ્તક હિંદીમાં તૈયાર કરેલું અને તે શેઠ દ્વારકાપ્રસાદ લક્ષ્મણપ્રસાદે લોકહિતાર્થે છપાવીને મફત વહેંચાવેલું તેનું આ ભાષાંતર છે.

આ ભાષાંતર શ્રી. ચુનીલાલ રામચંદ્ર સેલત. જે. પી (મુંબઈ) એ નિષ્કામભાવે કરી આપ્યું છે અને તે બને તેટલું સરળ અને ભાવવાહી થાય તે સારુ તેમણે બનતી કાળજી રાખી છે. એ બદલ તેમનો અહીં આભાર માનવામાં આવે છે.

વસ્તુ એકજ છે. દેહભાવમાંથી અને જીવભાવમાંથી આત્મભાવ અને બ્રહ્મભાવમાં કેમ જવાય; વ્યાવહારિક જીવનમાંથી થોડે અંશે અથવા પૂર્ણપણે પારમાર્થિક જીવનમાં કેમ જવાય; તમસ્‌માંથી રજસ્‌માં અને રજસ્‌માંથી સત્ત્વમાં કેમ જવાય અને શા માટે જવું જોઇએ, એ પ્રશ્ન દરેક જિજ્ઞાસુને

રોજ ઊભો થાય છે અને તેનો જવાબ તે ફરી ફરીને નવા દષ્ટિબિંદુથી માગી રહ્યો છે. આ પુસ્તકમાં આ જવાબ સ્વામી આત્માનંદજીએ નિશ્ચયાત્મક રીતે આપેલો છે. ભિક્ષુ અખંડાનંદે વહેતી કરેલી જ્ઞાનગંગારૂપ આ સંસ્થા તરફથી આવું ઉપયોગી અને માર્ગદર્શક પુસ્તક પ્રજા પાસે રજૂ કરતાં અમને આનંદ થાય છે.

પ્રભુ સર્વશક્તિમાન છે, એ બધે સમયે અને બધી વાતમાં અનુભવાય ત્યારે જ આત્માનુભવની શરૂઆત થયેલી ગણાય.

મુંબઈ
તા. ૨૪-૮-૪૪

સસ્તું સાહિત્ય મુદ્રણાલયના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

# લેખકની ભૂમિકા

**'केनापि देवेन हृदयस्थितेन यथा नियुक्तोऽस्मि तथा करोमि।'**

અર્થાત્, હૃદયમાં રહેલા કોઈ દેવ, જે કરવાને મને યોજે છે, તે કરવાને પરાણે પણ હું પ્રવૃત્ત થાઉં છું.

ઉપરના વચનને અનુસરી, ગ્રંથરચનાનો કોઇ સંકલ્પ નથી. છતાં, જાણે કોઇ બળવાન શક્તિ આ પંક્તિઓ ગ્રંથાકારે મારી પાસે બળાત્કારે લખાવી રહી છે! તે શક્તિ જાણે હૃદયમાં તનમનાટ મચાવે છે, હાથમાં કલમ પકડાવે છે અને આગ્રહપૂર્વક કહે છે કે, "લખ!" એટલે "વિદ્વાનો અને મહાનુભાવોમાં આ કૃતિ આદરણીય થશે અગર તો તેમની ઠોકરે ચઢી અપમાનિત થશે," એવા કોઈ વિચાર વિના કે કર્તાભાવ વિના, અંદર જેવી પ્રેરણા સ્ફુરી અને અંદરવાળાએ તે મંજૂર રાખી, તદનુસાર, આ ગ્રંથની લીંટીઓ લખાઈ છે. શરીરમાં ફેલ્લો

થાય, તેમાં પાક ભરાય, પાક પોતાને બહાર નીકળવાનો માર્ગ શોધે, એટલે જ્યાં સુધી તે બહાર નીકળી ન આવે ત્યાંસુધી ચિત્તની ચંચળતા બની રહે અને પાક નીકળી જાય એટલે શાન્તિ વળે; એ પ્રકારે ગ્રંથરચનાનું કોઇ પ્રયોજન છે, તો તે એટલું જ કે વખતોવખત વિચારપ્રવાહે હૈયામાં ખળભળાટ મચાવી મૂકેલો, એટલે ચિત્તની શાન્તિ ખાતર, તેને બહાર વહેતો કરી દીધો. આ ગ્રંથ કોઇને કશો ઉપયોગી થશે કે નહિ, એ દૃષ્ટિ રાખી જ નથી. કારણ કે, ઈશ્વરની નીતિ એવી છે કે, કદાપિ કોઈ વસ્તુ નિરુપયોગી રહેવાને ઉત્પન્ન થતી જ નથી. વસ્તુની ઉત્પત્તિ થાય છે તે પહેલાં જ તેના ગ્રાહકો પણ મોજૂદ હોય છે. સમુદ્રમન્થનમાં અમૃત અને વિષ બંને સાથે નીકળ્યાં પણ તે નીકળ્યાં તે પહેલાં બંનેના ગ્રાહકો—દેવ અને દાનવ—મોજૂદ હતા.

સંસારમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ બે માર્ગ છે. બંને માર્ગે વિચરનારાઓને, તેમના અધિકારાનુસાર, જે જે માર્ગે જે જે કક્ષાએ તેઓ પહોંચ્યા હશે, તેને તેને અનુરૂપ, આત્મવિકાસનો માર્ગ આ ગ્રંથ દર્શાવશે, એવી આશા રાખવામાં આવે છે. "પુણ્યપાપની વ્યાખ્યા" માં પ્રવૃત્તિમાર્ગનું અને "સાધારણ ધર્મ"ના શીર્ષક હેઠળ નિવૃત્તિમાર્ગનું વર્ણન મોટે ભાગે કરવામાં આવ્યું છે.

પોતાની અજ્ઞાનનિદ્રામાં, આ આત્મદેવ પ્રવૃત્તિરૂપ અને નિવૃત્તિરૂપ કેવા કેવા વિલાસ (ખેલ) માણી રહ્યો છે, એ વિષયનું નિરૂપણ આ ગ્રંથ કરે છે, એટલે આ ગ્રંથનું નામ પણ "આત્મવિલાસ" રાખ્યું છે.

આત્માનંદ મુનિ

# ગ્રંથસમર્પણ

**બ્રહ્મલીન પૂજ્યપાદ દેવાધિદેવશ્રી ગુરુદેવશ્રી ૧૦૮ મુનિરાજશ્રી સ્વામી રામેશ્વરાનન્દજી મહારાજનાં ચરણકમળમાં.**

હે ગુરુ! ત્રણ લોક, ચૌદ ભુવન, સાત દ્વીપ અને નવખંડ–એ કેવળ આપનો ભ્રૂકુટીવિલાસ છે. આપનાં નેત્ર ખૂલવાથી સંસારની ઉત્પત્તિ અને બંધ કરવાથી સંસારનો પ્રલય છે. અનંત બ્રહ્માંડ આપનું સ્ફુરણ માત્ર છે. અખિલ સંસારના આદિ કારણ "**कारणं कारणानाम्**" આપ છો. "**सत्यस्य सत्यं प्राणा वै सत्यं तेषामेष सत्यमिति**"–સત્યનું સત્ય પરમ સત્ય આપ છો. બધું કરતા છતાં, આપ અકર્તા છો; સર્વ કાંઈ ભોગવતા છતાં, આપ અભોક્તા છો. હે સર્વસાક્ષી! સંપૂર્ણ અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત અર્થાત્, સમષ્ટિ ઇંદ્રિયો, તેમના વિષય અને તેમના દેવતા, એ આપના સ્વરૂપમાં માયા માત્ર છે. તેઓ આપના આશ્રયે પ્રતીત થાય છે, છતાં આપના સ્વરૂપમાં નથી તેમનો ભાવ કે નથી અભાવ. બધા જ ભાવ-અભાવથી પર આપ પરમભાવ રૂપ છો, તેમ કોઇ પણ વૃત્તિના વિષય નથી. જો કે પ્રત્યેક વૃત્તિ અને પ્રત્યેક ભાવ અભાવરૂપ વિષયમાં આપ જરૂર સ્થિત છો અને સર્વરૂપે સર્વને દેખો છો, પરંતુ કોઈથી આપ દેખાતા નથી.

"**येनेदं सर्वं विजानाति तं केन विजानीयात्।**"

હે સર્વાત્મા! જો કે આપ સર્વના આત્મા છો, સર્વના આપોપારૂપ આપ છો અને સર્વને આપ જુઓ છો અને જાણો છો; તો પણ આપને જોયા અને જાણ્યા વિના ભારે કષ્ટ થાય છે. સંસારનાં સર્વ દુઃખોનું મૂળ કેવળ આપને ન જોવામાં અને ન જાણવામાં જ છે. સર્વ ભૂત પ્રાણીઓનાં જીવનનું લક્ષ્ય સાક્ષાત્ અથવા પરંપરાએ, એક માત્ર આપના સ્વરૂપની પ્રાપ્તિ જ છે. ન જાણે આપ કેટલા બધા મધુર છો? કારણ કે, બધાં ભૂત-

પ્રાણીઓને આપે આપની ખાતર એવાં વ્યાકુળ કરી મૂકયાં છે કે જાણે "ફણીમણિ બિનુ જિમિ જળ બિનુ મીના!"

હે દેવ! આપની સાક્ષાત્પ્રાપ્તિ નથી યજ્ઞથી થતી કે નથી તપથી થતી; નથી દાનથી થતી કે નથી થતી જપ, તીર્થયાત્રા કે વ્રત કરવાથી. જો આપ અમારાથી કોઇ રીતે ભિન્ન હોત, તો તો એ સાધનો દ્વારા આપને ભલી રીતે મનાવી લેવાત. પરંતુ જ્યાં સર્વના આપોપારૂપ (પોતાપણારૂપ) આપ જ છો, ત્યાં પછી આપને સાક્ષાત્ એ સાધનો દ્વારા કેમ પામી શકાય? કેવળ મહાવાકયરૂપ શબ્દોથી, સર્વત્યાગ દ્વારા, આપનું જ્ઞાન જ્યારે થાય છે, ત્યારે આપને પામી શકાય છે. આપની પ્રાપ્તિ માટે બીજો કોઇ માર્ગ હતો નહિ, છે નહિ અને હશે નહિ.

**नान्यः पन्था विमुक्तये।**

જો કે આપને જાણીને શબ્દ નિઃસાર બની જાય છે, તો પણ શબ્દ દ્વારા આપને જાણી શકાય છે. દાખલા તરીકે ધાન્યને રાખી લઇને તેનાં છોતરાં તજી દેવાય છે, પણ ધાન્યની પ્રાપ્તિ તો એ છોતરાંમાંથી જ સંભવે છે.

હે વૈરાગ્યમૂર્તિ શિવસ્વરૂપ! પત્રપુષ્પરૂપે કંઇક ત્યાગની ભેટ આપનાં ચરણકમળોમાં નિવેદન કરવામાં આવે છે. જો કે આપનાં દર્શનથી ત્યાગનો પણ ત્યાગ સિદ્ધ થાય છે, તો પણ, જેમ દીપકથી સૂર્યનારાયણની આરતી કરવામાં સૂર્યનારાયણને પ્રકાશ કરવાનો ઉદ્દેશ ન હોતાં, કેવળ ભાવિક ભક્તનો ભાવ જ એ દ્વારા ગ્રહણ કરવા યોગ્ય મનાય છે, તેવી રીતે આ ભેટ-રૂપ પત્રપુષ્પો દ્વારા, ભ્રમરસમાન, આપના પ્રિય શિષ્યની ભાવરૂપ સુગંધને આપ ગ્રહણ કરવાની કૃપા કરો, એવું આપના ચરણમાં નમ્ર નિવેદન છે. ૐ.

દાસાનુદાસ,

આત્માનંદ મુનિ

# અનુક્રમણિકા

## સાધારણ ધર્મ



## પામર પુરુષ



## વિષયી

## નિષ્કામ જિજ્ઞાસુ



## ઉપાસક જિજ્ઞાસુ

## વૈરાગ્ય



## વૈરાગ્યના ચાર પ્રકાર

## જ્ઞાન



## તત્ત્વવિચાર

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના

# ઉત્તમ ગ્રંથો

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો— | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| સંપૂર્ણ મહાભારત—ભાષાંતર—દળદાર સાત ગ્રંથોમાં... | ૫૨૦૮ | ૪૫–૦ |
| ઉપનિષદો—૧૧૨—સરળ ગુજરાતી ભાષાંતર—બે ગ્રંથમાં... | ૫૫૨ | ૪–૦ |
| મહાભારતનું શાંતિપર્વ— ... ... ... ... ... | ૮૫૬ | ૭–૮ |
| માનસ રામાયણ—બે ભાગમાં, ૩૦ ચિત્રો સાથે... ... | ૧૪૦૦ | ૭–૦ |
| તુલસીકૃત રામાયણ—બે ભાગમાં, ૩૬ ચિત્રો સાથે ... | ૧૪૩૨ | ૭–૮ |
| વાલ્મીકિ રામાયણ—૩૭ ચિત્રો સાથે ... ... ... | ૧૫૨૮ | ૬–૮ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ—ચાર દળદાર ગ્રંથોમાં ... | ૧૯૦૮ | ૧૨–૦ |
| દત્ત—પરશુરામ—મહાત્મા કૃષ્ણાત્મજજીકૃત ... ... | ૩૪૪ | ૨–૦ |
| શ્રીમદ્ ભાગવત—બે ગ્રંથમાં—આવૃત્તિ ૧૦મી, ૨૭ ચિત્રો | ૧૩૪૪ | ૮–૦ |
| ભગવતી( દેવી )ભાગવત— ... ... ... ... ... | ૯૨૮ | ૬–૦ |
| મનુસ્મૃતિ—સરળ ભાષાંતર મૂળ શ્લોકોસહિત ... ... | ૬૪૦ | ૩–૦ |
| પાતંજલ યોગસૂત્ર—સ્વામી વિવેકાનંદની ટીકા સાથે ... | ૧૯૨ | ૧–૦ |
| જ્ઞાનયોગ—(સ્વામી વિવેકાનંદકૃત) ... ... ... ... | ૨૩૬ | ૦–૧૨ |
| આખ્યાનમાળા—ગ્રંથ ૧ લો તથા ૨ જો ... ... ... | ૧૪૨૮ | ૬–૦ |
| વૈદિક વિનય—૩૬૦ વેદમંત્રો પ્રાર્થનાઓ રૂપે ... ... | ૮૪૦ | ૩–૧૨ |
| મહાભારતમંજરી—મહાભારત વિષે ઉત્તમ ગ્રંથ ... ... | ૭૪૪ | ૩–૦ |
| હું કોણ?—લેખક સ્વામી માધવતીર્થ ... ... ... | ૩૮૪ | ૨–૦ |
| અષ્ટાવક્રગીતા—સરળ અર્થ સાથે ... ... ... ... | ૭૨ | ૦–૮ |
| ઉપદેશસારસંગ્રહ—તામિલવેદનો અનુવાદ ... ... ... | ૩૮૪ | ૧–૮ |
| સુબોધરત્નાકર—ધર્મનીતિનાં ૧૦૫ દૃષ્ટાંતો ... ... | ૩૦૦ | ૧–૮ |
| હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ ... ... ... ... | ૩૨૪ | ૧–૦ |
| આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર—... ... ... | ૨૦૮ | ૦–૮ |
| વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા— ... ... ... | ૧૬૪ | ૦–૪ |
| વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન (અર્થ—વિવરણ સાથે)... | ૨૨૦ | ૦–૬ |
| વિષ્ણુસહસ્રનામ—સરળ અર્થસહિત ... ... | ૧૨૮ | ૦–૨ |
| આત્મરામાયણ—અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક ... | ૧૪૦ | ૦–૧૨ |
| જીવન્મુક્તિવિવેક (સ્વામી વિદ્યારણ્યકૃત) ... ... | ૨૨૦ | ૧–૪ |
| પરમાનંદની પ્રાપ્તિ—વૈષ્ણવો માટે ખાસ ઉપયોગી ... | ૨૬૪ | ૧–૮ |

**શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**—આવૃત્તિ ૭મી ... ... ૮૮૮ ૪-૦
**પ્રભુમય જીવનનું રહસ્ય** ... ... ... ... ... ૧૬૮ ૧-૦
**વિદુરનીતિ** ૧૬૮ ૦-૧૨ | **અવધૂત ગીતા** ૧૫૨ ૧-૦
**શ્રીમદ્ ભગવદ્ગીતા**—ગુજરાતી સરલાર્થ તથા પંડિત નીલકંઠની વિસ્તૃત ટીકા સાથે. કદ ૫×૭ા, પૃષ્ઠ ૬૭૬, મૂલ્ય રૂપિયા ૧-૧૦
**શ્રીભગવદ્ગીતા**—એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતરવાળી પૃષ્ઠ ૪૮૦, બૉર્ડપટ્ટીનાં પૂઠાં, મૂલ્ય રૂપિયા ૦-૮
**શ્રીમદ્ભગવદ્ગીતા**—માત્ર ગુજરાતી ભાષાંતર આવૃત્તિ ૨૦ મી, બૉર્ડ-પટ્ટીનાં પૂંઠાં, પૃષ્ઠ ૨૮૮, મૂલ્ય ૦-૪

## સંતવાણી તથા ઉપદેશો—

**પરમસુખી થવાના ઉપાયો**—શ્રીમન્નથુરામશર્મા ... ૩૩૬ ૨-૦
**રામકૃષ્ણકથામૃત**—બે ગ્રંથોમાં નવી આવૃત્તિ ... ... ૮૦૦ ૫-૦
**દીવાને સાગર**—શ્રી સાગરકૃત... ... ... ... ... ૪૮૦ ૪-૮
**અખાની વાણી**—સુધારાવધારા સાથે—ત્રીજી આવૃત્તિ ... ૫૦૪ ૩-૦
**સંત કબીર—આધ્યાત્મિક પદો**—વા. મો. શાહ ... ૧૬૮ ૧-૮
**પ્રીતમદાસની વાણી**—આવૃત્તિ ૨ જી ... ... ... ૫૬૦ ૨-૮
**ભજનસાગર**—ઉત્તમ ૯૩૧ ભજનોનો સંગ્રહ... ... ... ૬૮૮ ૨-૮
**ગુજરાતની ગઝલો** (દી. બ. કૃષ્ણલાલ ઝવેરી)... ... ૧૮૦ ૧-૦
**कारुण्य:**—પસંદ કરેલા અભંગોનો સંગ્રહ—મરાઠીમાં... ૧૨૦ ૦-૫
**દાસબોધ**—(સમર્થ રામદાસ સ્વામીકૃત) ... ... ... ૬૪૮ ૨-૮
**સ્વામી રામતીર્થના સદુપદેશો**—ગ્રંથ ૧ લો ... ... ૫૬૪ ૨-૮
" " **સદુપદેશો**—(ગ્રંથ ૩ જા રૂપે) ... ૫૨૦ ૨-૮
**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**—(ભાગ ૪-૫)... ... ૬૦૦ ૨-૪
" " **ભક્તિયોગ**—આવૃત્તિ ૨ જી (ભાગ ૮મા રૂપે) ૩૮૪ ૧-૮
" " **પાતંજલ ને જ્ઞાનયોગ** (ભાગ ૧૦, ૧૧) ૫૬૦ ૨-૦
**તુકારામ ગાથા**—ગ્રંથ ૧ લો તથા ૨ જો—સરળ ભાષાંતર ૧૮૪૦ ૬-૦

## સંતો તથા વીરપુરુષોનાં જીવનચરિત્રો—

**બુદ્ધચરિત્ર** તથા **અન્ય સંતપુરુષો**— ... ... ... ૪૯૬ ૨-૦
**રામકૃષ્ણ પરમહંસ**—વિસ્તૃત ચરિત્ર ... ... ... ૬૦૮ ૨-૮
**સ્વામી વિવેકાનંદ**—ચરિત્ર—(ભાગ ૯ મા રૂપે)... ... ૭૮૪ ૩-૦
**સ્વામી રામતીર્થ**—વિસ્તૃત ચરિત્ર—(ગ્રંથ ૪ થા રૂપે) ... ૬૭૨ ૩-૦
**સંત તુકારામ**—વિસ્તૃત ચરિત્ર ... ... ... ... ૬૪૮ ૨-૮

| | | |
|---|---|---|
| **ચૈતન્ય મહાપ્રભુ**-ખંડ ૧ થી ૫-ત્રણ ગ્રંથોમાં (સચિત્ર) | ૧૫૫૬ | ૬-૮ |
| **જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ** ... ... | ૫૦૪ | ૨-૮ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો**... | ૪૨૪ | ૧-૬ |
| **શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશયનાં ચરિત્રો** ... | ૩૩૬ | ૧-૦ |
| **મહાત્મા સરયુદાસજી, ભૂધરભક્ત ને મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... | ૨૫૬ | ૦-૧૦ |
| **ભક્તચરિત્ર**-૨૯ ભક્તોનાં ચરિત્રો ... ... ... ... | ૫૨૮ | ૨-૮ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ**-ભાગ ૧ લો-પર ચરિત્રો... ... | ૬૩૬ | ૧-૧૨ |
| ,, ,, -ભાગ ૨ જો-૭૦ ચરિત્રો... ... | ૬૨૪ | ૨-૮ |
| **મુસ્લિમ મહાત્માઓ**-(૯૬ ચરિત્રો, ઉપદેશોસહિત)... | ૭૫૬ | ૨-૪ |
| **નાનક**-અન્ય નવ ગુરુઓના ટૂંકા પરિચય સાથે ... | ૭૨ | ૦-૬ |
| **મહર્ષિ દયાનંદ** ૧૫૨ ૧-૦ \| **સ્વામી સહજાનંદ** | ૧૧૨ | ૦-૧૨ |
| **મહાવીર**-ભગવાન મહાવીરનું ટૂંકું ચરિત્ર... ... ... | ૫૬ | ૦-૬ |
| **હિંદના આચાર્યો**-સંપાદક ડૉ. હરિપ્રસાદ ... ... | ૬૦૮ | ૪-૦ |

## ઐતિહાસિક તથા સાહિત્યવિષયક ગ્રંથો—

| | | |
|---|---|---|
| **ભારતના વીરપુરુષો**-ઐતિહાસિક ચરિત્રો ... ... | ૩૩૬ | ૧-૪ |
| **વીર દુર્ગાદાસ અથવા મારુ સરદારો**- ... ... ... | ૩૦૪ | ૧-૦ |
| **કચ્છની લોકવાર્તા**-(શ્રી. ડુંગરશી ધરમશી સંપટ)... | ૩૫૪ | ૨-૦ |
| **સાહિત્યપ્રારંભિકા**-લે. હિંમતલાલ ગ૦ અંજારિયા ... | ૧૫૨ | ૧-૦ |

## ખાસ સ્ત્રી ઉપયોગી ગ્રંથો—

| | | |
|---|---|---|
| **ભારતની દેવીઓ**-દળદાર ત્રણ ગ્રંથોમાં ... ... | ૨૨૬૮ | ૯-૦ |
| **દયાળુ માતા અને સદ્ગુણી પુત્રી**-(આવૃત્તિ ૫ મી) | ૧૬૦ | ૦-૮ |
| **કલ્યાણમયી**-(શ્રી. ડુંગરસી ધ૦ સંપટકૃત) ... ... | ૨૧૨ | ૧-૦ |
| **ટૂંકી વાતો ગ્રંથ ૧ લો**-સામાજિક નિર્દોષ ૬૬ વાતો | ૫૮૮ | ૨-૮ |
| ,, ,, **૨ જો**-કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો | ૫૭૬ | ૨-૮ |
| ,, ,, **૫ મો**-સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો | ૪૦૮ | ૨-૮ |
| ,, ,, **૬ ઠ્ઠો**-સર્વ માટે ઉપકારક ૮૬ વાતો | ૩૨૦ | ૨-૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સ્વર્ગનું વિમાન**- | ૩૭૨ | ૨-૦ | **સ્વર્ગનો ખજાનો**- | ૩૧૨ | ૨-૦ |
| **સ્વર્ગની કૂંચી**- | ૩૭૨ | ૨-૦ | **સ્વર્ગનો પ્રકાશ**- | ૩૩૬ | ૨-૦ |
| **સાચું સ્વર્ગ**- | ૪૯૨ | ૨-૦ | **સ્વર્ગની જિંદગી**- | ૩૦૦ | ૨-૦ |
| **સંસારમાં સ્વર્ગ**- | ૩૪૮ | ૨-૦ | **સ્વર્ગની સીડી**- | ૩૬૦ | ૨-૦ |
| **સ્વર્ગનો આનંદ**- | ૩૬૦ | ૧-૦ | **સ્વર્ગની સડક**- | ૪૬૮ | ૨-૦ |

# આત્મવિલાસ

## ધર્મ શું છે?

### સૃષ્ટિની ઉત્પત્તિનું નિમિત્ત અને ત્રિવિધ પ્રલયનિરૂપણ

વેદનો સિદ્ધાંત છે કે, સંસાર જીવના ભોગરૂપ છે. જીવના ભોગથી ભિન્ન સંસારનું કોઈ રૂપ નથી. અર્થાત્ જીવના કર્મ-સંસ્કાર જ્યારે ભોગ આપવાને તૈયાર થાય છે, ત્યારે તે જ સંસારના રૂપમાં પરિણામ પામે છે અને જ્યારે તે ભોગ આપવાને તૈયાર હોતા નથી, ત્યારે સંસારનો લય થાય છે. બીજ જેમ વૃક્ષના રૂપમાં વિકસે છે, તેમ ભોગ માટે તૈયાર બનેલાં કર્મસંસ્કાર સંસારરૂપે વિકાસ પામે છે. શ્રુતિ કહે છે કે:—

**तद्यथेह कर्मचितो लोकः क्षीयते ।**
**एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते ॥**

અર્થ એ છે કે, જે પ્રકારે આ કર્મરચિત લોક ક્ષય પામે છે, તે પ્રકારે, પુણ્યરચિત પરલોક, સ્વર્ગ વગેરે પણ પોતાના ભોગ આપીને–ભોગવાવીને ક્ષય પામે છે. આ લોકક્ષય અથવા પ્રલય, નિત્ય, નૈમિત્તિક અને મહાપ્રલય–આ ત્રણ રૂપે માનવામાં આવે છે. જેમકે:—

(૧) સુષુપ્તાવસ્થામાં જીવના કર્મસંસ્કાર ભોગથી નિત્ય ઉદાસીન રહે છે. આમ નિત્ય થતું રહેવાના કારણે, તેને "**નિત્ય પ્રલય**" કહે છે.

(૨) જ્યારે શરીર સાથે સંબંધ ધરાવતા પ્રારબ્ધનો અંત આવવાથી શરીર મૃત્યુશરણ થાય છે, ત્યારથી માંડીને બીજું શરીર પ્રાપ્ત થતા સુધીના પ્રલયને "**નૈમિત્તિકપ્રલય**" કહેવામાં આવે છે. આનું કારણ એ છે કે, પ્રારબ્ધના ક્ષયને લીધે જ આ પ્રલયની ઉત્પત્તિ થાય છે.

(૩) જ્યારે પરમાત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થયા પછી, અવિદ્યાની નિવૃત્તિદ્વારા, સંચિત અને પ્રારબ્ધકર્મનો નાશ થાય છે, ત્યારે એ પ્રલયને "**મહાપ્રલય**" કહે છે.

## બે પ્રકારના ભોગ, તેમનું નિમિત્ત અને જીવનનું લક્ષ્ય

આથી સિદ્ધ થાય છે કે, ભોગોન્મુખ જીવના કર્મસંસ્કાર જ સંસારરૂપે પ્રકટ થાય છે અને સંસારનું બીજું કોઈ રૂપ નથી. આ ભોગના બે ભાગ પાડી શકાય છે. સુખરૂપ અને દુ:ખરૂપ. સુખ અને દુ:ખની ઉત્પત્તિ અનુક્રમે પુણ્ય અને પાપ-દ્વારા થાય છે. પુણ્યથી સુખ અને પાપથી દુ:ખ ઉત્પન્ન થાય છે. સુખની પ્રાપ્તિ અને દુ:ખની નિવૃત્તિ એ પ્રત્યેક પ્રાણીના જીવન-નું નિર્વિવાદ લક્ષ્ય છે. દુ:ખની અત્યંત નિવૃત્તિ થાય અને એવું સુખ મળે કે જેનો કદાપિ પણ ક્ષય ન થાય. આ લક્ષ્યની સિદ્ધિ માટે પ્રત્યેક પ્રાણી જીવનભર, દિવસ અને રાત, તલપાપડ થયા કરે છે. પરંતુ જ્યાંસુધી સુખદુ:ખના મૂળરૂપ પુણ્યપાપનો પ્રવાહ ચાલુપણે વહેતો રહે છે, ત્યાંસુધી એ લક્ષ્યની સિદ્ધિ માટે કશો સંભવ હોતો નથી. આટલા ખાતર, સુખ અને દુ:ખના મૂળ કારણરૂપ પુણ્ય અને પાપનું તત્ત્વ યથાર્થરૂપે જાણવું જરૂરનું છે. વાસ્તવિક રહસ્યને જાણ્યા વગર ઘણી ભૂલો થવી સંભવે છે. જો કે શાસ્ત્રોમાં આ વિષયને અનેક ઈતિહાસ અને દૃષ્ટાન્તો-દ્વારા છણીને સ્પષ્ટ કરવામાં આવ્યો છે, તોપણ એ બહુ ગહન છે. **गहना कर्मणो गतिः ।**

## ધર્મનો નિર્ણય અને ત્રિવિધ બુદ્ધિનાં લક્ષણ

**तर्कोऽप्रतिष्ठः श्रुतयो विभिन्नाः ।**
**नैकोमुनिर्यस्य वचः प्रमाणम् ॥**
**धर्मस्य तत्त्वं निहितं गुहायां ।**
**महाजनो येन गतः सपन्थाः** ॥ (મહાભારત, વનપર્વ)

**ભાવાર્થ:**—ધર્મનો માર્ગ કેવી રીતે નક્કી કરવો, એ સંબંધમાં યુધિષ્ઠિર મહારાજ કહે છે કે, તર્ક એટલે કે દલીલ અનિશ્ચિત છે અને તેથી ધર્મનો નિર્ણય થઇ શકતો નથી. કારણ એ છે કે, જે જેટલો બુદ્ધિમાન હોય છે, તે તેટલી બુદ્ધિ લડાવીને, બીજાની યુક્તિઓને કાપી શકે છે. વળી, શ્રુતિ જુદીજુદી છે, એટલે કેવળ શ્રુતિના આધાર પર પણ ધર્મનો નિર્ણય કરી શકાતો નથી. મુનિઓ પણ અનેક થયા છે અને તેમના વચનમાં પણ ભેદ છે. વળી, એવો કોઈ મુનિ નથી, જેનાં વચન પ્રમાણભૂત ન હોય. એટલે, ધર્મનું તત્ત્વ શુદ્ધ, સાત્ત્વિક બુદ્ધિરૂપી ગુહામાં સ્થિત છે, અર્થાત્ સાત્ત્વિક બુદ્ધિદ્વારા, વેદ અને મુનિઓનાં વચનને અનુકૂળ તર્કથી સંગતિ સાધીને શ્રેષ્ઠ પુરુષ જે માર્ગે વિચર્યા છે, તે જ ધર્મમાર્ગ છે. આશય એ છે કે, (૧) વેદનાં વચન, (૨) મુનિઓનાં વચન, (૩) શ્રેષ્ઠ પુરુષોના વ્યવહાર અને (૪) સાત્ત્વિક બુદ્ધિદ્વારા એ ત્રણેની યુક્તિયુક્ત સંગતિ. આ ચારેયનો મેળ કોઇ પણ ધર્મમાર્ગનો નિર્ણય કરવામાં જરૂરનો છે. આ ચારેની સંગતિદ્વારા જે નિર્ણય થશે, તે નિર્દોષ નિર્ણય હશે.

એટલા માટે, ગીતાના ૧૮ મા અધ્યાયમાં સત્ત્વ, રજ અને તમ, એવા બુદ્ધિના ત્રણ પ્રકારના ભેદ વર્ણવવામાં આવ્યા છે:-

**प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।**
**बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥**
**यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।**
**अयथावत्प्रजानाति बुद्धि सा पार्थ राजसी ॥**

**अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।**
**सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥**
(શ્લો૦ ૩૦, ૩૧, ૩૨)

અર્થ:—હે પાર્થ ! જે બુદ્ધિ દ્વારા પ્રવૃત્તિ અને નિવૃત્તિ, કર્તવ્ય અને અકર્તવ્ય, ભય અને અભય, બન્ધ અને મોક્ષ, જેમનાં તેમ સ્પષ્ટ જાણવામાં આવે, તે સાત્ત્વિકી બુદ્ધિ છે. જે બુદ્ધિ દ્વારા ધર્મ–અધર્મ તથા કર્તવ્ય–અકર્તવ્યને યથાર્થરૂપે જાણી શકાય નહિ, તે રજોગુણી બુદ્ધિ છે. તમોગુણથી આવૃત હોવાના કારણે, જે બુદ્ધિને લીધે, અધર્મને જ ધર્મ માની લેવામાં આવે અને બધા અર્થને અનર્થરૂપે ઊલટા જાણવામાં આવે, તે તામસી બુદ્ધિ છે.

આશયને યથાર્થ સમજ્યા વિના, કેવળ શબ્દો અને પંક્તિઓની ખેંચાતાણ કરવામાં આવે છે, એ જ કારણ, વર્તમાનમાં મતમતાન્તરોના વાદવિવાદનું પણ છે. જો કે વિષય ગહન છે, તોપણ શાસ્ત્રોનાં બહુ પ્રમાણ ન દેતાં, તેમના આશયને દૃષ્ટિ સમક્ષ રાખી, જાતીય અનુભવને આધારે, આ સંબંધમાં કંઈક કહીશું.

## પુણ્ય અને પાપનો નિર્ણય

પુણ્ય અને પાપનો નિર્ણય શરીર તથા મનની સ્થૂળ ચેષ્ટાથી નથી થતો, પરંતુ પુણ્ય અને પાપ કર્તાની બુદ્ધિના ભાવ પર નિર્ભર છે. આને ભાવ કહીએ, ખ્યાલ કહીએ કે વિચાર પણ કહીએ. જીવના બન્ધન કે મોક્ષનો હેતુ ભાવ જ છે. સ્થૂળ કર્મ બન્ધન કે મોક્ષનો હેતુ નથી બનતું. સ્થૂળ દૃષ્ટિએ પાપકર્મ પણ ભાવના પરિવર્તનથી પુણ્યરૂપ બની જાય છે, તેમ જ પુણ્યકર્મ પાપરૂપ પણ બને છે. આ વિષયને સ્પષ્ટ કરવાને એક દૃષ્ટાન્ત અત્રે નોંધીશું:—

કોઈ એક ગામમાં દુષ્ટ અને પાપી માણસ રહેતો હતો. તેનું સમગ્ર જીવન દુરાચાર અને પાપાચરણમાં વીત્યું હતું. પ્રકૃતિનો એ નિયમ છે કે, જ્યારે પ્રત્યેક પદાર્થ તેની અધમ-

તાની સીમાએ પહોંચી જાય છે, ત્યારે ત્યાંથી તેનું પુનરુત્થાન પણ સ્વાભાવિક રીતે થાય છે. દેશ, જાતિ કે વ્યક્તિ–બધાને આ નિયમ લાગુ પડે છે. આ નિયમને અનુસરી, એ માણસને વિચાર આવ્યો કે, "મારું સંપૂર્ણ જીવન દુષ્ટ કર્મોમાં વ્યતીત થયું છે. હાય ! અન્તમાં મારી કેવી ગતિ થશે ? હે પ્રભુ ! હું કેવી રીતે મારા દુરાચારોથી મુક્ત થઇશ ?" આ રીતે, પશ્ચાત્તાપ કરીને તે ગામ બહાર એક મહાત્મા રહેતા હતા તેમની સેવામાં રાત્રિના સમયે પહોંચી ગયો. દ્વાર બંધ કરીને મહાત્માજી એકાન્ત સેવી રહ્યા હતા. પેલાએ પોતાનું નામ બોલીને, મહાત્માને દ્વાર ખોલવાને વિનંતી કરી. મહાત્મા પણ તેનાથી સારી રીતે જાણીતા હતા. તેમણે વિચાર્યું કે આજે હવે હેરાન થવાનો પોતાનો વારો છે, એટલે દ્વાર ખોલ્યાં નહિ. આખરે જયારે તેણે બહુ આજીજી કરી, ત્યારે દયા આવી અને દ્વાર ખોલ્યાં. એ દીનતાપૂર્વક મહાત્માનાં ચરણમાં લોટી પડ્યો અને પોતાના ઉદ્ધારનો માર્ગ પૂછવા લાગ્યો. જેનું સંપૂર્ણ આયુષ્ય દુરાચારમાં વીત્યું છે, તેને માટે કયો ઉપદેશ હોઈ શકે, એવો મહાત્માને વિચાર આવ્યો. ઉપદેશ પણ પાત્રમાં જ શોભે છે. એટલે, એ પાપથી છૂટવાના વિચારથી, મહાત્માએ પેલાને એક સૂકી વાંસની લાકડી આપીને કહ્યું કે, તે લઇને તેણે જંગલમાં જવું, અને જયારે તે લીલી બને અને તેને અંકુર ફૂટે, ત્યારે પોતાની પાસે આવવું. આમ કહેવામાં મહાત્માનો આશય એ હતો કે, લાકડી લીલી થનાર નથી અને પોતાની પાસે તે આવનાર પણ નથી. પેલો માણસ મહાત્માજીનાં વચન પર વિશ્વાસ મૂકીને લાકડી લઇને તત્કાળ જંગલમાં ચાલ્યો ગયો. દૂર જતાં થાકીને, રાત્રિને વખતે, એક ગામની બહાર તે ઝાડ નીચે જઈ બેઠો. થોડી વારે ત્યાં બે મનુષ્ય આવ્યા અને તેઓ પણ થોડે દૂર એ જ વૃક્ષ નીચે બેસી ગયા. અંધારી રાત હતી, એટલે તેમણે પેલા માણસને બેઠેલો જોયો નહિ. તેઓ પરસ્પર વાત કરવા લાગ્યાઃ "આ ગામમાં આપણો એક શત્રુ છે. તેને મારી નાખ-

વાની જરૂર છે. એટલે તેને મારી નાખવો જોઇએ. પરંતુ, આપણે તેને એકલાને મારીશું, તો તેની અને આપણી વચ્ચે શત્રુતા છે એ વાત બધા જાણે છે, એટલે આપણે જરૂર પકડાઈ જઈશું. એટલે શ્રેષ્ઠ ઉપાય તો એ જ છે કે, રાત્રે આખા ગામને આગ લગાડી દેવી, જેથી બધા માણુસો સાથે એ પણ બળી મરશે, અને આપણે બચી જઈશું." તેઓ આ પ્રમાણે પરસ્પર વાતો કરી રહ્યા હતા અને પેલો સાંભળી રહ્યો હતો. એનું હૃદય એ સાંભળી દુભાયું. તેને વિચાર આવ્યો: "ભારે અનર્થ થશે! એક જીવને ખાતર, આ પાપીઓ સેંકડોની હત્યા કરવાને તત્પર થયા છે. મારું જીવન તો હજારો જીવોની હત્યા કરવામાં જ ખર્ચાયું છે, તો વળી આ બે હત્યા વધારે. પણ આ સેંકડો જીવોની હત્યા થતી બચશે અને તેમના પ્રાણ ઊગરી જશે." આવું વિચારી, તે ચૂપચાપ અંધારામાં પેલા બેની નજીક ગયો અને મહાત્માએ આપેલી લાકડીથી તેણે બંનેનાં માથાં ફોડી નાખ્યાં. આમ કરી, તે અલગ જઇને સૂઈ ગયો. પણ પ્રભાતે ઊઠી જુએ છે, તો શું દેખે છે? જે ભાગમાં લાકડી પેલા બેનાં લોહીથી રંગાઈ હતી, તે ભાગ લીલો છમ બન્યો છે અને તેમાંથી અંકુર ફૂટ્યો છે. આ કોઈ રીતે આશ્ચર્ય પામવા જેવી વાત નથી. જ્યાં સમષ્ટિનું હિત સધાય છે, ત્યાં તે હિતને સાધનભૂત બનનાર જડ વાંસમાં પણ પ્રકૃતિ પોતાનો પ્રકાશ રેલી શકે છે. આગામી સમષ્ટિ હર્ષની વધાઈ કે સમષ્ટિ શોકની સૂચના પશુપક્ષીદ્વારા તેમજ વૃક્ષ, વેલી અને લતાદ્વારા, પ્રકૃતિ દેતી રહે છે. રામાયણમાં અનેક સ્થળે આવાં કથન જડી આવે છે. લાકડી લીલીછમ બનેલી અને તેને અંકુર ફૂટેલો જોઈ, પેલો મનુષ્ય મહાત્મા પાસે દોડી ગયો અને તેમના ઉપદેશને પાત્ર બન્યો.

આ પરથી એ સિદ્ધ થાય છે કે, મારણરૂપ કર્મ, જે તેને માટે પાપના પુંજરૂપ બન્યું હતું, તે જ મારણરૂપ કર્મ ભાવફેર થવાથી પરમ પુણ્યરૂપે સિદ્ધ થયું અને બધાં જ પાપોના પ્રાય-

શ્રિત્તરૂપ બની ગયું. હવે કયો ભાવ પુણ્યને પ્રકટાવે છે અને કયો પાપને પ્રકટાવે છે એ જોઈએ. આના પર વિચાર કરવાથી સ્પષ્ટ થાય છે કે, જે ભાવમાં જેટલી માત્રામાં આપણો સ્વાર્થત્યાગ સમાયેલો હોય છે, તેટલા પ્રમાણમાં તે પુણ્યરૂપ બને છે અને જેટલા પ્રમાણમાં તે સ્વાર્થપૂર્ણ હોય છે, તેટલા પ્રમાણમાં તે પાપરૂપ બને છે. જે પ્રકારે, સુખ અને દુ:ખ સાપેક્ષ ન્યૂનાધિક હોય છે, એટલે કે એક સુખથી બીજું સુખ અધિક હોય છે અને બીજાથી પહેલું ન્યૂન હોય છે, તથા એક દુ:ખથી બીજું અધિક અને બીજાથી પહેલું ન્યૂન હોય છે, તે પ્રકારે, પુણ્યપાપ પણ સાપેક્ષ ન્યૂનાધિક હોય છે, અને કેવળ પુણ્ય અને કેવળ સુખ એથી વિલક્ષણ હોય છે. આ વિષયને આગળ પર સ્પષ્ટ રીતે વિચારીશું.

## પુણ્ય અને પાપના હેતુરૂપ રાગદ્વેષ પર વિચાર

વેદાન્તનું કથન છે કે, રાગથી પુણ્ય ઊપજે છે અને દ્વેષથી પાપની વૃદ્ધિ થાય છે. હવે અહીં પ્રશ્ન એ થાય છે કે, કયો રાગ પુણ્ય ઉત્પન્ન કરે છે? જેમાં અમારો વ્યક્તિગત સ્વાર્થ ભર્યો હોય છે એવો રાગ શું પુણ્ય ઉત્પન્ન કરે છે? ના. સ્વાર્થમૂલક રાગ પુણ્યના હેતુરૂપ હોઈ શકે નહિ. એવો રાગ પાપરૂપ બને છે. જેમાં આપણો વ્યક્તિગત સ્વાર્થ બિલકુલ હોય નહિ એવો રાગ પુણ્યરૂપ બને છે. જેટલે અંશે સ્વાર્થત્યાગની માત્રા એ રાગમાં અધિક હશે, તેટલા અંશમાં તે અધિક પુણ્યરૂપ બનશે. કયો દ્વેષ પાપને ઉત્પન્ન કરે છે? જેમાં આપણા સ્વાર્થનો ત્યાગ હોય એવો દ્વેષ શું પાપને ઉપજાવશે? નહિ. એવો દ્વેષ પણ પુણ્યરૂપ હશે. જેમાં આપણો વ્યક્તિગત સ્વાર્થ લાગુ હોય છે તે જ દ્વેષ પાપરૂપ છે, આ વિષયને દષ્ટાંત દ્વારા સ્પષ્ટ કરીશું.

ચોરી, જારી અને હિંસા, આ ત્રણ કર્મ ્ખ્યત્વે પાપનાં જનક છે. નિન્દિત કર્મ એ ત્રણેની અંદર સમાઈ જાય છે, આ ત્રણે પર જુદો જુદો વિચાર કરીએ.

**ચોરીઃ** ચોરીમાં રાગ પાપરૂપ છે અને ચોરીથી દ્વેષ પુણ્યરૂપ છે. આવો શાસ્ત્રોનો પણ મત છે. એમ કેમ? એટલા ખાતર કે, ચોર-કર્મ દુષ્ટ સ્વાર્થમૂલક છે. છતાં, ચોરીનું એવું કોઈ દૃષ્ટાંત મળે, જેમાં સ્વાર્થત્યાગને સંબંધ હોય, તો ચોરી પણ અવશ્ય પુણ્યરૂપ છે. મહર્ષિ વિશ્વામિત્રને માટે બાર વર્ષના દુકાળને કારણે, કૂતરાના નિકૃષ્ટ ભાગના માંસની ચોરી, અને તે પણ ચંડાળને ઘેરથી, પુણ્યરૂપ બની-કેમ? એટલા ખાતર કે, એવા અભક્ષ્યભક્ષણ દ્વારા શરીરની સ્થિતિ ટકાવી રાખવામાં તેમનો ઉદ્દેશ ભોગપરાયણ નહોતો; બલ્કે, પરોપકારપરાયણ× હતો. પરોપકાર માટે આવા નિન્દિત સાધન દ્વારા અભક્ષ્યભક્ષણ કરીને પણ પોતાના શરીરની સ્થિતિને સ્વીકારી લેવી એ સ્વાર્થત્યાગનું જ્વલંત દૃષ્ટાંત છે. એટલા માટે, એ કર્મ પુણ્યરૂપ બન્યું. ચોરાગ્રગણ્ય ભગવાન શ્રીકૃષ્ણની તો વાત જ શી કરવી? એમનાં ચોરકર્મની પ્રશંસાના કારણે શ્રીમદ્‌ભાગવત આદર પામ્યું છે. એમની લીલાઓ ભક્તોનાં હૃદયરૂપી નન્દનવનને માટે આનન્દામૃતવર્ષિણી છે. કોઈ કવિએ એ ચોરાગ્રગણ્યને બહુ સુંદર રીતે નમસ્કાર કર્યા છેઃ—

**व्रजे प्रसिद्धं नवनीतचौरं, गोपांगनानां च दुकूल चौरम्।**
**अनेक जन्मार्जित पाप चौरं, चौराग्रगण्यं पुरुषं नमामि॥**
**श्रीराधिकाया हृदयस्य चौरं, नवाम्बुज श्यामलकान्ति चौरम्।**
**शरणागतानां च समस्तचौरं, चौराग्रगण्यं पुरुषं नमामि॥**

અર્થઃ-વ્રજમાં જે પ્રસિદ્ધ માખણ ચોરનાર છે, જે ગોપીઓનાં વસ્ત્રને ચોરનાર છે, જે ભક્તોના અનેક જન્મોનાં સંચિત પાપોને ચોરનાર છે, એવા ચોરોના અગ્રણી ભગવાનને મારા નમસ્કાર છે. શ્રીરાધાજીના હૃદયને જેણે ચોર્યું છે, નવીન

---

× બીજા મનુષ્યો માટે આ લોકની પ્રેમસાધનાને "પરોપકાર" કહે છે. જ્યારે તેઓ માટે પારલૌકિક શ્રેયસાધના થાય છે, ત્યારે તે "પરમોપકાર" કહેવાય છે.

કમળની શ્યામલ કાન્તિને જેણે ચોરી છે અને શરણાગતોનું (તન, મન અને ધન) સર્વ કાંઇ જેણે ચોર્યું છે, એવા ચોરોના અગ્રણી ભગવાનને મારા નમસ્કાર છે.

આ આમ કેમ? એટલા ખાતર કે, તેમને પોતાના શરીર સાથે કોઈ પ્રકારનો વ્યક્તિગત અહંભાવ હતો નહિ. સ્વાર્થની વાત જ કેમ કરીએ? સ્વાર્થનો સંબંધ અહંભાવથી થાય છે. તેમનું પોતાનું શરીર તેમનાં પુણ્યપાપને લીધે રચાયું નહોતું. બલ્કે સાધુઓનાં પુણ્ય અને દુષ્ટોનાં પાપથી રચાયેલા સંસ્કારો દ્વારા તેમનું શરીર પ્રકટ્યું હતું. ગીતાના ૪ થા અધ્યાયમાં આ જ કહ્યું છે:—

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपिसन्।
प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया॥
यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे॥

(શ્લો૦ ૬, ૭, ૮)

અર્થ:–હું અજન્મા હોવા છતાં, અવિનાશીરૂપ હોવા છતાં અને સર્વ ભૂતોનો ઈશ્વર હોવા છતાં, મારી પ્રકૃતિનો આશ્રય કરીને, મારી માયા વડે પ્રકટ થાઉં છું. (ક્યારે?) જ્યારે જ્યારે ધર્મમાં ગ્લાનિ ઉત્પન્ન થાય છે, ત્યારે ત્યારે હું મારા રૂપને પ્રકટ કરું છું. (કેમ?) સાધુપુરુષોના ઉદ્ધાર માટે અને દુષ્ટોના વિનાશ માટે હું યુગયુગમાં પ્રકટ થાઉં છું.

ભગવાનની શારીરિક ચેષ્ટાઓ સાથે તેમનો કર્તૃત્વઅહંકાર કોઇ પ્રકારે જોડાયો ન હતો, એટલા ખાતર, એમની ચેષ્ટાઓનો જેમણે દ્વેષ કર્યો, તે ચેષ્ટાઓનું પાપ, ભગવાનને સ્પર્શ ન કરતાં, તે દ્વેષીઓને સ્પર્શ્યું. જેમણે તેમની ચેષ્ટાઓ પ્રત્યે રાગ કર્યો, તેનું પુણ્ય, ભગવાનને સ્પર્શ ન કરતાં, એ રાગ કરનાર પુરુષોએ જ લીધું, એટલે કે એ પુણ્યના ભાગી તેઓ

બન્યા. ઈશ્વરકોટિને છોડીને, બીજી જીવકોટિના યુંજાન× યોગીઓને પણ આ નિયમ લાગુ પડે છે.

આશય એ છે કે, રાગદ્વેષ અને પુણ્યપાપનો સંબંધ કેવળ કર્તૃત્વઅહંકારની સાથે હોય છે. જેનામાં કર્તૃત્વઅહંકાર જાગ્રત છે તેને જ રાગદ્વેષ અને પુણ્યપાપ સાથે બંધાવું પડે છે. જેનામાં કર્તૃત્વઅહંકાર જાગ્રત નથી, તેને રાગદ્વેષાદિની સાથે કોઈ રીતે બંધાવું પડતું નથી. સ્વયં ભગવાન અને યોગીઓમાં જ્ઞાનપ્રભાવથી કર્તૃત્વઅહંકાર સર્વથા ગલિત હોય છે, એટલે કે તેમને રાગદ્વેષ અને પુણ્યપાપનો સ્પર્શ થાય એ અસંભવિત છે. કારણ કે, તેમનામાં રાગદ્વેષાદિને આધારભૂત કર્તૃત્વઅહંકારનો અભાવ હોય છે, એટલે આધાર વિના આધેયની સ્થિતિ કયાંથી સંભવે? એમની અકળ અને વિલક્ષણ ચેષ્ટાઓ પ્રત્યે બીજાઓ જે રાગદ્વેષ કરે છે, તેઓ પોતાના રાગદ્વેષ દ્વારા પોતે બંધનમાં જકડાય છે. દા. ત. યુધિષ્ઠિરની યજ્ઞશાળામાં દુર્યોધને, જળમાં સ્થળ અને સ્થળમાં જળની વિપરીત ભાવના, પોતાના અજ્ઞાનદ્વારા કરીને, પોતે જ ભ્રમિત સ્થિતિ વહોરી લીધી હતી.

**જારી:**—જારકર્મમાં રાગ પાપરૂપ છે. આ વાતમાં બધાં શાસ્ત્રો સંમત છે. કેમ? એટલા ખાતર કે, તેમાં ઇન્દ્રિયપરાયણતારૂપ સ્વાર્થ ભરેલો હોય છે. જો એ રાગને સંકુચિત કરીને, પોતાની પત્નીમાં કેન્દ્રિત કરવામાં આવે તો તે પુણ્યરૂપ બને છે. વળી, એ રાગને ધીમે ધીમે સંકુચિત કરતા રહીને, પિતૃઋણથી છૂટવાના ઉદ્દેશથી એક પુત્રની ઉત્પત્તિ થયા બાદ, તજવામાં આવે, તો તેવી સ્થિતિ મહાન પુણ્યરૂપ છે. ઇન્દ્રિય-

---

× ગુરુ અને શાસ્ત્રના ઉપદેશ અને પોતાના પુરુષાર્થ દ્વારા જેમણે પોતાના પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત કર્યું છે, તેમને યુંજાન યોગીઓ કહે છે, તેમજ જેમને પોતાના પરમાત્મસ્વરૂપનું વિસ્મરણ થતું નથી, અને ગુરુ અને શાસ્ત્રના ઉપદેશની જેમને માટે જરૂર નથી, તેમને યુક્તયોગીઓ કહે છે. દાખલા તરીકે રામ, કૃષ્ણાદિ.

લોલુપતારૂપ રાગ જેટલો સંકુચિત બને તેટલો તે પુણ્યરૂપ, અને જેટલો વિકસિત બને તેટલો તે પાપરૂપ છે. મનુ મહારાજ કહે છે કે:—

" प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला । "

અર્થાત્ ભૂતોની પ્રવૃત્તિ ભોગોમાં સ્વાભાવિક રીતે થાય છે, પરંતુ નિવૃત્તિ મહાફળદાયિની છે. ઇન્દ્રિયલોલુપતાના સર્વથા અભાવના કારણે, મહર્ષિ વ્યાસદેવદ્વારા, ધૃતરાષ્ટ્ર, વિદુર અને પાંડુની ઉત્પત્તિ પાપરૂપ ન બનતાં પુણ્યરૂપ મનાઈ.

**હિંસા:**—જે હિંસા આપણા પેટને કબર બનાવવાને ખાતર અગર બીજા કોઈ તુચ્છ સ્વાર્થને માટે કરવામાં આવે છે, તે અવશ્ય પાપરૂપ છે. પરંતુ હિંસામાં જો ઉદારતાપૂર્વક સ્વાર્થ-ત્યાગની માત્રા મોજૂદ હોય, તો તે મહાન પુણ્યરૂપ છે. પાછળ આ સંબંધમાં એક દૃષ્ટાન્ત આપીને આ વાત સ્પષ્ટ કરવામાં આવી છે. રાજાને માટે પ્રજાપાલનની નીતિથી અપરાધીને દંડ દેવો એ પુણ્યરૂપ છે અથવા ધર્મરક્ષા ખાતર યુદ્ધ આદરવું એ પરમ પુણ્ય છે. પરંતુ પ્રજાપાલનનીતિ તથા ધર્મરક્ષાને લક્ષમાં ન રાખીને, કેવળ પોતાના સ્વાર્થખાતર હિંસા કરવામાં આવે, તો તે મહાન અનર્થરૂપ છે. વર્તમાનમાં વિવિધ રાજ-શાસનનીતિના પ્રવાહ જે રીતે વહી રહ્યા છે તે પ્રાકૃતિક નિયમ વિરુદ્ધ છે, એટલે પ્રકૃતિના દંડની ચોટ તેમને સહેવી પડે તો નવાઈ નહિ. એ નિયમને કોઈ પણ શક્તિ અટકાવી શકે તેમ નથી.

## રાગથી પુણ્ય અને દ્વેષથી પાપનું રહસ્ય

ઉપરોક્ત વ્યાખ્યાથી સિદ્ધ થાય છે કે, કેવળ રાગ એ પુણ્યનો હેતુ નથી, તેમ કેવળ દ્વેષ એ પાપનો હેતુ નથી. પરંતુ, જે રાગ સાથે સ્વાર્થનું લગડું લાગેલું હોય છે, તે રાગ પણ પાપરૂપ છે, તેમ જે દ્વેષ સાથે સ્વાર્થત્યાગનો સંબંધ છે, તે દ્વેષ પણ પુણ્યરૂપ છે. બીજા અર્થમાં, જે રાગ સાથે સ્વાર્થત્યાગ છે તે જ પુણ્યરૂપ છે, અને સ્વાર્થમૂલક દ્વેષ જ

પાપરૂપ છે. હવે "રાગથી પુણ્ય અને દ્વેષથી પાપ થાય છે," એ વેદાન્તના વચનનો ઉપરોક્ત વ્યાખ્યા સાથે કેવી રીતે મેળ ખાય છે તે જોઇએ. આનું સમાધાન આ પ્રમાણે છે:—

વેદાન્ત કહે છે કે, સંસારમાં એક જ પાપ છે અને પુણ્ય પણ એક જ છે. આપણે પોતાને સમસ્ત સંસારથી ભિન્ન રૂપે જાણીએ, એટલે કે, "હું જુદો છું, બાકી સર્વ સંસાર મારાથી જુદો છે; આ સાડા ત્રણ હાથની હદમાં મર્યાદિત તે હું છું"—આ પ્રકારનો પરિચ્છિન્ન (મર્યાદિત) અહંકાર એ જ એક પાપ છે અને તે બીજાં બધાં પાપોની જડ સમાન છે.

"**अन्योऽसावन्योऽहमस्मि न स वेद यथा पशुः।**" (શ્રુતિ)

અર્થાત્ "એ બીજો છે, હું બીજો છું"—એવા પ્રકારની ભેદદૃષ્ટિવાળો પુરુષ, પશુની જેમ, કંઈ પણ જાણતો નથી. આ પરિચ્છિન્ન અહંભાવનો અભાવ હોવો એ જ એક પુણ્ય છે, અને તે સર્વ પુણ્યોના મૂળરૂપ છે.

આ સિદ્ધાંતને અનુસરી, જે ક્રિયાઓ દ્વારા અહંભાવ દૃઢ બને છે તે પાપરૂપ અને જે ક્રિયાઓથી અહંભાવ શિથિલ બને છે તે પુણ્યરૂપ છે એમાં સંદેહ નથી. આ કારણથી નિયમ પણ એ છે કે, જેટલી જેટલી સ્વાર્થની વૃદ્ધિ થાય છે, તેટલો તેટલો અહંભાવ સંકુચિત બનીને દૃઢ થતો જાય છે, અને તે પાપ છે, અને જેટલો જેટલો સ્વાર્થત્યાગ થાય છે, તેટલો તેટલો અહંભાવ વિકસીને ફેલાય છે, અને તે જ પુણ્ય છે. દાખલા તરીકે પાણી જેટલા પ્રમાણમાં શીતના સંયોગમાં આવે છે, તેટલા પ્રમાણમાં તે સંકુચિત બનીને જડતાને પ્રાપ્ત કરે છે, અને જેટલા પ્રમાણમાં અગ્નિના સંસર્ગમાં આવે છે, તેટલા પ્રમાણમાં તે દ્રવીભૂત બનીને વિસ્તાર પામે છે, અને તે એટલે સુધી કે, તે વરાળના રૂપમાં સૂક્ષ્મ બનીને આકાશના મોટા ભાગને ઘેરી લે છે અને સાથે સાથે મહાન શક્તિ પણ તે પ્રાપ્ત કરે છે. આવી રીતે અહંભાવ જેટલો સ્વાર્થપરાયણ હોય છે, તેટલો તે સંકુચિત બની જડતાને પ્રાપ્ત કરે છે અને તેટલે દરજ્જે તે

ભય, ક્રોધ વગેરે આસુરી સંપત્તિનો અધિકારી બને છે. આથી વિરુદ્ધ, જેટલો તે સ્વાર્થત્યાગને ધારણ કરે છે, તેટલો તે સૂક્ષ્મ બનીને વિસ્તાર પામે છે, અને તેટલે દરજ્જે તે "શક્તિ," "શાન્તિ," "નિર્ભયતા," વગેરે દૈવી સંપત્તિનો અધિકારી બને છે, અને તે એટલે સુધી કે, તે સૂક્ષ્મતાને પામતો રહી, આકાશની જેમ, સંપૂર્ણ સંસારમાં ફેલાઈ જાય છે, સંપૂર્ણ સંસાર સાથે પોતાની એકતાનો અનુભવ કરી શકે છે અને એ રીતે, જીવ મટી શિવરૂપ બને છે. આથી ઊલટું, જેટલા પ્રમાણમાં અહંભાવ જડતાને પ્રાપ્ત કરે છે, તેટલા પ્રમાણમાં, તેને પ્રાકૃતિક નિયમ પ્રમાણે, અડદના લોટની જેમ, દુઃખોની ચોટો સ્વાભાવિક રીતે આવી પડે છે. આમ અહંભાવની દૃઢતા અને જડતા પાપરૂપ છે અને તેનું ક્ષીણ થવું એ પુણ્યરૂપ છે.

રાગ હંમેશાં એવા પદાર્થોમાં ઉત્પન્ન થાય છે, જેમાં સુખબુદ્ધિ જાગે છે અને સુખબુદ્ધિના વિષયરૂપ જે પદાર્થો હોય છે તેમાં આત્મત્વબુદ્ધિને લીધે સુખબુદ્ધિ થાય છે. અર્થાત્ પોતાપણાના ભાવને લીધે એ પદાર્થોમાં ચિત્ત ચોંટે છે. બીજી રીતે સુખબુદ્ધિ થાય પણ કેમ? કારણ કે, આત્માથી ભિન્ન બીજો કોઈ પદાર્થ સુખરૂપ અને પ્રિયરૂપ હોઇ શકતો નથી. આટલા માટે, શ્રુતિ આત્માને "**अस्ति, भाति અને प्रिय**" રૂપે વર્ણવે છે. ધન, પુત્ર, સ્ત્રી વગેરે બધા સંસારના પદાર્થ આપણને, જ્યાં સુધી તેમાં આત્મત્વબુદ્ધિ વિદ્યમાન હોય છે, ત્યાંસુધી સુખદાયી લાગે છે. જે ક્ષણે તેમનામાંથી આત્મત્વબુદ્ધિ હઠી જાય છે, તે ક્ષણે તેમના પ્રત્યેની સુખબુદ્ધિ પણ કૂચ કરી જાય છે. પ્રત્યેક પ્રાણી પોતાના જીવનમાં આ અનુભવને પ્રત્યક્ષ કરી રહેલો છે. શ્રુતિ પણ એ જ વાતને પોકારી પોકારીને કહે છે:-

**"न वारे सर्वस्य तु कामाय सर्वं प्रियं भवति,**
**आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति ॥"**

અર્થ:—બધા પદાર્થો પર બધા પદાર્થો ખાતર કાંઈ પ્રેમ થતો નથી, પરંતુ આપણા પોતાની ખાતર બધા પદાર્થો પર

પ્રેમ ઊપજે છે.

આથી સિદ્ધ થાય છે કે, જે પદાર્થોમાં રાગ જન્મે છે તેમાં આત્મત્વબુદ્ધિનો અડ્ડો પહેલેથી જામેલો હોય છે. અર્થાત્ આ મારો આત્મા છે એવી આત્મત્વબુદ્ધિને લીધે તેમાં રાગ થાય છે. વળી આત્મત્વબુદ્ધિ એ વેદાન્તનો પ્રતિપાદ્ય વિષય છે. એટલે, રાગ પાપરૂપ પણ કેવી રીતે બને ? અહંભાવનો વિકાસ રાગદ્વારા થાય છે, અને મર્યાદિત શરીરથી આગળ વધીને એ રાગના વિષયરૂપ જે પદાર્થ હોય છે, તેમાં આત્મત્વબુદ્ધિ પોતાનું આસન જમાવે છે. એટલે વેદાન્તનું લક્ષ્ય એ છે કે, એ રાગ એટલી હદે વિસ્તરે કે, સંપૂર્ણ બ્રહ્માંડમાં પણ આત્મત્વબુદ્ધિનું ભાન થવા પામે.

આમ, રાગ પોતાના રૂપે વેદાન્તના લક્ષ્યને અનુકૂળ છે. તે કોઈ રીતે પાપરૂપ હોઈ શકતો નથી. પ્રકૃતિનો એ અટળ નિયમ છે કે, કોઈ પણ પરિચ્છિન્ન પદાર્થમાં સત્યત્વબુદ્ધિથી રાગ, તે પદાર્થથી ભિન્ન બીજા સર્વ પદાર્થોમાં દ્વેષ જન્માવે છે. પણ આ સ્થિતિ અનિવાર્ય છે. વેદાન્ત ઇચ્છે છે કે, દૂધ તો પીઓ, પરંતુ તે કૂતરાની ચાટમાં રેડીને નહિ. રાગ તો કરવો, પરંતુ તે મર્યાદિત દૃષ્ટિથી નહિ બલ્કે રાગની સમતા-દૃષ્ટિનો વિસ્તાર થવો જોઇએ, અને તે જ આત્મવિકાસ છે. ત્યારે કરવું શું ? કોઈ પણ પરિચ્છિન્ન વસ્તુનો સત્યત્વબુદ્ધિથી રાગ પોતાની સાથે દ્વેષને લઇને આવે છે. જેટલા પ્રમાણમાં રાગ સંકુચિત હોય છે, તેટલા પ્રમાણમાં દ્વેષ વિકસે છે. જેટલા પ્રમાણમાં રાગ વિકસે છે, તેટલા પ્રમાણમાં દ્વેષ સંકુચિત બને છે. બીજા અર્થમાં, તુચ્છતાની દૃષ્ટિથી જેટલા પ્રમાણમાં રાગ થાય છે, તેટલા પ્રમાણમાં દ્વેષની વૃદ્ધિ થાય છે અને જેટલા પ્રમાણમાં ઉદારતા અને વિશાળતાની દૃષ્ટિએ રાગ થાય છે, તેટલા પ્રમાણમાં દ્વેષનો અભાવ હોય છે.

હવે, એ સિદ્ધ થયું કે, રાગ પોતાના સ્વરૂપે પાપરૂપ નથી, પરંતુ પરિચ્છિન્ન વસ્તુ તો રાગ દ્વેષને ઉપજાવે છે. એટલે

દ્વેષરૂપે તે પાપ છે, રાગરૂપે પાપ નથી. જેટલો રાગ સંકુચિત હોય છે, તેટલો જ દ્વેષ અધિક હોય છે. અને તેટલી જ પાપની વધારે વૃદ્ધિ થાય છે. જેટલો રાગ વિકસે છે, તેટલો દ્વેષ ન્યૂન થાય છે, અને તેટલી પુણ્યની વધારે વૃદ્ધિ થાય છે. એટલા ખાતર, સ્વાર્થમૂલક રાગ પાપરૂપ અને સ્વાર્થત્યાગ-મૂલક રાગ પુણ્યરૂપ છે. કારણુ કે, સ્વાર્થ પોતાના સંબંધથી રાગને સંકુચિત અને સીમાબદ્ધ કરીને દ્વેષની વૃદ્ધિ કરે છે, એટલે તે દુષિત તેમજ પાપરૂપ છે.

જેમની સાથે આત્મત્વબુદ્ધિનો મેળ નથી હોતો, એટલે કે, જે આપણી હૃદયગત જ્યોતિથી ધન્ય થતા નથી, એવા પદાર્થો પ્રત્યે દ્વેષ થાય છે. એટલા માટે, દ્વેષ જે પોતાના સ્વરૂપથી વેદાન્તના લક્ષ્યને પ્રતિકૂળ છે, તે પોતાના સ્વરૂપથી પુણ્યરૂપ કેમ હોય? આમ છતાં, સ્વાર્થત્યાગમૂલક દ્વેષને પુણ્યરૂપ બતાવ્યો છે, તેનું કારણુ આ છે:–

વેદાન્ત કહે છે કે, આપણા હૃદયમાં રાગનો સ્વાભાવિક સ્રોત વહી રહેલો છે. તે કોઇ એક વ્યક્તિની માલિકીની ચીજ નથી. એ સ્રોત પર સંપૂર્ણ સંસારનો અધિકાર છે. દેવ, ઋષિ, પિતૃ, મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતંગ, અર્થાત્ ઉદ્ભિજ્જ, સ્વેદજ, અંડજ અને જરાયુજ–એ ચારે ખાણુનાં બધાં ભૂત-પ્રાણીઓને આપણી પાસેથી એ રાગ પામવાનો અધિકાર છે. રાગ પર બધાનો અધિકાર છે. જેટલે દરજ્જે આપણે તેમની સાથે આત્મદૃષ્ટિથી પ્રેમ કરીશું, એટલો જ પ્રેમ આપણે તેમની પાસેથી પામીશું. વાહ! પ્રકૃતિનો કેવો સુન્દર નિયમ, જેટલું જેટલું ખર્ચીએ તેટલું તેટલું વધે પણ ખરું! જેટલાં બીજ જમીનમાં વાવીએ, તેથી કંઈકગણું વધીને આપણુને મળે. કેવો નફાકારક સોદો! પરંતુ દિલગીરીની વાત છે કે, આપણે આને વર્તનમાં ઉતારવાનું શીખ્યા નથી. સમુદ્રની સપાટી પર જ્યારે એક લહેર પ્રકટે છે, ત્યારે પહેલાં એ સ્થૂળાકારે પ્રકટે છે. પરંતુ એ એક નિયમ છે કે, સ્થૂળરૂપે પ્રકટ થતાંવેંત તે ફેલાવા લાગે છે,

અને પાતળી થતી થતી તે એટલે સુધી ફેલાય છે કે પોતાના આકારને દૂર કરીને સમુદ્રરૂપે તે બની જાય છે. આમ, તે બધી જ લહેરોમાં ઓતપ્રોત બની રહે છે અને બધાં રૂપોમાં ડોકાતી રહે છે. આ પ્રકારે, પ્રાકૃતિક નિયમની એવી ઇચ્છા હોય છે કે, આપણા હૃદયદેશમાં ઉત્પન્ન થયેલા રાગના સ્રોતને એટલે સુધી ફેલાવી દેવો કે તે ફેલાતાં ફેલાતાં સંપૂર્ણ બ્રહ્માંડમાં વ્યાપી જાય. આમ થાય, એટલે સંપૂર્ણ સંસારના સ્વામી આપણે જ છીએ, અને બધાં હૃદયોમાં આપણું આસન જામે છે. પરંતુ આથી ઊલટી રીતે, જ્યારે આપણે આ હૃદયગત રાગને કોઈ એક કેન્દ્રમાં જકડી રાખીને, તુચ્છ સ્વાર્થનાં બંધનથી બાંધી દઇએ છીએ અને તેને ફેલાતો રોકી દઇએ છીએ, ત્યારે એનો પ્રવાહ આગળ વધતો અટકી પડે છે અને એ પ્રકારે, તેને એક સ્થાનમાં રોકી રાખી, પરિમિત બનાવી, આપણે તેને અપવિત્ર અને ગંધાતો કરી મૂકીએ છીએ. દાખલા તરીકે, જ્યારે નદીનું પાણી પાળ બાંધીને એક સ્થળે રોકી દેવામાં આવે છે, ત્યારે તે વહેતું બંધ પડીને મેલું બની ગંધાઈ ઊઠે છે. પરંતુ પાળ તોડી નાખીને તેને વહેતું કરી દઇએ, તો તે જળપ્રવાહના રૂપમાં વહેતું થવાના કારણે નિર્મળ અને પવિત્ર બને છે. સાથે સાથે, ઘણી જમીન પણ તેના પ્રતાપે હરિયાળી બને છે.

"બહતા પાની નિર્મલા, ખડા સો ગન્દા હોય."

આ પ્રકારે, સ્વાર્થત્યાગમૂલક દ્વેષ એટલા માટે પુણ્યરૂપ છે કે, રાગના પ્રવાહને રોકીને અપવિત્ર કરી દેનાર કેન્દ્રિત રાગના તુચ્છ સ્વાર્થી બંધનને તોડી નાખીને, તે એ પ્રવાહને વહેતો કરી મૂકે છે. વળી, તે એ રાગના સ્રોતને વહેતો કરવાના કારણે, તેને નિર્મળ પણ બનાવી દે છે અને ઘણાં હૃદયક્ષેત્રોને લીલાંછમ કરી દે છે. આથી સિદ્ધ થાય છે કે, સ્વાર્થત્યાગ-મૂલક દ્વેષ, દ્વેષરૂપે પુણ્યરૂપ નથી, પરંતુ, રાગની સમતાનો વિસ્તાર કરવાના કારણે, રાગરૂપે પુણ્યરૂપ છે. એક વૈરાગ્યવાન

મહાત્મા માટે વૈરાગ્ય એટલા ખાતર મહાન પુણ્યરૂપ છે કે તેથી તેણે તુચ્છ સંસારસંબંધી રાગનાં બંધનને તોડી નાખીને રાગની સમતાનો વિસ્તાર કરેલો હોય છે અને "**वसुधैव कुटुम्बकम्**" ના ભાવને સિદ્ધ કરી દીધેલો હોય છે.

## વિકાસવાદનું નિરૂપણ

રાગદ્વેષ સાથે પુણ્યપાપનો સંબંધ કેવા પ્રકારનો અને કેવી રીતનો છે, તેની વ્યાખ્યા કરી ચૂકયા. હવે પ્રકૃતિના ગુણોના તારતમ્યથી પુણ્યપાપ તથા આત્મવિકાસનું કંઇક નિરૂપણ કરીશું. પ્રકૃતિના રાજ્યમાં જેટલા પદાર્થ છે, તે બધાનો સંબંધ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોની સાથે છે. ગીતાના ૧૮ મા અધ્યાયના શ્લોક ૪૦ માં કહ્યું છે:–

**न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः।**
**सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात् त्रिभिर्गुणैः॥**

અર્થ:–પૃથ્વી કે સ્વર્ગ કે દેવતાઓમાં એવો કોઈ પદાર્થ નથી, જે પ્રકૃતિના એ ત્રણ ગુણોથી રહિત હોય.

અર્થાત્, પાષાણથી માંડીને ચારે ખાણ અને ચારે વાણીમાં જેટલા પદાર્થ છે, તે બધા એ ત્રણ ગુણો સાથે સંબંધ ધરાવે છે. સઘળો પ્રપંચ જો પ્રકૃતિનું કાર્ય છે, તો પ્રત્યેક વસ્તુમાં પ્રકૃતિના ત્રણ ગુણો પણ હોય એ આવશ્યક છે. ત્રણે ગુણોમાંથી કોઇ એક ગુણનો પ્રત્યેક પદાર્થમાં વિકાસ થાય છે અને બાકીના બે દબાયેલા રહે છે. આમ ત્રણે ગુણોનો સંબંધ બન્યો રહે છે. જે ગુણનો જે પદાર્થમાં વિકાસ થાય છે, તે પદાર્થ તે ગુણ-વાળો કહેવાય છે. પાષાણ તમોગુણની ગાઢ અવસ્થા સાથે સંબંધ રાખે છે. પરંતુ તમોગુણની એ અવસ્થા રહેવા છતાં હીરા, માણેક વગેરેમાં પ્રકાશ હોવાના કારણે સત્ત્વગુણનો વિકાસ તેમાં પણ જોવામાં આવે છે. આનું કારણ એ કે, સત્ત્વગુણ પ્રકાશરૂપ છે. પાષાણમાં પણ જીવ છે એમ માનવામાં આવે છે. આનું સ્પષ્ટ પ્રમાણ એ છે કે, પાષાણ અથવા માટીની ખાણમાંથી

પાષાણ કે માટી કાઢીને, થોડા વખત માટે એ ખાણને જો એમને એમ રહેવા દેવામાં આવે છે, તો એ ખાણ પહેલાનાં કરતાં અવશ્ય કંઈક વધેલી નજરે પડે છે. વિકાસવાદની દૃષ્ટિથી, એથી આગળ જીવભાવનો વિકાસ જ્યારે ઉદ્‌ભિજવર્ગમાં થાય છે, ત્યારે તેમાં તમોગુણની ક્ષીણ અવસ્થાનો વિકાસ નજરે પડે છે. આ કારણે, એ વર્ગમાં દિવસે દિવસે ઊંચી કક્ષામાં ગતિ થતી જાય છે. તમોગુણની ગાઢતાના કારણે, પાષાણમાં થતી ગતિ ધ્યાનમાં આવે તેવી નહોતી, તે તમોગુણની ક્ષીણતાને લીધે ઉદ્‌ભિજ્જોમાં સહેજે જણાવા લાગે છે. વૃક્ષ વગેરે તમોગુણી હોવા છતાં, જાતિભેદથી વડ, પીપળો વગેરેમાં સત્ત્વગુણની અધિકતા હોય છે.

"**अश्वत्थः सर्ववृक्षाणाम्**" (ગી૦ અ૦ ૧૦, શ્લો૦ ૨૬)

અર્થાત્ બધાં વૃક્ષોમાં પીપળો એ મારી વિભૂતિ છે, આવું ભગવાને સત્ત્વગુણના વિકાસના કારણને લીધે કહ્યું છે. ગુણોના વિકાસની સાથે સાથે જ, પાંચકોશો અને ત્રણ અવસ્થાઓનો વિકાસ પણ સધાતો જાય છે. જે પ્રકારે, ત્રણે ગુણો પ્રત્યેક પદાર્થમાં મોજૂદ હોય છે, તે પ્રકારે, પાંચે કોશો× તથા ત્રણે અવસ્થાઓનો સંબંધ પણ પ્રત્યેક પદાર્થ સાથે તથા પ્રત્યેક યોનિ સાથે બન્યો રહે છે. તેમનો વિકાસ કેવળ ક્રમે ક્રમે અને ગુણોની સાથે સાથે થતો રહે છે. ત્રણ અવસ્થાઓમાં સુષુપ્તિ અવસ્થા તમોગુણી છે, સ્વપ્ન અવસ્થા રજોગુણી છે અને જાગ્રત અવસ્થા સત્ત્વગુણી છે. તમોગુણનાં લક્ષણ જડતા, આળસ, પ્રમાદ અને અજ્ઞાન છે. આ લક્ષણ સુષુપ્તિ-અવસ્થામાં સાંપડે છે. રજોગુણનાં લક્ષણ ચંચળતા, ઇચ્છા, તૃષ્ણા વગેરે છે, જે સ્વપ્ન-અવસ્થામાં મળી આવે છે. સત્ત્વગુણનાં લક્ષણ સ્થિરતા, પ્રકાશ, શાન્તિ અને જ્ઞાન છે અને તે જાગ્રત-અવસ્થામાં મોજૂદ હોય છે. ગીતાના ૧૪ મા અધ્યાયના ૧૭ મા શ્લોકમાં

× પાંચ કોશોનાં નામઃ—અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનન્દમય.

કહ્યું છે કે:—

**सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च।**
**प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च॥**

આ નિયમ પ્રમાણે, ઉદ્‌ભિજજવર્ગમાં તમોગુણની સાથે સાથે ત્રણ અવસ્થાઓ અને પાંચ કોશો રહેતાં હોવા છતાં પણ, વિકાસ તો કેવળ ક્ષીણ સુષુપ્તિ–અવસ્થાનો તથા અન્નમય કોશ-નો જ થયેલો જોવામાં આવે છે. અન્નમય કોશના વિકાસને કારણે, એ વર્ગની અંદર હરવખત સીધી રેખામાં ગતિ થાય છે. એ ધ્યાનમાં રાખવું જોઇએ કે ગુણ, અવસ્થા અને કોશ કંઈ બહારથી આવીને આ યોનિઓમાં પ્રવેશ કરતા નથી. પરંતુ, પ્રાકૃતિક નિયમાનુસાર, તેમની અંદરથી જ, બીજમાંથી જેમ કૂંપળો, ટીશીઓ, ફૂલ, ફળ વગેરે પોતપોતાના સમયે વિકાસ પામતાં રહે છે તેમ વિકાસ પામે છે.

ઉદ્‌ભિજજવર્ગથી આગળ વધીએ, એટલે જીવભાવનો વિકાસ સ્વેદજયોનિમાં થાય છે. અહીં એ વર્ગની અંદર રજોગુણ, સ્વપ્ન–અવસ્થા અને પ્રાણમય કોશનો વિકાસ થવા લાગે છે. એ વર્ગની અંદર શ્વાસોચ્છ્‌વાસની ક્રિયા જોવામાં આવે છે, તેમજ એક સ્થાનમાંથી બીજે સ્થાને ગતિ થતી પણ જોવામાં આવે છે. આવી ગતિ ઉદ્‌ભિજજયોનિમાં જણાતી નથી. આ હકીકત પ્રાણમય કોશ, રજોગુણ અને સ્વપ્ન–અવસ્થાના વિકાસ-નાં લક્ષણને સૂચવે છે. ક્રિયા સિવાય, આ વર્ગમાં મન અગર બુદ્ધિની કોઈ ચેષ્ટા થતી જોવામાં આવતી નથી. આ વર્ગ પોતાનાં બચ્ચાં પર વહાલ કરવાનું જાણતો નથી.

તેમાં કોઈ પ્રકારની બૌદ્ધિક ચેષ્ટા પણ થતી જોવામાં આવતી નથી; કેવળ જડાવસ્થામાં ગતિ અને પ્રાણસંચાર આ વર્ગમાં જોઈ શકાય છે. સ્વેદજયોનિમાં અનેક જાતનાં એવાં કૃમિ હોય છે, જે શરીરની અંદર રક્તશોધન તથા શરીરના અનેક દોષો દૂર કરવામાં સહાયક બને છે. એટલા માટે, રજો-ગુણનો સ્વેદજયોનિમાં થોડો વિકાસ થયેલો હોવા છતાં પણ,

એ યોનિને સત્ત્વગુણપ્રધાન કહી શકાય છે.

સ્વેદજયોનિથી આગળ જીવભાવનો વિકાસ અંડજયોનિમાં થાય છે. અહીં રજોગુણની અધિકતાની સાથે સાથે સ્વપ્ન-અવસ્થાનો પ્રસાર તથા અન્નમય અને પ્રાણમય કોશ ઉપરાંત, મનોમય કોશનો વિકાસ પણ પ્રત્યક્ષ થાય છે. આ વર્ગમાં ચંચળતાનો વેગ તીવ્રપણે ચાલે છે. જેમ સ્વપ્ન-અવસ્થામાં મનનાં પરિણામ ઝડપીલાં હોય છે, તેમ આ યોનિમાં પણ બને છે. આ યોનિના જીવોનું મન એક ક્ષણ માટે પણ સ્થિર રહેતું નથી. એમની શારીરિક અને માનસિક ચેષ્ટાઓ દિનભર અનિયમિતપણે થતી રહે છે. આ ચેષ્ટાઓ નીચલી યોનિઓમાં મોજૂદ નથી હોતી. આ યોનિના જીવોમાં ભૂખતરસનો વેગ જોર પર હોય છે. તેઓ પોતાનાં બચ્ચાં પર વહાલ કરી જાણે છે. તેઓ એકબીજા પ્રત્યે વેરભાવ પણ કંઈક વખત માટે કેળવી શકે છે, પરંતુ તે સ્થાયી હોતો નથી. આ સર્વ તેમનામાં મનોમયકોશ, રજોગુણ અને સ્વપ્નાવસ્થાના વિકાસને સૂચવે છે. રજોગુણની પ્રધાનતા હોવા છતાં, જાતિભેદે કપોત, મોર વગેરેની યોનિઓમાં સત્ત્વગુણની અધિકતા જોવામાં આવે છે. મનુષ્ય એ પ્રાણીઓને પાળે છે, અને તેમના દ્વારા પોતાનાં અનેક કાર્યો સાધે છે-એ પ્રાણીઓ મનુષ્ય પ્રત્યે પણ પોતાનો પ્રેમભાવ પ્રકટ કરી જાણે છે. એટલા માટે, રજોગુણ હોવા છતાં એમને સત્ત્વગુણપ્રધાન કરી શકાય છે. **वैनतेयश्च पक्षिणाम्**" (ગી૦ અ૦ ૧૦, શ્લો૦ ૩૦)-આમ, ગરુડને ભગવાને પોતાની વિભૂતિરૂપે કહ્યો છે.

અંડજયોનિમાંથી નીકળી જીવભાવનો વિકાસ હવે જરાયુજયોનિમાં થાય છે. મનુષ્યયોનિ જો કે જરાયુજયોનિમાં સમાઈ જાય છે, તો પણ મનુષ્યયોનિને છોડીને, બીજાં ચારપગાંમાં, રજોગુણની સાથે સાથે, કંઈક સત્ત્વગુણનો પણ વિકાસ આ યોનિમાં જોવામાં આવે છે. અહીં, બીજા ત્રણ કોશો ઉપરાંત વિજ્ઞાનમય કોશનો વિકાસ જીવમાં નજરે આવે છે. અંડજયોનિના જીવોમાં જેટલા પ્રમાણમાં ચંચળતાનો વેગ મોજૂદ

હતો, તે હવે આ યોનિમાં હોતો નથી, પરંતુ તેની ગતિ મુકાબલે સ્થિર બનેલી હોય છે. આ જ સત્ત્વગુણના વિકાસનું ચિહ્ન છે. બીજી જાતિ સાથે તેમજ પોતાની જાતિ પ્રત્યે પ્રેમનો પ્રકાશ અનેક પ્રકારે પ્રકટ થતો આ યોનિમાં જણાય છે. મનુષ્ય ગાય, કૂતરું, અશ્વ વગેરે પાળે છે. કૂતરાની મારફત તે અનેક કાર્ય કરાવે છે. કૂતરું ચોકીદારની ફરજ સારી પેઠે બજાવે છે. તે કુટુંબનાં તેમજ બીજાં મનુષ્યોને સારી પેઠે ઓળખે છે. તેને બતાવીને કોઈ ચીજ પાણીમાં ફેંકવામાં આવે, તો તે તરત જ કાઢી આણે છે. અશ્વ વગેરેને પણ અનેક પ્રકારે કેળવી શકાય છે. આ હકીકત બૌદ્ધિક વિકાસ (વિજ્ઞાનમય કોશ) ને સારી રીતે સૂચવે છે. આ યોનિમાં જાતીયભેદથી ગાય વગેરે પશુઓમાં સત્ત્વગુણનો અધિક વિકાસ થયેલો જોઈએ છીએ.

આથી આગળ જઈએ, એટલે જીવભાવનો વિકાસ મનુષ્ય-યોનિમાં થાય છે. અહીં મનુષ્યમાં ત્રણ ગુણ, ત્રણ અવસ્થા અને પાંચે કોશનો વિકાસ પ્રકટે છે. હવે જીવની પ્રકૃતિ પૂર્ણ-રૂપે ખીલે છે. જાગ્રત અવસ્થા, સત્ત્વગુણ અને આનન્દમય કોશનો પણ આ યોનિમાં પ્રાદુર્ભાવ થઈ ચૂકયો છે. હવે, એની દશ ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ પૂર્ણરૂપે વિકસિત થઈ ચૂકયાં છે. આ ફળ આનંદમય કોશના વિકાસનું છે. અહીં, તેને રસના ઇન્દ્રિયને સ્વાદિષ્ટ લાગતાં ભોજનોના જુદા જુદા રસનું જ્ઞાન થાય છે અને તેમની તે ઇચ્છા પણ કરે છે. ચક્ષુ ઇન્દ્રિયના વિષયરૂપ સુન્દર સુન્દર રૂપો જોવાની તેને લાલસા પ્રકટે છે. શ્રોત્રઇન્દ્રિયના વિષયરૂપ મધુર શબ્દો સાંભળવામાં તેનું ચિત્ત લાગે છે. ત્વક્ઇન્દ્રિયના વિષયરૂપ કોમળ સ્પર્શ પામવાને તેને જિજ્ઞાસા થાય છે. ઘ્રાણ ઇન્દ્રિયના વિષયરૂપ સુગંધિત દ્રવ્યને પામવાની તેને રુચિ થાય છે. આ બધું નીચલી યોનિઓમાં પ્રકટયું નહોતું તે અહીં મનુષ્યની અંદર આનન્દમય કોશ અને મન ઇન્દ્રિયના પૂર્ણ વિકાસના ચિહ્નરૂપે પ્રકટી ચૂકયું છે. બૌદ્ધિક વિકાસ પણ અહીં તેનામાં પૂર્ણરૂપે પ્રકટી ચૂકયો છે. સાધારણ

મનુષ્ય પોતાનાં સુખદુઃખ સારી રીતે જાણે છે. કેવે પ્રકારે સાંસારિક સુખ સંપાદન થાય, કયે પ્રકારે દુઃખોથી છુટકારો થાય, એનાં સામાન્ય સાધન તે જાણે છે અને અજમાવે છે. અહીં, અનેકાનેક સાંસારિક વિદ્યાઓનો સંગ્રહ કરીને બુદ્ધિનો અનેકવિધ ચિત્રવિચિત્ર આવિષ્કાર તે સાધે છે. બુદ્ધિબળથી તે વરાળ અને વીજળી વગેરે પર પોતાનો અધિકાર જમાવે છે અને એમ કરીને, દેશકાળનો છેદ ઉડાવે છે. હવે, તે સાડાત્રણ હાથમાં પોતે પૂરાઇ રહેતો નથી, પરંતુ નિરાધાર તારની મદદથી પોતાના કાનથી હજારો માઈલ દૂરના શબ્દો સાંભળે છે. વાયુયાન વગેરેની મદદથી તે પોતાના પગને સેંકડો માઈલો સુધી લંબાવે છે. આ સર્વ તેનામાં પૂર્ણ સત્ત્વગુણ અને પૂર્ણ બૌદ્ધિક વિકાસનો પરિચય આપે છે.

## મનુષ્યયોનિમાં પુણ્યપાપનાં બંધન કેમ કરી થયાં?

આ પ્રકારે પાષાણયોનિથી માંડીને જીવભાવનો વિકાસ, પ્રકૃતિના અનેકવિધ પલટા ખાતોખાતો, મનુષ્યયોનિ સુધી થતો આપણે જોઈ ગયા. નીચલી યોનિઓમાં જીવ પોતપોતાની પ્રકૃતિને અધીન હતો. ખાનપાન, રહેવુંસહેવું, સૂવુંજાગવું, મૈથુન વગેરે એની બધી ચેષ્ટાઓ પ્રકૃતિને અધીન બની થતી હતી. પ્રકૃતિની વિરુદ્ધ કોઈપણ ચેષ્ટા કરવાને તે સમર્થ નહોતો. તેની ચેષ્ટાઓમાં તેનો કર્તૃત્વઅહંકાર વિકાસ પામ્યો નહોતો, એટલે તેની બધી ચેષ્ટાઓ પ્રકૃતિને અનુકૂળ થતી હતી. એટલા ખાતર, એ યોનિઓમાં તેના કોઈ કર્મ બદલની જવાબદારી પણ તેને લાગુ પડી શકતી નહોતી, તેમ તે પોતાની ચેષ્ટાઓ માટે કોઇ પ્રકારના પુણ્યપાપનો ભાગી બની શકતો નહોતો. દૃષ્ટાન્ત તરીકે સમજી શકાય છે કે, સિંહનું ભોજન જ્યાં કેવળ માંસ છે, એટલે કોઇ જીવની હિંસા માટે તેને જવાબદાર ગણી શકાય નહિ. પ્રાકૃતિકરૂપે તેના અંગોની રચના આ વિષયને સિદ્ધ કરે છે. પરંતુ મનુષ્યયોનિમાં આવીને જીવની એ દશા રહી નહિ. અહીં તેની પ્રકૃતિ પૂર્ણતાને પામી ચૂકી છે અને

તેનામાં કર્તૃત્વઅહંકાર પૂર્ણરૂપે ઉદય પામેલો છે. હવે, એ પ્રકૃતિને અધીન રહ્યો નથી, બલ્કે પ્રકૃતિની વિરુદ્ધ અનેક ચેષ્ટાઓ કરવાને તે સમર્થ છે. એટલા ખાતર તેના પર તેની ચેષ્ટાઓની જુમ્મેદારી પણ રહે છે. શિશુકાળમાં બાળકની બધી ચેષ્ટા માતાને અધીન હોય છે, એટલે તેની ચેષ્ટાઓની જુમ્મેદારી પણ તેના પર ન રહેતાં, તેની માતા પર રહે છે. પરંતુ બાલ્યાવસ્થા પસાર કરીને જ્યારે તે યુવાવસ્થા પ્રાપ્ત કરે છે, ત્યારે માતા પર તેની કોઈ પ્રકારની જવાબદારી રહેતી નથી અને પોતાની ચેષ્ટાઓ બદલ તે પોતે જ જુમ્મેદાર ઠરે છે. આ રીતે નીચલી યોનિઓમાં પ્રકૃતિને અધીન હોવાના કારણે જીવ પર તેની ચેષ્ટાઓની કોઈ જવાબદારી રહેતી નહોતી, પણ અહંભાવ અને પ્રકૃતિની પૂર્ણતાના કારણે, મનુષ્યયોનિમાં જીવ પર તેની સર્વ ચેષ્ટાઓની જવાબદારી રહે છે. સરકારના રાજ્યમાં પણ આવો નિયમ નજરે આવે છે. અને મનુષ્ય પર જ બધા પ્રકારની જવાબદારી નાખવામાં આવે છે. મોટાં મોટાં શહેરોમાં સડક પર ચાલવાને માટે સર્વસાધારણ અમુક પ્રકારનું વર્તન નક્કી કરવામાં આવે છે, છતાં એ સડક પર ચાલનાર ઘોડા, બળદ વગેરે પશુઓ પર, મળમૂત્રત્યાગના કે એવા કોઈ કારણે, કોઇ અપરાધ નક્કી કરવામાં આવ્યો હોય એવું જાણ્યામાં નથી. આશય એ છે કે, બીજી યોનિઓમાં આનંદમય કોશનો વિકાસ થયો નહોતો, એટલે જીવમાં સુખની ઇચ્છા પણ બળવતી નહોતી બની. પરંતુ મનુષ્યયોનિમાં આવીને આનંદમય કોશનો પૂર્ણરૂપે વિકાસ થઈ ચૂકેલો છે, એટલે તેને સુખની ઇચ્છા પણ તીવ્રપણે જાગેલી હોય છે. સુખની ઇચ્છાથી ભોક્તૃત્વ અને કર્તૃત્વઅહંકાર પણ જાગેલો હોય છે, તેમજ કર્તૃત્વઅહંકારથી પદાર્થોમાં અનુકૂળતા અને પ્રતિકૂળતાના ભાવવાળી બુદ્ધિ પણ ખીલેલી હોય છે. અનુકૂળમાં રાગ અને પ્રતિકૂળમાં દ્વેષ થવો સ્વાભાવિક છે. રાગદ્વેષથી પુણ્યપાપનો સંબંધ કેવા પ્રકારનો છે, એનું વર્ણન પાછળ "પુણ્ય અને પાપના હેતુરૂપ રાગદ્વેષ

પર વિચાર" એ અને એની પછીની વ્યાખ્યામાં કરવામાં આવ્યું છે. આ પ્રકારે સુખની ઇચ્છાથી કર્તૃત્વઅહંકાર દઢ થતો હોવાને લીધે, મનુષ્યયોનિમાં જીવ બંધાય છે, પરંતુ બીજી યોનિઓમાં તે બંધાતો નથી.

## મનુષ્યયોનિમાં કઈ કઈ અવસ્થામાં કર્મનું બંધન નથી રહેતું ?

જીવભાવનો વિકાસ, પાષાણ અને ઉદ્ભિજ્જયોનિથી આરંભીને, "ગુણ" "અવસ્થા" અને "કોશ"ને અનુસાર, ક્રમે ક્રમે પ્રકૃતિને અધીન નિર્વિઘ્નતાપૂર્વક કેવી રીતે સધાય છે અને તે મનુષ્યયોનિ સુધી કેવી રીતે પહોંચી જાય છે, એ આપણે ઉપરોક્ત વિવેચનદ્વારા જોઈ ગયા. વળી, બીજી યોનિઓમાં જીવ પોતાનાં કર્મો માટે જુમ્મેદાર નથી રહેતો, પણ મનુષ્યયોનિમાં પોતાનાં કર્મો માટે કેવી રીતે તે જુમ્મેદાર ઠરે છે, તે પણ આપણે જોઇ ગયા. મનુષ્યયોનિમાં પણ, માતાના ગર્ભથી નીકળીને જ્યાં સુધી બાળકનું જીવન માતાના સ્તનપાન પર નિર્ભર છે ત્યાંસુધીની તેની અવસ્થા એ સુષુપ્તિ અવસ્થા છે. આથી આગળ વધીને, જ્યારે બાળકને દાંત ફૂટી આવે છે, તે થોડું થોડું અન્ન ખાવા લાગે છે, પોતાના પગે ચાલવા લાગે છે અને લખોટીઓના ખેલ ખેલી પોતાના ચિત્તને પ્રસન્ન કરવા લાગે છે ત્યાંસુધી તેની અવસ્થા, એ સ્વપ્ન–અવસ્થા છે. કારણ કે, એ બંને અવસ્થાઓમાં એની પ્રકૃતિ અપૂર્ણ છે. એ અવસ્થાઓમાં કર્તૃત્વઅહંકાર અને બુદ્ધિનો પૂર્ણ વિકાસ થયો હોતો નથી. એટલે એ બંને અવસ્થાઓમાં, પ્રાકૃતિક નિયમાનુસાર તેની ચેષ્ટાઓ બદ્દલની જવાબદારી તેના પર આરોપી શકાતી નથી, વળી મનુષ્યજન્મ પામીને "**पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनम्**"ના ભારથી જેઓ મુક્ત બન્યા છે, જેમણે ચોરાસી લાખના ચક્રથી થાકીને કમર ખોલી દીધી છે અને જેમણે કર્તૃત્વઅહંકારને જ્ઞાનાગ્નિથી ભસ્મ કરી દીધો છે, એવા મહાપુરુષોની તો વાત જ ક્યાંથી કરવાની હોય !

લાખ ચૌરાસી કે ચક્કરસે થકા ખોલી કમર,
અબ રહા આરામ પાના, કામ કયા બાકી રહા?
ડાલ દો હથિયાર, મેરી રાય પુખતા અબ હુઈ,
લગ ગયા પૂરા નિશાના, કામ કયા બાકી રહા?
ઘોર નિદ્રાસે જગાયા, સદ્‌ગુરૂને વાહ! વાહ!!
અબ નહિ જગાના જગના, કામ કયા બાકી રહા?
માન ને મનમેં મિંયા મૌલાકા મેલા હૈ યહ સબ,
ફિર બનું અબ કયા મૌલાના! કામ કયા બાકી રહા?
જાનકર તૌહીદકા+ મનશા શુબા સબ મિટ ગયા.
યૂંહી ગાલોંકા બજાના, કામ કયા બાકી રહા?
એકમેં કસરત, વ કસરતમેં ભી એક હી એક હૈ,
અબ નહિ ડરના ડરાના, કામ કયા બાકી રહા?
દ્વૈત વ અદ્વૈત કે ઝગડે મેં પડના હૈ ફિઝૂલ,
અબ ન દાંતો કો ઘિસાના, કામ કયા બાકી રહા?

જેણે કરામલકની જેમ સંસારના તત્ત્વને જાણી લીધું છે, જેણે જ્ઞાનરૂપી દીપક હૃદયમાં પ્રકટાવીને ચિત્તની જડ ગ્રંથીને ઉકેલી નાખી છે, અવિદ્યાનો ભાર અનેક કલ્પથી જીવે જે પોતાના શિર પર લાદેલો હતો તેને ફેંકી દઈને જેણે હવે અનન્ત વિશ્રામને પ્રાપ્ત કરેલો છે અને જેનો કર્તૃત્વઅહંકાર ગળી ગયો છે, તે સર્વ કાંઇ કરતો છતાં, કંઈ પણ કરતો નથી, એવા ભાવે રહે છે.

**नैव किञ्चित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।**
**पश्यन्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥**
**प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।**
**इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥**

(ગી. અ. ૫, શ્લો. ૮,૯)

વળી, **यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।**
**हत्वापि स इमाँल्लोकान्नहन्ति न निबध्यते ॥**

(ગી. અ. ૧૮, શ્લો. ૧૭)

---

+ અદ્વૈત.

અર્થ:—તત્ત્વને જાણનાર યોગી દેખતો, સાંભળતો, સ્પર્શતો, સૂંઘતો, ખાતો, ચાખતો, સૂતો, શ્વાસ લેતો, બોલતો, ત્યાગતો, ગ્રહણ કરતો અને આંખને ખોલતો અને મીંચતો હોવા છતાં, "હું કાંઇ કરી રહ્યો નથી; ઇન્દ્રિયો પોતાના અર્થોમાં વર્તી રહી છે." એવું માને છે. જેનામાં અહંકર્તૃત્વભાવ નથી અને જેની બુદ્ધિ કર્મમાં લેપાયમાન થતી નથી, એ બધા લોકોને મારીને પણ મારતો નથી, અને બંધાતો નથી. આ પ્રકારે મનુષ્યયોનિમાં પણ, એ ત્રણે અવસ્થાઓનાં કર્મ, ફળ આપવા યોગ્ય હોતાં નથી.

## મનુષ્ય સિવાયની યોનિઓમાં પુણ્યપાપનો અસંભવ અને મનુષ્યયોનિમાં જીવનું કર્તવ્ય

જીવભાવના વિકાસનો આરંભ પાષાણ અને ઉદ્ભિજ્જ યોનિથી થવા છતાં, પુણ્યપાપનો ભાર મનુષ્યયોનિમાં જ જીવ પર લાદવામાં આવે છે અને તે પણ કર્તૃત્વઅહંકારના પૂર્ણ વિકાસના કારણે લાદવામાં આવે છે, એ પરિણામ પર હવે આપણે આવી પહોંચ્યા છીએ. અહંકારની આ અવસ્થા જ જીવના બંધન અને મુક્તિનું કારણ છે. અર્થાત્, અહંકારની આ જાગ્રત–અવસ્થાને પ્રાપ્ત કરીને અને પોતે પોતાને જ્ઞાનનો અધિકારી બનાવીને, મનુષ્ય પોતાના આત્મસ્વરૂપને પ્રાપ્ત કરે છે અને આવાગમનના બંધનને છોડવી શકે છે. અથવા, પાશવિક પ્રવૃત્તિમાં ફસાઇને, ફરી વાર જડ યોનિઓને પ્રાપ્ત કરી શકે છે. આનું કારણ એ છે કે, હવે તે પોતાનાં કર્મોનો પોતે જુમ્મેદાર બની ગયો છે. એટલે, તેને માટે નિકૃષ્ટ કર્મોના ફળરૂપ જડ યોનિઓની પ્રાપ્તિ થવી પણ અનિવાર્ય છે. કર્મોને અનુસાર ગુણોની વૃદ્ધિ થાય છે અને ગુણોને અનુસાર યોનિઓની પ્રાપ્તિ થાય છે, એ પ્રકૃતિનો નિયમ છે. ગીતાના ૧૪મા અધ્યાયના ૧૮ મા શ્લોકમાં ભગવાને કહ્યું છે કે:—

**ऊर्ध्वं गच्छति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः।**
**जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः॥**

અર્થાત્, સત્ત્વગુણી પુરુષ ઊર્ધ્વલોકમાં જાય છે, રજોગુણી મધ્યલોકમાં જાય છે એટલે કે, મનુષ્યલોકમાં રહે છે અને તામસી પુરુષ અધોગતિ–તિર્યગાદિ (કીટ, પશુ વગેરે) યોનિને પ્રાપ્ત થાય છે. બન્ને અવસ્થાઓની પ્રાપ્તિ હવે તેને અધીન બને છે, અને બન્ને માર્ગનો અહીંથી આરંભ થાય છે. જો કે અહંકાર પશુપક્ષીઓમાં પણ વિદ્યમાન છે અને અહંકાર વિના ભૂખ, તરસ તથા તેમની નિવૃત્તિનું સાધન વગેરે વ્યવહારની સિદ્ધિ પણ થતી નથી. છતાં તેમનામાં અહંકાર હજી જાગ્રત અવસ્થાને પામેલો હોતો નથી; બલ્કે, તે સ્વપ્નતુલ્ય હોય છે. સ્વપ્ન–અવસ્થામાં કરેલાં કર્મ પુણ્યપાપના સંસ્કાર ઉત્પન્ન કરીને મનુષ્ય માટે બંધનના હેતુરૂપ જેમ બનતાં નથી, અને બાલ્યાવસ્થામાં કરેલાં શુભાશુભ કર્મને માટે રાજ્ય તરફથી બાળક ઉપર કોઈ પ્રકારની જવાબદારી જેમ ઠોકી બેસાડવામાં આવતી નથી, તેવી રીતે, એ તિર્યગ્ વગેરે યોનિઓમાં, અહંકારનો વિકાસ સ્વપ્નાવસ્થા સુધી મર્યાદિત રહેવાના કારણે, પશુપક્ષી વગેરેની તિર્યગ્યોનિઓ પણ કોઈ રીતે જવાબદાર હોઈ શકતી નથી. પણ હવે મનુષ્યયોનિ પામીને જીવે અહંકારની પૂર્ણતા પ્રાપ્ત કરી લીધી છે, અને તેનામાં પાંચ કોશોનો વિકાસ થઇ ચૂકેલો છે, એટલે પ્રકૃતિ માતાએ સર્વ પ્રકારે તેને યોગ્ય બનાવીને તેને માટેની પોતાની જવાબદારી પાછી ખેંચી લીધી છે, અને તેને સ્વતંત્ર કરીને તે બદલનું પ્રમાણપત્ર તે આપી ચૂકી છે. તે હવે ચાહે પ્રકૃતિ માતાના પરિશ્રમને સફળ કરતો રહીને, તેની સેવા કરતો રહીને, તેને અનુકૂળ વર્તતો રહીને અને સ્વાર્થત્યાગ દ્વારા રાગની સમતાને સંપાદન કરી "**वसुधैव कुटुम्बकम्**"× ના ભાવને પામતો રહીને, પ્રકૃતિની સંપૂર્ણ ચેષ્ટા જેના નિમિત્તે થઇ રહી હતી, એવા નિરંતર સુખને પ્રાપ્ત કરી, આવાગમનના ફંદામાંથી પોતાની જાતને છોડાવી લે, એ તેની ઇચ્છાની વાત છે. અથવા પ્રકૃતિમાતાનો અનાદર કરી,

× સંપૂર્ણ પૃથ્વી એ જ અમારું કુટુમ્બ છે.

તેને પ્રતિકૂળ વર્તીને તેમજ અનિયમિત પ્રવૃત્તિ અને અનર્ગળ ભોગવાસનાની ધગધગતી આગની સામગ્રી એકઠી કરીને, દીપકમાં પતંગની જેમ, પોતે પોતાને ભસ્મ કરી દે અને એ પ્રકારે, આસુરી સંપત્તિનો અધિકારી બની, પોતાને માટે ચોરાસી લાખના ચક્કરની તૈયારી કરી રાખે, એ પણ તેની પોતાની જ ઇચ્છાની વાત છે. આવા આસુરી સંપત્તિવાળા જીવની કેવી ગતિ થાય છે, તેનું વર્ણન ભગવાન પોતે ગીતાના ૧૬ મા અધ્યાયના ૧૬ થી ૨૦ સુધીના શ્લોકોમાં કહે છે:

**अनेकचित्तविभ्रांता मोहजाल समावृताः ।**
**प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥**
**आत्मसम्भाविताः स्तब्धा धनमानमदान्विताः ।**
**यजन्ते नाम यज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥**
**अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।**
**मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥**
**तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।**
**क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥**
**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ॥**
**मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥**

અર્થ:—અનેક પ્રકારે ભમી ગયેલા ચિત્તવાળા, મોહજાળમાં ફસેલા અને વિષયભોગોમાં આસક્ત અજ્ઞાની જનો અપવિત્ર નરકમાં પડે છે. એવા પુરુષો પોતે પોતાને શ્રેષ્ઠ માને છે; તેઓ તુંડમિજાજી હોય છે; ધન અને માનના મદથી છકેલા હોય છે; દંભ કરીને વિધિરહિત અહંકારની પૂજાને માટે નામમાત્રના યજ્ઞો કરે છે; અહંકાર, બળ, ઘમંડ, કામ અને ક્રોધથી યુક્ત બની, એકબીજાની નિંદા કરે છે; પોતાના શરીરમાં તેમજ બીજાના શરીરમાં વસેલો એવો અંતર્યામી દેવ જે હું પોતે છું તેનો દ્વેષ કરે છે; (અર્થાત તેઓ એ સમજતા નથી કે, તેમના તેમજ તેમના પ્રતિપક્ષીના શરીરમાં એક જ અંતર્યામી દેવ

છે, આ વાત નહિ જાણુવાથી, જળબુદ્ધિને છોડી, તરંગદૃષ્ટિથી શરીરોમાં જ સત્યબુદ્ધિ રાખવાના પરિણામે, જે વિષનો પ્રચાર થઈ રહે છે, તે વિષ અંતે તેમને પોતાને ચઢી જાય છે. આવા પુરુષોની કઈ ગતિ થાય ?) આવી રીતે દ્વેષ કરનારા, ક્રૂર, નીચ પુરુષોને હું સંસારમાં ઘોર અશુભ આસુરી યોનિઓમાં ફેંકું છું, બીજા અર્થમાં, તેમને કૂકર શૂકર યોનિઓ પ્રાપ્ત કરાવું છું. વળી, હે કુંતીપુત્ર ! એ મૂઢ પુરુષો જન્મે જન્મે આસુરી યોનિઓને પામતા રહીને, મને ન પામતાં, નીચ ગતિને પામે છે. સાર એ છે કે, વિકાસદ્વારા મનુષ્યયોનિ પામીને, આસુરી સંપત્તિને વિષની જેમ તરછોડીને દૈવી સંપત્તિને પથ્ય માની સેવે અને પોતે પોતાને શિવસ્વરૂપનો અધિકારી બનાવે, એવું જીવને પ્રકૃતિનું ફરમાન છે.

આમ એ હવે સ્પષ્ટ થાય છે કે, અહંકાર અને બુદ્ધિનો પૂર્ણ વિકાસ સાધીને જ જીવ પોતે પોતાને ઉચ્ચમાં ઉચ્ચ યોનિઓમાં પણ પાડી શકે છે. જે પ્રકારે લોઢાથી લોઢું કપાય છે તે પ્રકારે, અહંકાર દ્વારા અહંકાર અને બુદ્ધિ દ્વારા બુદ્ધિને પણ કાપી શકાય છે. એટલે કે, સત્ત્વગુણી અહંકાર બુદ્ધિદ્વારા રાજસિક અને તામસિક અહંકારાદિ કાપી શકાય છે. પરંતુ આ બધાં કાર્ય બુદ્ધિની પૂર્ણતા મેળવીને સાધી શકાય છે. હવે કેવે રૂપે મનુષ્ય નીચમાં નીચ તેમ જ ઊંચમાં ઊંચ યોનિઓ પ્રાપ્ત કરવાને મુખત્યાર છે, એ સંબંધમાં કંઇક સામાન્યરૂપે જણાવીશું. એ સ્પષ્ટ છે કે, બાળક પોતાની માતાની સેવા પામીને યૌવન અવસ્થાને પ્રાપ્ત કરે છે. જ્યારે તેને મળ-મૂત્ર ત્યાગ કરવાની પણ સમજણ હોતી નથી, ત્યારે તેને માટે તેની માતા નીચમાં નીચ કાર્ય બજાવે છે. તે ચાંડાળનો ધંધો પણ પ્રેમપૂર્વક પોતે કરે છે. રાત પર રાત જાગતી રહીને, તે બાળકનાં કષ્ટને પોતાનાં કરી લે છે. તેના મળમૂત્રમાં પોતે સૂઈને બાળકને સૂકામાં સુવાડે છે. બાળક જ્યારે રડે છે, ત્યારે તેના દુ:ખને પોતે સહી નહિ શકવાથી, તેનું હૃદય પણ દ્રવીભૂત

થાય છે. આ બધાના બદલારૂપે યુવાવસ્થા પામીને બાળકનું એ કર્તવ્ય છે કે, તે પોતાની માતાને અનુકૂળ વર્તીને તેના પરિશ્રમને સાર્થક કરે. બાળકની ભલાઈ એમાં જ છે. જો તે માતાને અનુકૂળ વર્તન કરતો નથી અને તેને પ્રતિકૂળ વર્તે છે, તો તેને યમયાતના અવશ્ય સહેવી પડે છે. આ પ્રકારે, પ્રકૃતિ-માતા પણ જીવરૂપી બાળકને પાષાણ, વૃક્ષાદિની જડ–અવસ્થા, જેમાં જીવ સર્વથા દીનહીન દશામાં હતો અને જેમાં તેને કોઈ પ્રકારનું જ્ઞાન નહોતું, તેમાંથી ઉઠાવી, ક્રમે ક્રમે, નિર્વિઘ્નતાપૂર્વક તેનું લાલનપાલન કરી, તેને મનુષ્યયોનિ પ્રાપ્ત કરાવે છે અને સર્વ પ્રકારની યોગ્યતા અર્પીને યુવાવસ્થામાં પહોંચાડે છે. હવે આ અવસ્થામાં જીવને માટે એક માત્ર કર્તવ્ય એ જ છે કે, તે પ્રકૃતિ માતાની આજ્ઞા પ્રમાણે ચાલે, તેની પ્રસન્નતા પ્રાપ્ત કરીને, તેના કઠણ પરિશ્રમને સાર્થક કરે અને જેના નિમિત્તે પ્રકૃતિનો સંપૂર્ણ વ્યવહાર ચાલી રહ્યો છે, તે પરમ પિતા સાથે પોતાનું ઐકય સાધે. જીવરૂપી બાળકને મુક્ત કરવાનો ભાર પ્રકૃતિ-માતાએ પોતાના શિર પર લઇ લીધો છે અને તેને મુક્ત કર્યા સિવાય તે પોતે નિરાંત વાળી બેસનાર નથી, તેમ તેને પણ બેસવા દેનાર નથી, એમાં કોઈ વાતનો સંદેહ નથી. આ સંજોગમાં, જો જીવ પોતાની ચાલ બેઢંગી અને જડતાપૂર્ણ રાખી ચાલે છે, અને એમ કરીને, માતાનો અનાદર કર્યે જાય છે, તો એ માતા કાળીરૂપે વિકરાળ સ્વરૂપ ધારણ કરીને, તેને નીચમાં નીચ યોનિમાં ફેંકયા વિના પણ રહે તેમ નથી. આ સ્થિતિનું વર્ણન ગીતાના ૧૬ મા અધ્યાયના ૧૬ થી ૨૦ શ્લોકો-માં કરવામાં આવ્યું છે, અને તે આપણે ઉપર જોઈ ગયા છીએ. હવે ચાહે ઠોકરો ખાઈ ખાઇને તેમજ પિટાઈ પિટાઇને સીધે રસ્તે ચાલવું કે ચાહે પહેલાં કૂટાયા પિટાયા વગર પોતાના રસ્તા પર આવી જવું, એ જીવની પોતાની ખુશીની વાત છે. સારી વાત તો એ છે કે, તેણે પહેલેથી સીધા માર્ગ પર આવી જવું, જેથી તેને માર ખાવો પડે નહિ.

## પ્રકૃતિનો અટલ નિયમ

પ્રકૃતિ એ પરમાત્માનો કાયદો છે. એ બહુ કઠોર છે. એને કોઈની શરમ નથી. જે એની સેવા કરે છે, તેને પ્રકૃતિ ભવાનીરૂપે દર્શન દે છે અને તેનો શિવસ્વરૂપ સાથે મેળ કરાવે છે. પરંતુ, તેનો અનાદર કરનારનું કાળીરૂપે મર્દન કર્યા વિના પણ તે રહેતી નથી. એનાજ કળાકૌશલ્યથી પૃથ્વી, સૂર્ય, ચંદ્રમા, નક્ષત્ર વગેરે શૂન્યમાં સ્થિર રહ્યાં છે. એના જ ભયથી પવન વાય છે અને સૂર્ય કાંપતો કાંપતો નિયમિત રીતે ઊગે છે. એના જ ભયથી અગ્નિ, ઇન્દ્ર અને મૃત્યુ દોડતા રહે છે. એણે ચલાવેલું કાળચક્ર દિન, રાત, પક્ષ, માસ, છ ઋતુ તથા સંવત્સરરૂપે ઘૂમતું રહે છે. એના કટાક્ષથી આઠે પ્રહર સમુદ્ર નૃત્ય કરી રહે છે અને નિયમિત સમયે ભરતીઓટ રૂપે એની લીલાનું દૃશ્ય ખુલ્લું કરે છે. આકાશને શૂન્યતા, વાયુને સ્પન્દતા, અગ્નિને ઉષ્ણતા, જળને દ્રવતા અને પૃથ્વીને કઠોરતા એણે જ આપેલી છે. સારાંશ કે, બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર એનાજ ઈશારાથી સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને લયની ક્રિયા કરે છે. એ પ્રકૃતિમાતાને અનુકૂળ વર્તીને જ મનુષ્ય પોતાની જાતને બંધનમાંથી છોડવી શકે છે. બીજી રીતે એના બંધનમાંથી છૂટવું અસંભવિત છે. કોઈ નદી ઉપર થઇને રેલગાડી લઇ જવાની હોય, ત્યારે પાણીના વહેણને માર્ગ કરી આપીને, પુલ બાંધવામાં આવે છે અને એ પુલને અનુકૂળ રીતે ગાડી ચલાવીને નદી પાર કરી શકાય છે. જળના પ્રવાહને રોકી રાખીને હજાર ઉપાય કરીએ પણ ગાડી લઈ જઇ શકાય નહિ. એવી રીતે મનુષ્ય પ્રકૃતિને અનુકૂળપણે વર્તીને પ્રકૃતિના બંધમાંથી છૂટો થઇ શકે છે.

અહીં પ્રશ્ન એ થાય છે કે, પ્રકૃતિને અનુકૂળતા શામાં છે? પ્રકૃતિને શું ગમે છે? આ સંબંધમાં વિચાર કરતાં સમજાય છે કે, જીવ જ્યારે કોઇ પ્રકારે ધન, પુત્ર વગેરે બાહ્ય પદાર્થોની પકડને સ્વીકારે છે અથવા શરીર સંબંધેની માનમોટાઈની પકડમાં ફસાય છે, ત્યારે તેનું વાતાવરણ દુઃખ, શોક અને

ચિંતાથી પરિપૂર્ણ બને છે. પકડને લીધે જ, વર્તમાન અને ભવિષ્ય બન્ને કાળ એ જીવની વિરુદ્ધ કેડ બાંધીને સામા આવી ઊભા રહે છે. વર્તમાનમાં તો અનેક ભૂતસમુદાય જીવ પ્રત્યે પકડના કારણે શત્રુતા દાખવવા લાગે છે અને ભવિષ્યમાં, એ કર્મોના ફળરૂપે, આધિદૈવિક શક્તિ એ જીવનો વિરોધી બની તેને દુઃખરૂપી ફળભોગ ભોગવવાને સશસ્ત્રી આવી ખડી થાય છે. વર્તમાનમાં જીવને જે દુઃખ પ્રાપ્ત થઈ રહ્યું હોય છે, તેના મૂળમાં, નિર્વિવાદરૂપે, એકમાત્ર કારણ એ જ હોઇ શકે કે, એ જીવે ભૂતકાળમાં અથવા તો નિકટવર્તી વર્તમાન કાળમાં કોઈ પ્રકારે કોઈને કોઈ પકડ પકડેલી હતી. આ સિવાય, બીજું કોઇ કારણ હોય નહિ, તેમ હશે નહિ. આથી સ્પષ્ટ થાય છે, કે. અધ્યાત્મ[1] (આધિ, વ્યાધિ, તાપ), અધિદેવ[2] અને અધિભૂત[3]–આ ત્રણ પ્રકારની તાપની પ્રાપ્તિ એક માત્ર પકડને લીધે જ છે. જેટલી પકડ અધિક, તેટલો તાપ પણ અધિક; જેટલી પકડ ઓછી–ઢીલી, તેટલો તાપ પણ ઓછો. વળી, જો પકડને છોડી દેવામાં આવે, તો તરત એનું વાતાવરણ સુખશાન્તિમય બની જશે, અને ત્રણે તાપ તેનાથી પીઠ ફેરવી દેશે. ભગવાન દત્તાત્રેયે પોતાના ૨૪ ગુરુઓમાં સમડીને પોતાના ગુરુ તરીકે સ્થાપી છે. સમડી એક માંસનો ટુકડો લઈને આકાશમાં ઊડી રહી હતી. એ માંસના ટુકડાને જોઇ, બીજી સમડીઓ તેનો વિરોધ કરવાને ઊડી તેને ટોચી ટોચીને ખાવા લાગી. જેવો પેલી સમડીએ માંસનો ટુકડો છોડી દીધો કે તરત બધી સમડીઓએ તેનો પીછો પકડેલો છોડી દીધો અને તે પછી એ સુખે ઊડી શકી. આથી સ્પષ્ટ જણાય છે કે, ગમે તે પ્રકારે ત્યાગનેઅનુસરવું એ પ્રકૃતિને અનુકૂળ વર્તવા સમાન છે અને ગ્રહણને અનુસરવું એ પ્રકૃતિને પ્રતિકૂળ વર્તવા સમાન છે.

ઉપરોક્ત રીતિથી ત્યાગમાં પ્રકૃતિની અનુકૂળતા છે. સર્વ-

---

૧ શારીરિક અને માનસિક દુઃખ. ૨ ગ્રહ, નક્ષત્ર, અગ્નિ, જળ, વગેરે દ્વારા થતું દુઃખ. ૩. મનુષ્ય, પશુ, વગેરે દ્વારા થતું દુઃખ.

ત્યાગ એ જ પ્રકૃતિનું ધ્યેય અને અંતિમ લક્ષ્ય છે, એ પ્રકૃતિનો વિશ્રામ છે અને તેને પહોંચવામાં જ પ્રકૃતિના બંધનથી મુક્તિ છે. એ ઉદ્દેશ્યને સન્મુખ રાખીને, જેમ પાછળ વર્ણન કરવામાં આવ્યું છે તે પ્રમાણે, પ્રકૃતિએ જીવને પાષાણ અને ઉદ્‌ભિજ્જાદિ જડ યોનિઓમાંથી ઉઠાવી, ક્રમે ક્રમે, તેના તમોગુણ અને રજોગુણને ગાળી નાખી, પાંચ કોશના વિકાસ દ્વારા તેને મનુષ્ય-યોનિની પ્રાપ્તિ કરાવી છે. વળી, સત્ત્વગુણના વિકાસ દ્વારા મનુષ્યમાં બુદ્ધિની પૂર્ણતા પણ તેણે આપી છે, જેથી તેને સુખદુઃખ, હાનિ-લાભ, પુણ્યપાપ, વગેરેનું જ્ઞાન પણ થાય છે. બુદ્ધિની પૂર્ણતા આપીને પ્રકૃતિએ પોતાનું કર્તવ્ય ખતમ કરી દીધું છે. એમ કરી, તેણે જીવને સ્વતંત્રતા પણ બક્ષી છે અને પોતાની જવાબ-દારીથી તે પોતે હાથ ધોઈ બેઠી છે. પરંતુ બુદ્ધિની એ પૂર્ણતા અને સ્વતંત્રતા પામીને, મનુષ્ય હવે પોતાના વ્યક્તિગત સ્વાર્થ-ની પકડ, મર્કટની જેમ પકડી બેઠો છે, તે એ પકડની પૂર્તિ પાછળ લાગી પડ્યો છે અને એને જ જીવનનું લક્ષ્ય માની બેઠો છે. નથી તેને એ છોડવા માગતો કે નથી આગળ વધવા ચાહતો. આ સંજોગમાં, પ્રકૃતિ મનુષ્યને તગાદો કરે છે કે, તેણે ક્રમે ક્રમે પોતાના તુચ્છ તમોગુણી સ્વાર્થોનું બલિદાન દઈ દેવું અને એ રીતે સ્વાર્થત્યાગપરાયણ બનીને આખરે પોતાના પરિચ્છિન્ન (મર્યાદિત) અહંને શૂળી પર ચઢાવી દઈ જીવ મટી શિવરૂપમાં આરૂઢ થઈ જવું. પ્રકૃતિનું મુખ્ય ધ્યેય આ છે.

જો કે પ્રકૃતિનું ધ્યેય આ પ્રકારે પરમ ત્યાગનું છે, તો પણ પ્રકૃતિનો આશય એવો છે કે, ત્યાગ પણ અધિકારીના અધિકારાનુસાર હોય; અધિકારનું ઉલ્લંઘન કરીને નહિ. જેમ અધિકારાનુસાર યોગ્ય પ્રમાણમાં ખાધેલું અન્ન આપણને બળ અર્પે છે અને અધિકારવિરુદ્ધ અધિક માત્રામાં સેવન કરેલું અમૃત પણ વિષરૂપ બને છે, તેમ અધિકારાનુસાર, યોગ્યમાત્રામાં કરેલો ત્યાગ આપણને બળ આપે છે, અને એ રીતે મેળવેલા ત્યાગના બળથી બળવાન બનીને, અધિક ત્યાગરૂપી બલિદાન

દેવાને આપણે સમર્થ થઇએ છીએ. આ રીતે, ઉત્તરોત્તર બળ પ્રાપ્ત કરતા રહીને, આપણે સર્વત્યાગના અધિકારી બની શકીએ છીએ અને સર્વત્યાગ પણ કરી શકીએ છીએ. અધિકાર અને માત્રાનો નિરાદર કરીને અનધિકારપણે ભારે ત્યાગ કરીએ, તો તેથી આપણે બળ પ્રાપ્ત કરી શકીશું નહિ; બલ્કે, તેથી આપણને નિર્બળ થવાનો સંભવ છે. રોગીને ઉચિત માત્રામાં આપેલી ઔષધિ રોગનિવૃત્તિમાં સહાયક થાય છે અને તે તેને માટે અમૃત છે; પરંતુ, એ ઔષધિ અધિક માત્રામાં આપવાથી તેના રોગની વૃદ્ધિ કરી તેને દુર્બળ બનાવશે. આવી રીતે, અધિકારાનુસાર સ્વાર્થત્યાગરૂપી બલિ ઉત્તરોત્તર દેતા રહીને "સર્વ-ત્યાગ" સિદ્ધ કરવામાં પ્રકૃતિની અનુકૂળતા છે. પ્રકૃતિને અનુકૂળ વર્તીને પ્રકૃતિના બંધનથી આ પ્રકારે છૂટવાનું છે. આ જ સર્વ ધર્મોનું રહસ્ય છે. એટલા ખાતર, ભગવાને ગીતાના અંતમાં ઉચ્ચ સ્વરે પોકારીને કહ્યું છે કે:—

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥**
**सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।**
**सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥**
**यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।**
**मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥**
**स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।**
**कर्तुंनेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥**

(ગીતા અ૦ ૧૮, શ્લો. ૪૭, ૪૮, ૫૯, ૬૦)

**અર્થ:**–સારી રીતે આચરવામાં આવેલો આપણો ગુણ-રહિત ધર્મ પણ બીજાઓના ધર્મથી શ્રેષ્ઠ છે. કારણ કે, સ્વભાવ-થી નક્કી થયેલાં હોય એવાં કર્મને કરતો રહેવાથી માણસ પાપનો ભાગી થતો નથી. એટલે હે કૌન્તેય ! દોષયુક્ત છતાં પણ, સ્વાભાવિક કર્મનો ત્યાગ કરવો જોઇએ નહિ. કારણ કે, આરંભમાં ધુમાડાથી અગ્નિની પેઠે, બધાં કર્મ કોઇને કોઇ

દોષ વડે ઢંકાયેલાં જ હોય છે. હે અર્જુન! અહંકારને વશ થઈને, "હું યુદ્ધ કરીશ નહિ." એવું જે તું માને છે, તે તારી મિથ્યા હઠ છે. કારણ કે, પ્રકૃતિ તને બળાત્કારે યુદ્ધમાં જોડશે. હે કુંતીપુત્ર! સ્વભાવથી તારાં પોતાનાં કર્મ સાથે બંધાયેલો તું જે તારાં પોતાનાં કર્મ નહિ કરવાની ઇચ્છા કરે છે, તેમને તારે બળાત્કારે પણ કરવાં પડશે. અર્થાત્ જે પ્રકારે ધુમાડાની નિવૃત્તિ કરીને, અગ્નિ ધુમાડારહિત બની શકે છે, એ પ્રકારે પ્રાકૃતિક સદોષ કર્મ કરતાં કરતાં મનુષ્ય નિર્દોષ બની શકે છે, તમોગુણ અને રજોગુણનો પણ પોતપોતાને સમયે, મનુષ્યમાં વિકાસ થવો જરૂરનો છે, અને કર્મદ્વારા એ ગુણોનો ત્યાગ પણ કરી શકાય છે. અર્થાત્ એ ગુણોના વેગને કર્મદ્વારા નિવૃત્ત કરીને સત્ત્વગુણમાં સ્થિતિ થઈ શકે છે; બીજા કોઈ ઉપાયથી એ ગુણોનો ત્યાગ કરી શકાતો નથી. દૃષ્ટાંતરૂપે, નિદ્રારૂપ તમોગુણને શયનદ્વારા દૂર કરી શકીએ છીએ. આપણે એવો આગ્રહ સેવીએ કે, તે શયન વિના દૂર કરી શકાશે, તો તે સંભવિત નથી. આ પ્રકારે, ભગવાનનું કથન છે કે, ધુમાડાથી અગ્નિની જેમ, જો કે બધાં કર્મ આરંભમાં દોષથી ઢંકાયેલાં છે, તોપણ સ્વાભાવિક કર્મનો ત્યાગ કરવો નહિ, કારણ કે, ઉપરોક્ત રીતે, કર્મદ્વારા ગુણના વેગને દૂર કરીને નિષ્કર્મતાની પ્રાપ્તિ થઈ શકે છે. પ્રકૃતિના રાજ્યમાં કર્મ પોતાના સ્વરૂપે દોષયુક્ત છે જ. એક કર્મ એકને માટે એક અંશે ગુણરૂપ હશે, તો તેનું, બીજાને માટે અથવા કોઈ બીજા અંશમાં દોષયુક્ત પણ હોવું જરૂરનું છે. આત્મ-વિકાસની પાંચ શ્રેણિઓનો પ્રસંગ ચર્ચતી વખતે આ વાત પાછળ કહેવામાં આવી છે. એટલે પોતાનાં સ્વાભાવિક કર્મ-દ્વારા તમોગુણાદિ વેગનો ત્યાગ કરીને મનુષ્ય સત્ત્વગુણમાં સ્થિતિ કરી શકે છે. કહેવાની મતલબ એ છે કે, સત્ત્વગુણ કંઈ બહારથી આવીને પ્રવેશ કરતો નથી. સત્ત્વગુણ મનુષ્યની અંદર જ છે. તે રજોગુણ અને તમોગુણની નીચે દબાયેલો છે. એટલે, રજ અને તમનો વેગ નિવૃત્ત થતાં, સત્ત્વગુણ અંદરથી વિકસી આવે

છે. દાખલા તરીકે ફૂલની પાછળ ફળ આવે છે, એટલે જ્યાં ફૂલ નીકળી ચૂકયું કે ફળ આપોઆપ નીકળી આવે છે. આનો આશય એવો નથી કે, સ્વાભાવિક સદ્દોષ કર્મનો પ્રવાહ ચાલુ જ રાખ્યા કરવો. પરંતુ આશય એ છે કે, જેમ એક પાણીદાર ઘોડો સવારના હાથમાં હોય પણ તેને કબજે રહેતો ન હોય, તો સવારને એ કરવું જરૂરી છે કે, તેણે ઘોડા પર બેસવું, તેને તેની મરજી પ્રમાણે થોડો વખત તેણે ચલાવવો, અને પછી ચાબુક મારી તેને પોતાને રસ્તે વાળવો. એ પ્રકારે એક બાજુ સ્વાભાવિક દોષયુક્ત કર્મના વેગને થોડો કર્મદ્વારા નિવૃત્ત કરવો અને તેનો સમૂળો નાશ કરવો છે એ વાત ધ્યાનમાં રાખવી, તેમ બીજી બાજુ, પાછળ વર્ણન કરવામાં આવ્યું છે તે પ્રમાણે પ્રકૃતિને અનુકૂળપણે વર્તતા રહીને, અધિકારાનુસાર ત્યાગનું બળ અંદર ભરવું. સ્વાભાવિક કર્મના આચરણ વિષે ભગવાનના કથનનો આશય આવો છે. આ પરથી સિદ્ધ થાય છે કે, પ્રકૃતિને અનુકૂળ ચાલવું એ પુણ્ય છે, ધર્મ છે, અને તેથી વિપરીત વર્તવું એ પાપ છે, અધર્મ છે. વ્યાવહારિક, પારમાર્થિક, શારીરિક કે માનસિક–સર્વ પ્રકારની ઉન્નતિ સાથે પ્રકૃતિનો સંબંધ છે. દૃષ્ટાંતરૂપે જોઇએ છીએ કે, પશુપક્ષીઓમાં ખાનપાન, રહેણીરસમ, મૈથુન વગેરે સર્વ શારીરિક ચેષ્ટાઓ પ્રકૃતિને અનુકૂળ રીતે થાય છે. એટલે, મોટે ભાગે તેઓનું સ્વાસ્થ્ય સચવાઈ રહે છે. એમને માટે પ્રકૃતિ એ જ એમનો વૈદ્ય છે, જે એમના સ્વાસ્થ્યની જુમ્મેદારી ઉપાડે છે. પરંતુ મનુષ્યયોનિમાં આવીને, જીવ મોટે ભાગે શારીરિક અને માનસિક ચેષ્ટાઓમાં પ્રકૃતિના નિયમને તોડતો રહે છે, અને એ જ તે ત્રિતાપથી તપતો રહે છે, તેનું એક માત્ર કારણ છે.

## પ્રકૃતિનો બીજો અટલ નિયમ

પ્રકૃતિ ચોકીદાર રૂપે જીવના શિર પર હરવખત ખડીને ખડી રહે છે અને ઉચ્ચ સ્વરે પોકારી પોકારીને કહેતી રહે છે: "આગળ વધો; પાછળ હઠો." અર્થાત્, જ્યાંસુધી તમે તમારે

માટે મુકરર કરેલા સ્થાન પર પહોંચી જાઓ નહિ, ત્યાં સુધી કોઈપણ એક સ્થાન પર રોકાઈ રહેવાની તમને પ્રકૃતિની આજ્ઞા નથી. તમે જો આગળ વધવાની ના પાડશો, તો તમારે પાછળ હઠવું જ પડશે. આશય એ છે કે, જ્યાં સુધી તમે તમારા અંતિમ ધ્યેયને પ્રાપ્ત કરી લો નહિ, ત્યાં સુધી વચમાં કોઈ પડાવ–મુકામ–જે નિર્દિષ્ટ સ્થાન તરીકે માની લઈ, ત્યાં જ સાથરો પાથરી બેસી જવાની ભૂલ કરો નહિ. કારણ કે, મુસાફરખાનાને ઘર ગણી બેસશો, તો ત્યાં તમને કોઈ ટકવા દેશે નહિ. એટલે બહેતર છે કે, પોતાના જ ઘરની દિશાએ આગળ વધવું. આમ નહિ કરશો, તો ડંડા મારીને તમને પાછલી બાજુએ હડસેલી દેવામાં આવશે. એટલે કંઇક વખત સુધી પડાવમાં–મુસાફરખાનાંમાં વિશ્રામ લઇને આગળ તો ચાલવાનું જ છે. એ વાત ધ્યાનમાં રાખવી ઉત્તમ છે, જેથી પાછળ હડસેલાઈ જવાનો વારો ન આવે. આ પ્રકારે, જો કે માર્ગમાં વચ્ચે આવતા મુસાફરખાનામાંથી પસાર થવું જરૂરી છે, તો પણ ત્યાં સાથરો પાથરી સૂઈ રહેવું એ ભયદાયક છે. જેમ નદીનો પ્રવાહ પહાડોની જડભૂમિમાંથી નીકળી પહાડી માર્ગમાં શીઘ્રપણે કૂદતો ઊછળતો સમુદ્રને મળવાને માટે મેદાનમાં આવે છે. અને મેદાનમાં આવી પોતાની ગતિ મંદ સ્થિર જેવી બનાવી દે છે, જ્યાં કોઇ તેને પાળ બાંધીને રોકી રાખે તો એ તેના તે સ્થાને ટકી ન રહેતાં ટક્કર ખાઇ પાછો હઠે છે અગર કિનારાને તોડી આમતેમ ખાડાઓમાં ભરાઇ જઈને સુકાઇ જાય છે એવી રીતે, જીવરૂપી નદીનો પ્રવાહ અવિદ્યાની ગાઢ સુષુપ્તિ–અવસ્થારૂપ પાષાણ, વૃક્ષ, વગેરેની જડ યોનિઓમાંથી નીકળી બ્રહ્મરૂપી સમુદ્રમાં મળવાને માટે વહી રહ્યો છે. પહાડી માર્ગમાં જેમ પ્રવાહ તીવ્ર વેગે ચાલે છે અને ત્યાં તેને રોકી શકાતો નથી, તેમ સ્વેદજ, અંડજ અને જરાયુજ યોનિઓમાં જીવના વિકાસની ગતિ, પ્રકૃતિને અધીન હોવાથી, ક્રમેક્રમે, ભારે ઝડપથી વધતી રહે છે અને તેને રોકી રોકી શકાતી નથી. પરંતુ, જાગ્રત

અવસ્થારૂપ મનુષ્યયોનિમાં આવીને પાંચ કોશો અને ત્રણ અવસ્થાઓના વિકાસને કારણે, જીવ સ્વતંત્ર બને છે અને અહીં તેની ગતિ મંદ પડે છે. અહીં હવે જો એ પ્રવાહને આત્મવિકાસ દ્વારા આગળ વધતાં અટકાયત કરવામાં આવે છે, તો તેને ટક્કર ખાઇને નીચલી જડ યોનિઓમાં પાછા ફરવું પડે છે, અગર તો શાસ્ત્રમર્યાદારૂપી કિનારાઓને તોડીને સાંસારિક વિષયરૂપી ખાડાઓમાં ભરાઈ રહેવું પડે છે. જેમ ખાડામાં ભરાઈ રહેલું જળ સડતું સડતું સૂર્યના તાપથી જલદી સુકાઇ જાય છે, તેમ શાસ્ત્રમર્યાદારૂપી કિનારાઓનો ત્યાગ કરવાથી, જીવના વિકાસરૂપી પ્રવાહને, પ્રકૃતિરૂપી સૂર્યના અધ્યાત્મ, અધિદૈવ અને આધિભૂતરૂપી ત્રિતાપોથી તપી તપીને, દુઃખરૂપી સડાને પેદા કરતા રહિ, નષ્ટભ્રષ્ટ થઇ જવા સિવાય બીજો કોઇ માર્ગ નથી.

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्य व्यवस्थितौ ।**
**ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥**

(ગી૦ અ૦ ૧૬. શ્લો૦ ૨૪)

અર્થ:—એટલા માટે કાર્ય–અકાર્યની વ્યવસ્થામાં શાસ્ત્ર જ તારે માટે પ્રમાણ છે. શાસ્ત્રોક્ત વિધાનને જાણીને તું કર્મ કરવાને યોગ્ય છે.

જીવની ઉપાધિરૂપે અવિદ્યા મલિન સત્ત્વપ્રધાન હોવાથી તમોગુણી છે–એટલે મનુષ્યયોનિમાં જડતાનું પ્રકટ થવું સ્વાભાવિક છે. આમ છતાં, એ જડતાનું સ્થિરપણે રહેવું એ પાપ છે. મનુષ્યયોનિમાં આવીને જીવનો પુરુષાર્થ એ છે કે, અહંભાવરૂપી જડતા, જે સાડાત્રણ હાથ શરીરરૂપી ટાપુમાં ઘર કરી બેઠી છે, તેને તેણે ધીમે ધીમે, પગથિયે પગથિયે, વિસ્તારતા રહીને પ્રવૃત્તિમાંથી નિવૃત્તિમાં અને હદથી બેહદમાં સમાપ્ત કરી દેવી. જો તે આ પ્રમાણે તેનો વિસ્તાર કરતાં અટકી પડે છે, તો ઉપર ચર્ચવામાં આવ્યું છે તે પ્રમાણે તેને ટક્કર ખાઇને પાછા હઠવું પડે છે અને નીચલી યોનિઓમાં યાત્રા કરવી પડે છે. ચાર વર્ણ અને ચાર આશ્રમની મર્યાદા જીવના વિકાસના

પ્રવાહને તટો વચ્ચે દૃઢ રીતે સુરક્ષિત રાખવાને ખાતર છે. એને લીધે એ પ્રવાહ આમતેમ વહી કિનારાઓને નહિ તોડતાં, સીધો પોતાની સ્વાભાવિક ગતિથી વહીને, બ્રહ્મસમુદ્રમાં મળી પ્રવૃત્તિથી નિવૃત્તિમાં અને હદથી બેહદમાં સમાપ્ત થઈ જાય છે. આટલા ખાતર, શાસ્ત્રકારોએ વર્ણાશ્રમધર્મનું લક્ષણ આવું કહ્યું છેઃ—

"प्रवृत्तिरोधको वर्णो निवृत्तिपोषकश्चाश्रमः"

અર્થાત્, વર્ણ ધર્મ પ્રવૃત્તિને આગળને આગળ વધતાં રોકે છે, એટલે કે, વિષયપ્રવૃત્તિને હદમાં રાખે છે, અને આશ્રમધર્મ નિવૃત્તિનું પોષણ કરતો રહી નિવૃત્તિને આગળ ધપાવે છે. વાસ્તવમાં વિચાર કરી જોઈએ તો, વિષયપ્રવૃત્તિ પણ વિષયનિવૃત્તિને માટે જ છે. પ્રવૃત્તિ વિના નિવૃત્તિ હોય પણ કેમ? આ રીતે વર્ણધર્મનો ઉદ્દેશ પણ ગુડજિહ્વા-ન્યાયે નિવૃત્તિ માટે છે. માતા પોતાના રોગી બાળકને કડવી ઔષધિ પાઇને તેના રોગને શાન્ત કરવાને ઇચ્છે છે. બાળક ઔષધિ કડવી સમજીને તેથી ભાગતો ફરે છે. નાદાન બચ્ચાને રાજી કરવાને માતા પોતાના હાથની એક આંગળીએ છાની રીતે ગોળનો રસ લગાડી લાવે છે, અને બચ્ચાની સન્મુખ બીજી આંગળી ઔષધિમાં ડુબાડી તેને દેખાડે છે કે ઔષધિ કડવી નથી, પણ મીઠી છે. ચટાડતી વખતે ઔષધિવાળી આંગળી ન ચટાડતાં, ગોળના રસવાળી આંગળી પ્રથમ ચટાડે છે, અને એમ ફોસલાવી આખરે ઔષધિ આપી દે છે. વાસ્તવમાં, માતાનો આશય ગોળ ચટાડવાનો નથી, પરંતુ કડવી ઔષધિ પાઇને રોગનું નિવારણ કરવાનો છે. બસ, બરાબર આ રીતે શ્રુતિમાતાએ ભોગરૂપી રોગથી રોગી એવા પોતાના જીવરૂપી પુત્રના પ્રવૃત્તિરૂપી કષ્ટના નિવારણ ખાતર વિષયપ્રવૃત્તિને ગુડ-જિહ્વા-ન્યાયે રચેલી છે. વાસ્તવમાં, શ્રુતિમાતાનો આશય નિવૃત્તિરૂપી કડવી ઔષધિ પાઇને તેનો રોગ શાન્ત કરવો એ છે; તેને પ્રવૃત્તિરૂપી કીચડમાં ફસાવી રાખવાનો નથી. વળી, નિયમ પણ એ છે કે, જ્યાં જેટલી પ્રવૃત્તિ છે, ત્યાં તેટલી સંકીર્ણતા અને કૃપણતા છે અને જ્યાં જેટલી નિવૃત્તિ

છે ત્યાં તેટલી જ ઉદારતા છે. વળી જેટલી કૃપણતા અને સંકીર્ણતા હોય છે, તેટલી જ અહંભાવની જડતા હોય છે અને જેટલી ઉદારતા હોય છે, તેટલી જ અહંભાવની દ્રવતા અને વિસ્તરિતા હોય છે. એટલે, જેટજેટલી પ્રવૃત્તિ છે, તેટતેટલું પાપ અને દુ:ખ છે અને જેટજેટલી નિવૃત્તિ છે, તેટતેટલું પુણ્ય અને સુખ છે. પ્રવૃત્તિમાં પણ જ્યાં કંઇ કોઈ અંશમાં પુણ્ય મળે છે, ત્યાં કેવળ નિવૃત્તિના સંયોગથી જ તે મળે છે. કેવળ પ્રવૃત્તિ પોતાના સ્વરૂપે પુણ્યરૂપ હોઇ શકતી નથી.

## પ્રવૃત્તિ અને નિવૃત્તિભેદ તથા પ્રવૃત્તિ-માર્ગની પાંચ શ્રેણિઓ

આ પ્રકારે મનુષ્યયોનિ પ્રાપ્ત કર્યા પછી જીવ પર પ્રકૃતિનું એવું દબાણુ થાય છે કે, તે જે અધિકારમાં સ્થિત થયો છે, ત્યાંથી આગળ વધી આત્મવિકાસની દિશામાં તે પગલાં ભરે અને "**वसुधैव कुटुम्बकम्**" રૂપી પૂર્ણ સમતાને પ્રાપ્ત કરે. આ બાબતમાં જેટલાં સાધન બની શકે એમ છે, તેને બે વિભાગમાં વહેંચી શકાય છે: (૧) પ્રવૃત્તિમુખ સાધન અને (૨) નિવૃત્તિમુખ સાધન. જેના ધારા મળ, વિક્ષેપ વગેરે અંત:કરણના દોષોને દૂર કરી અંત:કરણની નિર્મળતા પામી શકાય અને એ રીતે, રાગના વિષયરૂપ જે સાંસારિક પદાર્થો છે અને જેમણે હૃદયગત રાગને અમુક મર્યાદામાં જકડી રાખી તેના વિસ્તારને અટકાવી રાખ્યો છે, એવા મર્યાદિત રાગને વિવેકવૈરાગ્યદ્વારા તોડીને, રાગની સમતા જેથી સંપાદન કરી શકાય, તે નિવૃત્તિ-મુખ સાધન છે. આનું વર્ણન આ લેખમાં પાછળ રાગદ્વેષનો પ્રસંગ ચર્ચતી વખતે "પુણ્ય અને પાપના હેતુરૂપ રાગદ્વેષ પર વિચાર" અને "રાગથી પુણ્ય અને દ્વેષથી પાપનું રહસ્ય" એ શીર્ષક નીચે કરવામાં આવ્યું છે. આ માર્ગ નિવૃત્તિમુખ હોવાથી સત્ત્વગુણપ્રધાન છે. યજ્ઞ, દાન, તપ તેમજ શાસ્ત્રોએ જેટલાં વિધિરૂપ કર્મ કહ્યાં છે તે બધાં પરંપરાએ વૈરાગ્યની ઉત્પત્તિમાં સહાયક છે. તેમનો આશય કેવળ વૈરાગ્યની દિશામાં

જીવને ખેંચી જવાનો છે, એટલે પ્રકૃતિને અનુકૂળ હોવાથી તે પુણ્યરૂપ છે. જે સાધન જેટલા પ્રમાણમાં વૈરાગ્યની ઉત્પત્તિમાં સહાયક છે, તેટલાં તે અધિક પુણ્યરૂપ છે. શુભ સકામ ભાવનાથી કરેલાં યજ્ઞ, દાન વગેરે તેમજ બધાં વિધિરૂપ કર્મો નિષ્કામભાવની ઉત્પત્તિમાં સહાયક છે, નિષ્કામ ભાવભક્તિને જન્માવવામાં સહાયક છે અને ભક્તિદ્વારા વૈરાગ્યનો પ્રાદુર્ભાવ સંભવે છે. આ રીતે, એ બધાં, ક્રમે ક્રમે, અધિક પુણ્યરૂપ છે. જેનાદ્વારા પ્રવૃત્તિ સંકુચિત ન બનતાં, તેના વિસ્તારની સાથે સાથે સ્વાર્થત્યાગદ્વારા અહંકારનો વિસ્તાર થતો જાય છે, તે તે સાધન પ્રવૃત્તિમુખ છે. આ માર્ગ રજોગુણપ્રધાન છે. આ માર્ગમાં પણ પ્રવૃત્તિએ પોતાની મર્યાદા પ્રાપ્ત કરી લીધા બાદ નિવૃત્તિમાં બદલાવું જરૂરનું છે ખરી રીતે, પ્રત્યેક વિધિરૂપ પ્રવૃત્તિ પોતાના ગર્ભમાં નિવૃત્તિને ધારણ કરી રાખે છે, જે પરિપક્વ થતાં નિવૃત્તિરૂપે બહાર પ્રકટી આવે છે. જેમ ફળ મોટું થાય છે અને પાકી જાય છે, ત્યારે વૃક્ષથી આપોઆપ છૂટું પડી જાય છે, તેમ પ્રવૃત્તિ પણ વધતી વધતી પાકી જાય છે અને છૂટી જાય છે. આ જરૂરી પણ છે. બંનેય માર્ગ પોત-પોતાના અધિકારાનુસાર ઉત્તમ છે. એ બેમાંથી મુખ્ય કે ગૌણ કોણ છે, તે કહી શકાય નહિ. હવે, આ પ્રવૃત્તિમાર્ગનું સંક્ષેપમાં નિરૂપણ કરીશું. આ માર્ગને અનુસરનારાઓના વિભાગ પાંચ શ્રેણીઓમાં પાડી શકાય છે

**પ્રથમ શ્રેણી: ઉદ્‌ભિજ્જ મનુષ્ય, અર્થાત્ પેટપોષક મનુષ્ય**

જે કેવળ ઇન્દ્રિય-આરામી છે, તે પ્રથમ શ્રેણીનો મનુષ્ય છે. ઇન્દ્રિયોની ધગધગતી અગ્નિમાં વિષયરૂપી ઘીની આહુતિ દીધા કરવી, એ જ એના જીવનનું લક્ષ્ય હોય છે. બૂટ, સૂટ, સોડા, સિગાર, વ્હિસ્કી, બ્રાન્ડી વગેરે અનેક ભોગ્ય વિષયો તેના સુખનાં કેન્દ્રરૂપ બન્યા હોય છે. આ વિષયોથી રંગાયેલી સોસાયટીના મિત્રો સાથે હળવું મળવું, બેસવું ઊઠવું અને તેમની પ્રસન્નતા ખાતર પોતાના દ્રવ્યને લૂંટાવી દેવું, એમાં એ પોતાની

જાતને ધન્ય માને છે અને તેને માટે એ જ મહાયજ્ઞ છે. સ્ત્રી અને બાળકોને પેટભરી ખાવાનું મળે છે કે નહિ, તે પર તેનું ધ્યાન–ભાગ્યે જ જાય છે. "આજ ઘરમાં ખાવા અનાજ નથી. મારે પહેરવાનો સાલ્લો ફાટી ગયો છે. બાળકને પહેરવાને બુદન નથી; તે ટાઢે મરે છે," વગેરે પ્રાર્થનારૂપે ઉચ્ચારાયેલા તેની સ્ત્રીના શબ્દો પાકેલા ફોલ્લા પર જાણે અંગારા રાખ્યા હોય, એવી અસર તેના મન પર ઉપજાવે છે. એ શબ્દોના ઉત્તરરૂપે ભારોભાર અપશબ્દોથી એ અબળાનું તે સ્વાગત કરે છે, એટલું જ નહિ પણ, કોઈ કોઈ વાર હાથપગ વાપરીને તેની પૂજા કર્યા વગર તેને સંતોષ વળતો નથી. આ બધું, જાણે એ અનાથ અબળાએ તેના કોઈ પરમાર્થમાં ભારે વિઘ્ન નાખ્યું હોય, એવી પદ્ધતિએ તે કરે છે. જાતિ અને દેશની પરિસ્થિતિ કેવી છે, એ સંબંધમાં તેને કશો જ વિચાર આવતો નથી. ઊલટું, પોતાની સોસાયટીમાં જાતિપ્રિય અને દેશપ્રિય સજ્જનોની ખુલ્લી રીતે ટીકા કરવામાં તે આનંદ લે છે. એ સજ્જનો સંસારમાં કેવળ ભાર વહેવાને જ જાણે જન્મ્યા હોય એવું તે પોતાની દૃષ્ટિએ સમજે છે. તેમણે પોતાની દૃષ્ટિએ સંસારનું જરા પણ સુખ જોયું નથી અને એવું સુખ ભોગવવાનો પોતે જ ઇજારો રાખ્યો છે. આવી માન્યતામાં તે મશગૂલ રહે છે. આવો મનુષ્ય કેવળ પેટપોષક છે. એની ગતિને ભમરડાની ગતિ સાથે સરખાવી શકાય. જેમ ચાકે ચઢેલો ભમરડો ભારે વેગથી ચક્કર કાપતો રહે છે, છતાં તે પોતાની ધરી પર જ આમતેમ ફરે છે, તેમ જો કે એ પેટ-પોષક મનુષ્યના જીવનમાં ગતિ અને ચેષ્ટાઓ અનંત થાય છે, છતાં તે બધી પોતાના શરીરના કેન્દ્રમાં જ સમાપ્ત થાય છે. શરીર બહાર તેનાદ્વારા કોઇ ગતિ પ્રકટ થતી નથી. આટલા ખાતર, આવા પુરુષો મનુષ્યયોનિમાં હોવા છતાં, તેમને "ઉદ્‌ભિજ્જ મનુષ્ય"ની ઉપમા આપી શકાય. જેમ ઉદ્‌ભિજ્જ વર્ગમાં ગતિ તો હોય છે, પરંતુ તે પોતાના જ કેન્દ્રમાં અને સીધી રેખામાં પ્રકટ થાય છે અને સ્થાનાન્તરમાં એ ગતિનો

અભાવ હોય છે, એ પ્રમાણે, આવા પુરુષો પણ પોતાની બહારના પ્રદેશમાં કોઈ પણ પ્રકારની ગતિ ઉત્પન્ન કરી શકતા નથી. આ પુરુષો, તેમનામાં પાંચ કોશોનો વિકાસ હોવા છતાં પણ કેવળ તમોગુણપ્રધાન હોય છે, અને તેમની ચેષ્ટાઓ જડરૂપ અને ભારોભાર સ્વર્થપરાયણ હોવાથી, કેવળ પાપરૂપ તેમજ દુ:ખના હેતુરૂપ હોય છે.

**"अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति।"**

અર્થ:–આવાં ઇન્દ્રિયોનાં સુખોને ભોગવનારા પાપજીવી પુરુષો, હે અર્જુન! વ્યર્થ જીવે છે. એવા જીવોની સાથે અવિદ્યાનો સંબંધ ચિરકાલીન છે. જો કે આ અવસ્થાનું પ્રકટ થવું સ્વાભાવિક છે, છતાં તેનું સ્થિર રહેવું એ દોષયુક્ત છે.

## દ્વિતીય શ્રેણી : કીટમનુષ્ય અર્થાત્ કુટુમ્બપોષક મનુષ્ય

આત્મવિકાસ હવે બીજી શ્રેણીમાં વિકાસ પામે છે. કાળ-પ્રભાવે જેમ બીજ પોતાની જડ અવસ્થામાંથી કૂંપળોના રૂપમાં વિકાસ પામે છે, તેમ આત્મવિકાસ હવે શરીરના સ્વાર્થમાં ટકી ન રહેતાં, સ્વાર્થમાં આવી ઠરે છે. હવે તે જીવ કુટુંબના સુખે સુખી અને તેના દુ:ખે દુ:ખી થવા લાગે છે. તે કુટુંબની હાનિને પોતાની હાનિ ગણે છે અને તેના લાભને પોતાનો કરી માને છે. આ રીતે, પેટપોષક મટી કુટુંબપોષક તે બને છે અને કુટુંબમાં માન અને સત્કાર પામે છે. હવે તેની ગતિ ભમ-રડાની જેમ, પોતાના જ કેન્દ્રમાં રોકાયલી રહેતી નથી, પણ તે ઘાણીના બળદની પેઠે ફરતી થાય છે. ઘાણીનો બળદ પોતાના જ કેન્દ્રમાં નહિ ઘૂમતાં, ઘાણીની આસપાસ ઘૂમતો રહે છે અને દિનભર અનેક માઈલોનાં ચક્કર ખાતાં છતાં પણ, સાંજે ઘાણીથી તો એક ગજભર અંતરે જ રહે છે, તેમ એ જીવની ગતિ પોતાના શરીરના સ્વાર્થ પર નિર્ભર ન રહેતાં, કુટુંબના સ્વાર્થની આસપાસ ચક્કર ખાતી રહે છે. બીજાં કુટુંબો, દેશ અને જાતિનો સ્વાર્થ જો જરા પણ પોતાના કુટુંબના

સ્વાર્થની અથડામણુમાં આવવાની સંભાવના જ્યાં ઊભી થાય છે, કે તરત જ તે બીજા કુટુંબો, દેશ અને જાતિનાં સ્વાર્થ પર ધ્યાન ન આપતાં, તેનો વિરોધ કરવાને ખડે પગે થઈ જાય છે. કુટુંબ પ્રત્યેના રાગને લીધે તેની ચેષ્ટાઓ કેવળ તમોગુણી રહેતી નથી, પણ તે તમ–રજયુક્ત બને છે. આ રીતે, આત્માનો કિંચિત વિકાસ થયેલો હોવાને લીધે, એ ચેષ્ટાઓ જો કે કિંચિંત પુણ્યરૂપ બને છે, છતાં બીજાં કુટુંબો, દેશ અને અને જાતિના સ્વાર્થ પ્રત્યે દ્વેષભરી હોવાને લીધે, તે અધિક પાપરૂપ પણ બને છે. જેમ કીટયોનિમાં જીવની ગતિ એક સ્થાનથી બીજા સ્થાનમાં થતી જોવામાં આવે છે, પણ એ ગતિ પેટે ઘસડાતી કેવળ પેટના બળ પર નિર્ભર હોય છે, એ રીતે, કીટમનુષ્યની ગતિ જો કે એક જ સ્થાનમાં રોકાઇ ન રહેતાં સ્થાનાંતર કરે છે. છતાં કુટુંબના સ્વાર્થમાં બંધાયલી હોવાના કારણે તે પેટે ચાલનાર કીટની જેમ ઘસડાતી હોય છે. આ કારણુસર, આવા પુરુષો મનુષ્યયોનિ પામેલા હોવા છતાં, તેમને "કીટમનુષ્ય"ની ઉપમા આપી શકાય છે.

પ્રાકૃતિક નિયમને અનુસરી, જેમ જેમ તેમના કુટુંબનો વિસ્તાર થતો જાય છે, તેમ તેમ કુટુંબના વિસ્તારની સાથે સાથે વિસ્તૃત કુટુંબ પ્રત્યે આત્મત્વભાવનો વિકાસ કરવો, એને એ પુરુષો પોતાનું કર્તવ્ય માને છે. જો તેઓ કુટુંબના વિસ્તારની સાથે સાથે પોતાના ભાઇ વગેરેનાં કુટુંબો પ્રત્યે આત્મત્વભાવ પ્રકટ કરવાનો ઈન્કાર કરે છે, તો જે સિદ્ધાન્ત પાછળ પ્રતિપાદન કરવામાં આવેલો છે તેને અનુસરી, તેમના વિકાસનો પ્રવાહ રોકાઈ જાય છે અને એ રીતે થતી રૂકાવટને લીધે તેમને ટક્કર ખાઇને પાછા હઠવું પડે છે અને પરિણામે, ઈર્ષા અને દ્વેષ, ભૈરવ અને કાલીનાં રૂપ ધારણ કરીને, તેમનું રક્તપાન કર્યા વિના રહેતાં નથી અને માનને બદલે અપમાન તેમનું સ્વાગત કર્યા વિના તેમને છોડતું નથી. વર્તમાન ભારતમાં આવાં અનેક કુટુંબો આ હકીકતનાં જ્વલન્ત દૃષ્ટાંતરૂપ છે.

## તૃતીય શ્રેણી: પશુમનુષ્ય અર્થાત્ જાતિપ્રેમી મનુષ્ય

હવે આત્મવિકાસ ત્રીજી શ્રેણીમાં પ્રકટ થાય છે. હવે તે પોતાના શરીર તેમ પોતાના કુટુંબ સુધીમાં જ અહંભાવને જકડી ન રાખતાં આગળ વધે છે. અને જાતિમાં આવી પદારોપણ કરે છે. હવે જાતિનો સ્વાર્થ એ જ પોતાનો સ્વાર્થ, જાતિનો લાભ એ જ પોતાનો લાભ અને જાતિની હાનિ એ જ પોતાની હાનિ તે માને છે. આ રીતે, તે કેવળ કુટુંબમાં જ માનપાત્ર ન રહેતાં, જાતિમાં માન પામે છે. હવે તેની ગતિ, ભમરડા કે ઘાણીની જેમ ન રહેતાં, આગળ માર્ગ કરે છે. આમ છતાં, હજી પણ તે સીધી તો નથી જ. જ્યાં બીજી જાતિ અને બીજા દેશના સ્વાર્થની સાથે પોતાનો જાતીય સ્વાર્થ અથડામણમાં આવતો તે જુએ છે કે, તરત જ તે બીજી જાતિ અને બીજા દેશનો વિરોધ કરવાને તત્પર રહે છે. આ કારણથી, તેની ગતિને ડમણિયાના બળદોની સાથે સરખાવી શકાય. જેમ ડમણિયાના બળદ, એક જ ચક્કરમાં ન ઘૂમતાં, સડક કે રસ્તાના આડાતેડા વળાંકને અનુસરી ધીમે ધીમે પોતાને ચીલે વહી માર્ગ કાપે છે પણ ચીલો છોડીને કહીં પણ ચાલી શકતા નથી, તેમ જાતિપ્રેમી પુરુષની ગતિ કુટુંબના સ્વાર્થમાં પુરાઈ ન રહેતાં, જ્યાં જાતીય સ્વાર્થનો ચીલો જણાય છે, તે જ ચીલે ખેંચાતી ચાલે છે. જાતીય સ્વાર્થની સડક છોડીને સ્વતંત્ર રીતે એ પુરુષ ગતિ કરી શકતો નથી. જેમ પશુઓને પેટ ઘસીને ચાલવાની વૃત્તિ હોતી નથી, છતાં સર્વ પ્રકારે તે પ્રકૃતિના બંધનમાં તો હોય છે જ અને તેમની કોઈ પણ ચેષ્ટા સ્વતંત્રતાપૂર્વક હોઇ શકતી નથી, તેમ આવા પુરુષો પણ જાતીય સ્વાર્થમાં સડક છોડીને સ્વતંત્ર રીતે એ પુરુષ ગતિ કરી શકતો નથી. જેમ પશુઓને પેટ ઘસીને ચાલવાની વૃત્તિ હોતી નથી, છતાં સર્વ પ્રકારે તે પ્રકૃતિના બંધનમાં હોય છે જ અને તેમની કોઇ પણ ચેષ્ટા સ્વતંત્રતાપૂર્વક હોઇ શકતી નથી, તેમ આવા પુરુષો પણ જાતીય સ્વાર્થમાં બંધાયેલા રહેવાને લીધે "પશુમનુષ્ય"ની

ઉપમાને લાયક ઠરે છે. જો કે આવા સજ્જનોદ્વારા જાતીય સુધારાનાં બહુ બહુ કાર્યો સિદ્ધ થઇ શકે છે, છતાં બીજી જાતિ અને બીજા દેશને માટે, તેમના દ્વારા, ઓછીવત્તી હાનિની સંભાવના પણ રહે છે. આ રીતે, તેમની ચેષ્ટાઓ અધિક રજોગુણી હોવાથી, રાગના અધિક વિસ્તારને લીધે અધિક પુણ્યરૂપ બને છે, પરંતુ અન્ય જાતિ અને અન્ય દેશની સાથે દ્વેષરૂપ હોવાથી પાપરૂપ પણ બને છે; કેવળ પુણ્યરૂપ નહિ.

વર્તમાન ભારતમાં જાતીય સુધારાનો કોલાહલ ઓછો-વત્તો મચી રહેલો છે. અનેક જાતીય કોન્ફરન્સો પ્રત્યેક વર્ષે ભરાતી રહે છે, છતાં જાતીય સુધારા જેવી વસ્તુ ઇચ્છિત પ્રમાણમાં જોવામાં આવતી નથી. આનો વિચાર કરતાં માલૂમ પડે છે કે એ કોન્ફરન્સોમાં ભાગ લેનાર સુધારકો ઘણું કરીને બીજી શ્રેણીના હોય છે. એમનો અહંભાવ ફક્ત કુટુંબ સુધી જ વિસ્તરેલો હોય છે. તે જાતિને છાવરી લે એટલી હદે વિસ્તરેલો હોતો નથી. બીજા અર્થમાં, કુટુંબસ્વાર્થની હદથી તે ઊંચે જઈ શકતો નથી. આવા પુરુષોથી જાતીય સુધારાનાં કાર્ય બને એ સંભવિત નથી; બલ્કે તેમના દ્વારા કંઈક બગાડ અને જાતીય દ્વેષની જ સંભાવના રાખી શકાય. જેમ એક કલાર્કની મારફત ન્યાયધીશનું કામ લેવું એ અસંભવિત છે, તેમ એવા પુરુષો-દ્વારા જાતીય સુધારો થવો કઠણ છે. આનું કારણ એ છે કે તેમનો આત્મત્વભાવ જાતિ સુધી વિસ્તરેલો હોતો નથી, બલ્કે તે કુટુંબની જ મર્યાદામાં પુરાયેલો હોય છે. બીજા અર્થમાં તેઓ કુટુંબને જ પોતાનો આત્મા માનતા હોય છે અને જાતિને પોતાના આત્મારૂપ ગણતા નથી. સુધારો હમેશાં પોતાનો જ થઈ શકે છે, એ નિયમ છે. આત્માથી ભિન્ન વસ્તુનો સુધારો પણ કેમ કરી સંભવે? એટલે જે વસ્તુની સાથે જયાં સુધી આત્મત્વસંબંધ સ્થિર થાય નહિ, ત્યાં સુધી તે વસ્તુનો સુધારો થઈ શકે નહિ. જેમનો આત્મત્વભાવ કુટુંબની જ મર્યાદામાં પુરાયેલો હોય છે, એવા સંકુચિત ચિત્તવાળા પુરુષોદ્વારા જાતીય

સુધારાનો સંભવ કેમ કરી રાખી શકાય? જેટલા ઉદારચિત્તની અપેક્ષા ત્રીજી શ્રેણીવાળા પુરુષ પાસે રાખી શકાય તેટલું જ ઉદારચિત્ત જાતીય સુધારો કરવાને માટે હોવું, એ જરૂરનું છે.

**ચતુર્થશ્રેણી: મનુષ્યપદ વાચ્યમનુષ્ય અર્થાત્ દેશભક્ત**

આત્મવિકાસ હવે ચોથી શ્રેણીમાં પ્રવેશે છે. હવે તે જાતીય સ્વાર્થ પર મુસ્તાક ન રહેતાં, દેશના સ્વાર્થને પોતાનો સ્વાર્થ માનવા લાગે છે. જાતિની અંદર જ પુરાઈ ન રહેતાં, અહંભાવ હવે તીવ્ર વેગે આગળ ધપે છે અને દેશની સાથે પોતાનો સંબંધ જોડે છે. હવે તે દેશની હાનિથી દુઃખી અને દેશના લાભથી સુખી થવા લાગે છે અને એ રીતે, તે દેશમાં માનપાત્ર ગણાય છે. આવા પુરુષોમાં ઉદારતા ચમકવા લાગે છે અને તેમનામાં દ્વેષભાવ લગભગ નાશ પામેલો હોય છે. વ્યક્તિગત, કુટુંબગત અને જાતિગત કોઈ પણ સ્વાર્થ તેમને આ સંસારમાં રહેલો હોતો નથી. કેવળ દેશની ઉન્નતિ અને ભલાઈ એ જ એકમાત્ર તેમનું લક્ષ્ય હોય છે. તેમનાં ખાનપાન, ચાલચલગત, રહેણી-કહેણી, બલ્કે શારીરિક સ્થિતિ પણ કેવળ દેશની ખાતર જ હોય છે, પોતાને માટે નહિ. આવા મહાપુરુષો, વાસ્તવમાં ધન્યવાદને પાત્ર છે. તેમનું "હુંપણું" સાડા ત્રણ હાથના શરીરરૂપી ટાપુમાં જકડાયેલું રહેતું નથી; બલ્કે, વ્યાપક દેશ એ જ તેમનું શરીર બની જાય છે. એવા જ સજ્જનોદ્વારા દેશનું કલ્યાણ સધાય છે. પરંતુ જ્યાં અન્ય દેશોની સાથે પોતાના દેશનો સ્વાર્થ ઘર્ષણમાં આવે છે, ત્યાં બીજા દેશો સાથે તેઓ દ્વેષ પણ કરે છે અને ઘણી વખત એવો અવસર પણ આવે છે, જ્યારે પોતાના દેશને માટે તેઓ લોહીની નદીઓ પણ વહેવડાવે છે અને પૃથ્વીને રક્તથી સિંચે છે. આવા પુરુષોની ગતિ ડમણીની જેમ હોતી નથી. તેમની ગતિ મોટરની સમાન હોય છે. જેમ મોટર તીવ્ર ગતિથી દોડે છે અને સેંકડો માઇલનું અંતર થોડાક કલાકમાં કાપે છે, પરંતુ તે સડકને જ અનુસરતી ચાલે છે, સડક વળાંક લે છે તો તે પણ વળાંક લે છે, પણ સીધી રેખામાં

ચાલવું તેને માટે અસંભવિત છે; તેમ એ મહાપુરુષોની ગતિ પણ આત્મોન્નતિની સડક પર તીવ્ર વેગે થતી તો રહે છે, પરંતુ જે તરફ દેશનો સ્વાર્થ તેમને ખેંચે છે, તે દિશામાં ચક્કર ખાઈને પણ વળાંકે વળાંકે તેમને ચાલવું પડે છે. એમની ચેષ્ટાઓમાં અધિક ઉદારતા તેમ જ રાગનો વિકાસ અધિક હોવાને લીધે, તે બધીને સત્ત્વગુણી કહી શકાય. આમ એમની ચેષ્ટાઓ અધિક પુણ્યરૂપ તો છે, પરંતુ કેવળ પુણ્યરૂપ હજી બનેલી હોતી નથી. બીજા દેશોના સ્વાર્થ સાથે દ્વેષવતી હોવાને લીધે, તે પાપરૂપ પણ છે. એવા મહાપુરુષોમાં સ્વાર્થત્યાગ અને ઉદારભાવની અધિકતાને લીધે, તેમને જ કેવળ "મનુષ્ય પદ વાચ્ય મનુષ્ય" કહી શકીએ.

પાછલી ત્રણે શ્રેણીઓમાં ક્રમે ક્રમે, સ્વાર્થત્યાગરૂપ આત્મ-વિકાસનું પ્રકટ થવું ઉત્તમ તો છે જ, પરંતુ એમાંથી કોઈ પણ એકમાં ટકી રહીને મનુષ્યની ગતિનું અટકી પડવું, એ પ્રકૃતિને માન્ય નથી. પ્રકૃતિના નિયમ વિરુદ્ધ વચગાળાની એ શ્રેણીઓ પૈકી કોઈ એક પણ શ્રેણીમાં જો મનુષ્યની ગતિ રુંધાઈ રહે છે અગર તેને આગળ વધતાં અટકાયત કરવામાં આવે છે, તો એ ક્રિયા મનુષ્યનું અવશ્ય અધ:પતન કરે છે. મનુષ્ય એકની એક જ ગતિમાં સ્થિર રહી શકે એમ નથી. દૃષ્ટાન્ત તરીકે, જાતીય ભક્ત પુરુષ જો કોઈ એક જાતિમાં મર્યાદિત રહીને પોતાની ગતિને રોકી દે છે, તેમાં ઘર કરી બેસી જાય છે અને જાતિના ઉદ્દેશ્યની પૂર્તિને માટે જ પોતાનું જીવન છે એમ માની લે છે, તો એના દ્વારા અનેક પ્રકારના જાતીય વિપ્લવ પ્રકટ થવા લાગે છે. દાખલા તરીકે, આજે સનાતન ધર્મ, આર્ય-સમાજ અને જૈનધર્મમાં પરસ્પર વૈમનસ્યભાવ જોવામાં આવે છે. હિન્દુ, મુસ્લિમ અને શીખ વગેરે જાતિઓમાં પરસ્પર સેંકડો જાનોનું લોહી આજ નિયમને વશ વર્તી વહેવડાવવામાં આવે છે. આનું કારણ એ છે કે, એ જાતિના લોકો એ વચ-ગાળાની ત્રણ શ્રેણીઓને પોતાના ઘરરૂપે માની બેઠેલા હોય છે.

તેમણે એથી આગળ નહિ વધવાનો સંકલ્પ કરી લીધેલો હોય છે. એ શ્રેણીઓ પૈકી કોઇ એકને આખરનું વિરામસ્થાન અગર ઘર માની તેમણે ત્યાં કમર ખોલી ઢીલાં ગાળેલાં હોય છે. તેઓ જો એ વિરામસ્થાનને પોતાનું ઘર માની લેવાની ભૂલ ન કરત અને સમજત કે ઘર તો આગળ પર છે અને ત્યાં પહોંચવાને કમર કસી રાખવાની હજી પણ પોતાને માટે સવિશેષ જરૂર છે તો ઉપરોક્ત પ્રકારના જાતીય વિપ્લવોને પ્રકટવાના પ્રસંગ પ્રાપ્ત થયા હોત નહિ. પણ રોજ રોજના સમાચારપત્રો એનાં એજ હકીકતની સાખ પૂરે છે અને પરિણામે રાગની વૃદ્ધિ થવાને બદલે દ્વેષની વૃદ્ધિ થતી રહે છે. એ લોકો જાતીય સ્વાર્થ એ જ પોતાનું લક્ષ્ય છે એમ માની બેસે નહિ તો તેમનાદ્વારા બીજી જાતિઓ પ્રત્યે દ્વેષની લાગણી પ્રકટ થતી અટકે. બલ્કે, બીજી જાતિઓ પ્રત્યે પ્રેમ પણ પ્રકટે અને તેમની ગતિ આગળ વધે. વળી, દેશભક્ત પુરુષ દેશના સ્વાર્થમાં મર્યાદિત રહીને જો પોતાની ગતિને રોકી દે છે, તો તેના પરિણામે અનેક પ્રકારના રાષ્ટ્રવિપ્લવો થાય એ પણ સ્વાભાવિક છે. વર્તમાનકાળનું ઇંગ્લૅંડ આના જ્વલન્ત દૃષ્ટાંતરૂપ છે. એ દેશના નિવાસીઓ દેશપ્રેમી તો છે જ. આ હકીકત ચતુર્થશ્રેણીને લગતી હોઈ પવિત્ર કાર્યરૂપ પણ ગણાય.

પરંતુ સાથે સાથે, પોતાના દેશને મુકાબલે, બીજા દેશોને અપનાવી લેવાની નીતિ દાખવવામાં તેઓ ઓછા ચતુર છે, જેને લીધે ભારત, મિસર અને આયર્લેંડમાં જાગ્રતિ ઉત્પન્ન થઈ આવી છે અને પરિણામે ઇંગ્લૅંડ પણ તેથી સાવ અલિપ્ત રહી શક્યું હોય, એમ કોઈ ભાગ્યે જ કહી શકે. કુટુંબપોષક સંબંધમાં આ વિષયપરત્વે, પહેલેથી ચર્ચા કરવામાં આવી ચૂકી છે. પેટ-પોષક સંબંધમાં ચર્ચા કરવાની શાની હોય? વાસ્તવમાં વાત એ છે કે, "એકદેશીય સ્વાર્થ" આ શબ્દો અને તેમાંથી નીકળતો અર્થ પ્રકૃતિને માન્ય નથી. સ્વાર્થનું નામ જ્યાં આવ્યું ત્યાં મનુષ્ય ચાહે ગમે તે શ્રેણીનો કાં ન હોય છતાં પણ તેને

પ્રકૃતિ નાકલીંટી ખેંચાવ્યા વગર જંપે તેમ નથી. સ્વાર્થને નામે તો સમૂળો અબોટચોકો કરી નાખવાની નીતિ પ્રકૃતિને મન મંજૂર છે. તો થાય શું? જ્યાં સુધી મર્યાદિત અહંકાર કોઈ પણ અંશે મોજૂદ છે, ત્યાં સુધી સ્વાર્થથી સદંતર છુટકારો કેમ કરી થઈ શકે? જ્યાં સુધી આપણે આપણી જાતને ભિન્નરૂપે કોઇ બીજી રીતે જાણીએ છીએ અને આપણાથી ભિન્ન પ્રપંચને કોઇ બીજી રીતે સમજીએ છીએ ત્યાં સુધી અનુકૂળ અને પ્રતિકૂળ જ્ઞાનનું પ્રકટ થવું સ્વાભાવિક છે અને એ જ અજ્ઞાન છે. આમ અનુકૂળમાં રાગ અને પ્રતિકૂળમાં દ્વેષ થવો પણ સહજ છે. આ થાય એટલે રાગથી પુણ્ય અને દ્વેષથી પાપ અને પુણ્યથી સુખ અને પાપથી દુઃખ તો કંઇ જતાં નથી; તે કોટે આવીને વળગે છે. એકના આવવાથી બીજાં બધાં પોતપોતાને સ્થાને આવીને આસન લગાવી દે છે. આટલા ખાતર, શ્રુતિ ઢંઢેરો પીટી પીટીને કહે છે કે:—

**"अन्योऽसावन्योऽहमस्मि न स वेद यथा पशुः"**

અર્થ:—"હું બીજો છું અને એ બાજો છે," એવું જે જાણે છે, તે પશુની પેઠે, કશું જાણતો નથી. આ ભેદદૃષ્ટિ એક એવો રોગ છે, જે બાકીના સર્વ રોગોની જડ છે. આત્મવિકાસની બધી શ્રેણીઓ તો એ અહંભાવની જડને સમૂળ ખોદી કાઢવાને માટે પૂર્વતૈયારીરૂપે, પ્રથમ પાનાંડાંખળાં તોડવાની પ્રવૃત્તિની જેમ, કેવળ નિમિત્તરૂપ હતી; નહિ કે પાનાંડાંખળાં તોડીને સંતોષ વાળી બેસવાને માટે. જડ ઊખડ્યા વિના પાનાંડાંખળાંનું ફરી ફૂટી નીકળવું સ્વાભાવિક છે. એટલે, આ પ્રકારે અહંભાવની જડ કાઢ્યા વિના રોકાઈ જવું અને નિમિત્તરૂપ આત્મવિકાસની ઉપરોક્ત શ્રેણીઓને જ પરિણામરૂપે સમજી લેવી, એ વાત પ્રકૃતિને કોઈ પણ રીતે મંજૂર નથી.

### પંચમશ્રેણી: દેવમનુષ્ય અર્થાત્ તત્ત્વવેત્તા

આત્મવિકાસ હવે પાંચમી શ્રેણીમાં પ્રકટે છે અને એમ કરી પોતાની અવધિને પ્રાપ્ત કરે છે. હવે મનુષ્યનો આત્મત્વ-

ભાવ હદથી નીકળી બેહદમાં પ્રવેશે છે. તરંગોમાં જળની સમાન સર્વ ભૂતોમાં સ્થિતિ કરી રહેલા પોતાના આત્માને જોઇજોઇને એ વિકાસ સાધતો રહે છે. સર્વાત્મૈકય દ્દષ્ટિથી ( અર્થાત્ બધે બધું મારો જ આત્મા છે એ ભાવથી ) પોતાનાં જુદાં જુદાં રૂપોને જોઇજોઇને સમુદ્રની પેઠે એ મનુષ્ય ઊછળી રહે છે અને આનંદની છોળો ઉછાળતો રહે છે.

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।**
**ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शिनः ॥**

(ગી૦ અ૦ ૬, શ્લો૦ ૨૯)

ભાવાર્થ:–યોગયુક્ત સમદર્શી પુરુષ સર્વત્ર સર્વ ભૂતોમાં રહેલા પોતાના આત્માને સાક્ષીરૂપે અને આત્મમાં રહેલાં સર્વ ભૂતોને વિવર્તરૂપે જુએ છે. અર્થાત્ દોરડીમાં જેમ સર્પ, દંડ, માળા વગેરેની માત્ર પ્રતીતિ થાય છે, પરંતુ દોરડીને પોતાને એમાંથી એકેયનો સ્પર્શ નથી, તે તો કેવળ પોતાના આશ્રયે તેમની (સર્પ, દંડ, માળા વગેરેની) માત્ર પ્રતીતિ જ કરાવે છે અને પોતે જેમની તેમ રહે છે, એ પ્રમાણે, આત્મા, પોતાના આશ્રયે બધાં ભૂતોની પ્રતીતિ કરાવતો, નિર્વિકારરૂપે જેમનો તેમ રહે છે. એવા પુરુષનો મર્યાદિત અહંકાર તેણે કરેલા તત્ત્વવિચારદ્વારા પ્રકટેલા જ્ઞાનાગ્નિથી બળીને, શેકેલું બીજ, જે ફળવાને યોગ્ય રહેતું નથી, તેના જેવો બની જાય છે. બીજી રીતે કહીએ તો તે બળી ગયેલી દોરડી જે આકાર ધારણ કરવા છતાં બંધનના કશા ઉપયોગમાં આવી શકતી નથી તેના જેવો બની જાય છે. હવે, બધી જ શ્રેણીઓમાં તે પોતાનો ખેલ ખેલવા લાગે છે. ખરું જોતાં, તે બધી જ શ્રેણીઓથી અતીત છે. સંસારમાં તેને હવે કોઈ વ્યક્તિગત, કુટુંબગત, જાતિગત કે દેશગત સ્વાર્થ રહેલો હોતો નથી. તે "સ્વાર્થ" એ શબ્દ અને તેના અર્થથી પર બની કેવળ પરમાર્થરૂપે વિહરે છે, તેનાથી બધા સ્વાર્થોની સિદ્ધિ થાય છે. વાસ્તવમાં, તે બધા સ્વાર્થોથી પર બની દૂર ઊભેલો છે.

**नैव तस्य कृतेनार्थो ना कृतेनेह कश्चन।**
**नचास्य सर्वभूतेषु कश्चिदर्थ व्यापाश्रयः॥**

(ગી૦ અ૦ ૩ શ્લો૦ ૧૮)

અર્થ:-આ સંસારમાં એવા પુરુષ માટે કંઈ કરવાનું પણ કોઈ પ્રયોજન નથી અને ન કરવાનું પણ કોઈ પ્રયોજન નથી, તેમજ તેને સંપૂર્ણ ભૂતોમાં કોઇ પણ જાતના સ્વાર્થનો પણ સંબંધ નથી. એટલે કે, આકાશની જેમ તે ભૂતોમાં અસંગરૂપે સ્થિત છે. સર્વ કાંઈ તેની મારફત બને છે, પણ તેનામાં કંઇ થતું નથી. બીજા અર્થમાં, તે સર્વ કંઈ કરતો છતાં કર્તૃત્વઅહંકારથી ગલિત થવાના પરિણામે તે કશુંયે કરતો નથી.

**सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी।**
**नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन्॥**

(ગી૦ અ૦ ૫, શ્લો૦ ૧૩)

ભાવાર્થ:-નવ દ્વારવાળા શરીરરૂપી ઘરમાં સ્થિત યોગયુક્ત પુરુષ, નિશ્ચયપૂર્વક સર્વ કર્મોનો ત્યાગ કરીને, અર્થાત્ "ઇન્દ્રિયો પોતપોતાના વિષયોમાં પ્રવર્તે છે, મારામાં એનો કાંઈ પણ સ્પર્શ નથી," એવા તત્ત્વને જાણતો, પોતાને સચ્ચિદાનન્દ સ્વરૂપમાં સ્થિત માનતો, તે નિઃસંદેહ કશું કરતો નથી તેમ કરાવતો પણ નથી.

હવે, એને સંપૂર્ણ ભૂતોમાં ન કોઇ પ્રત્યે રાગ છે કે ન તો દ્વેષ છે, અને તે એટલે સુધી કે તેને ખુદ રાગથી પણ રાગ રહેતો નથી અને ખુદ દ્વેષથી દ્વેષ પણ રહેતો નથી. આમ રાગ-દ્વેષથી છૂટેલો તે સંપૂર્ણ મનોવૃત્તિઓનું આત્મત્વભાવથી સ્વાગત કરે છે. તે બધા જ રાગદ્વેષોને સત્તા દેવાવાળો છે અને વાસ્તવમાં સર્વ રાગદ્વેષોથી પર છે.

(૧) **ज्ञः सचिन्त्योऽपि निश्चिन्तो सेन्द्रियोऽपि निरिन्द्रियः**
**सबुद्धिरपि निर्बुद्धि साहंकारो नाहंकृति॥**

(અષ્ટાવક્ર ગીતા)

(૨) प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥
उदासीन वदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठातिनेङ्गते ॥

(ગી૦ અ૦ ૧૪, શ્લો૦ ૨૨, ૨૩)

અર્થ:-(૧) જ્ઞાની તત્ત્વવેત્તા પુરુષ ચિન્તાયુક્ત નજરે જણાતો છતાં ચિન્તાતીત છે, ઇન્દ્રિયવાન છતાં ઇન્દ્રિયાતીત છે, બુદ્ધિયુક્ત છતાં બુદ્ધિથી પર છે, અહંકારયુક્ત છતાં અહંકારથી દૂર છે, એટલે કે બુદ્ધિ, ચિત્ત અને ઇન્દ્રિયોએ બધાનો સાક્ષી બનીને એ સર્વથી તે અસંગ છે. (૨) હે પાંડવ! સત્ત્વગુણથી પ્રકાશ, રજોગુણથી પ્રવૃત્તિ અને તમોગુણથી મોહ ઉત્પન્ન થાય છે. તત્ત્વવેત્તા પુરુષ, એ ત્રણે ગુણો પોતામાં પ્રવૃત્ત હોવા છતાં, દ્વેષ કરતો નથી. તેમ એ ત્રણેની નિવૃત્તિ થવા છતાં તેમની ઇચ્છા પણ કરતો નથી. (કેમકે એ પોતાના આત્મામાં એ ત્રણે ગુણોનો કોઈ રીતે લેપ થયો હોય તેવું જોતો નથી.) એ પોતે સાક્ષીની માફક સ્થિર બની, ગુણોદ્વારા ચલાયમાન થતો નથી. ગુણ પોતાના ગુણરાજ્યમાં વર્તી રહે છે એવું સમજીને, તે પોતે પરમાત્મસ્વરૂપમાં અચળપણે સ્થિર રહે છે અને એ સ્થિતિમાંથી જરા પણ ડગતો નથી.

કોઈ પ્રકારનો તેને સ્વાર્થ રહેલો નહિ હોવાથી, તેને માટે વિચરવાની કોઈ સડક કે ગતિ રહેતી નથી. સડક તો સંકળાયેલી હતી સ્વાર્થની સાથે જે તેને પોતાના તરફ ખેંચતી હતી, પણ હવે, વાયુવાનની માફક, સંપૂર્ણ વાયુમંડળ તેના વિહાર માટે નંદનવનની ગરજ સારે છે. વાસ્તવમાં, બધી જ ગતિ તેની જ દ્વારા હવે સિદ્ધ થાય છે, પણ પોતે તો સર્વ પ્રકારની ગતિથી રહિત મંદરાચલની માફક અચળ છે. આ પ્રકારે, એની સર્વ ચેષ્ટાઓને કેવળ ગુણાતીત કહી શકાય. જો કે સર્વ ગુણો તેની દ્વારા વર્તી રહે છે, પણ વાસ્તવમાં, એ સર્વ ગુણોથી તે અતીત છે.

**तत्त्वविन्तु महाबाहो गुणकर्मविभागयोः।**
**गुणागुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥**

(ગી૦ અ૦ ૩, શ્લો૦ ૨૮)

અર્થ:—હે મહાબાહુ! તત્ત્વને જાણનાર યોગી ગુણકર્મના વિભાગમાં ગુણ પોતાના ગુણોમાં વર્તે છે એવું માનીને આસક્ત થતો નથી. એટલે કે, ગુણ કર્મમાં સાક્ષીરૂપે વર્તીને કમળદળ સમાન તે નિર્લેપ રહે છે. આ જ અવસ્થા પુણ્યપાપથી રહિત કેવળ પુણ્ય, અને સુખદુઃખથી રહિત કેવળ સુખરૂપ છે.

**सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।**
**असक्तंसर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥**

(ગી૦ અ૦ ૧૩, શ્લો૦ ૧૫)

ભાવાર્થ:—બધી ઇન્દ્રિયો અને ગુણોને તે પ્રકાશિત કરે છે, વાસ્તવમાં તે સર્વ ઇન્દ્રિયોથી અલગ છે, સર્વનું ભરણપોષણ કરવા છતાં તે નિર્લેપ છે અને સર્વ ગુણોનો ભોક્તા તે છે; વાસ્તવમાં, તે ગુણોથી અતીત છે. પુણ્ય, પાપ, સુખ, ગુણ, ઇન્દ્રિય, ગતિ અને ચેષ્ટા વગેરે સર્વે પ્રકૃતિ–રાજ્યમાં પોતાની ચેષ્ટા જમાવી રહ્યાં હતાં અને કાંટાની પેઠે ડંખતાં હતાં. પ્રકૃતિનો સંબંધ પરિચ્છિન્ન અહંકાર સુધી હતો. હવે તેણે તત્ત્વવિચારના બળે, સિંહની પેઠે, પરિચ્છિન્ન અહંકારના પાંજરાનો ભાગીને ભૂક્કો કરી નાખ્યો છે અને પ્રકૃતિના રાજ્યની પેલે પાર તે પહોંચી ગયો છે. સર્વાત્મૈક્ય ભાવના (સર્વ હું જ છું) ની આંધી વેગથી ચાલી તે પ્રકૃતિ અને અહંકારને તણખલાની માફક ઉડાવી લઈ ગઈ. હવે તેણે પ્રકૃતિના સ્વરૂપને જેમનું તેમ જાણી લીધું, અને પ્રકૃતિનો ભ્રમ તેને મન ખૂલી ગયો–પ્રકૃતિએ પુરુષને રિઝાવવાને નાના પ્રકારના ખેલ રચ્યા હતા અને તેને પોતાની કળાથી મોહિત કર્યો હતો. પણ પુરુષે પ્રકૃતિની વાસ્તવિકતા જ્યાં ઓળખી લીધી તો પત્તો પણ ના લાગ્યો કે પ્રકૃતિ ક્યાં ઊડી ગઇ? જેવી રીતે નટી, જ્યાં સુધી તેનું મૂળરૂપ ઓળખવામાં નથી આવતું ત્યાં સુધી, જુદા જુદા સ્વાંગ ધરીને ભ્રમિત કરે

છે, પણ જ્યાં તેનું મૂળરૂપ ઓળખાયું કે એવી ડૂબકી મારી જાય છે કે મોં પણ બતાવતી નથી. તેવી રીતે—

દિખાયા પ્રકૃતિને નાચ પૂરા
સિલે મેં ઉડ ગઈ અહહ ! સિતમ હૈ;
ગલત ગુર્‌તમ શિકાયત કી નહીં જા,
મિલી આ પુરુષ મેં અદલો કરમ હૈ.

અર્થાત્ પ્રકૃતિએ પોતાનો પૂરેપૂરો નાચ બતાવ્યો, અને પોતાના નૃત્યના ઈનામના બદલામાં તે પોતે જ ઊડી ગઈ, એ ભારે શોક છે! કવિ ફરીથી વિચાર કરી કહે છે કે, ના, મેં ભૂલ કરી, એમાં શિકાયત કે ભૂલ કાઢવાપણું પણ નથી. કેમકે પ્રકૃતિ પોતાના નૃત્યના ઈનામરૂપે પુરુષથી અભેદ પામી ગઇ. એ જ એનો સાચો પુરસ્કાર છે અને એ ન્યાય પણ છે કે જેનાથી તેની ઉત્પત્તિ થઇ તેમાં જ તે લય પામી ગઈ. વળી, પુરુષે એ કૃપા પણ કરી કે પોતે પોતામાં તેને–પ્રકૃતિને અભેદ કરી દીધી.

## ઉપસંહાર

સારાંશ એ કે, સાંસારિક પુણ્ય પાપથી મિશ્રિત છે, સાંસારિક સુખ દુઃખથી ગ્રસાયલું છે, સાંસારિક રાગ દ્રેષથી ભર્યો છે. કોઇ પણ કર્મ સાથે સ્વાર્થત્યાગની માત્રા કોઈ પણ અંશમાં મોજૂદ હોતી નથી, ત્યાં સુધી તે કર્મ પુણ્યરૂપ બનતું નથી, એટલે કે, કોઈ કર્મને પુણ્યરૂપ બનાવવાને માટે સ્વાર્થત્યાગ હોવો જરૂરી છે. ત્યાગની માત્રા જેટલી અધિક તેટલું પુણ્ય અધિક. સ્વાર્થનો અંશ જેટલો વધારે દૃઢ, તેટલી પાપની વૃદ્ધિ થાય. સ્વાર્થત્યાગ પુણ્યરૂપ અને સ્વાર્થ પાપરૂપ કેમ? આ વિષય પર વિચાર કરતાં જણાશે કે, સંસારનું મૂળ કારણ પરિચ્છિન્ન અહંકાર છે. એક, નિર્વિકાર, અપરિચ્છિન્ન, સત્યસ્વરૂપ પરમાત્માને આવરણ કરીને, દબાવીને તેના સ્થાન પર સવિકાર, પરિચ્છિન્ન, મિથ્યા અહંકાર પોતાનો દોર જ્યારે જમાવે છે, ત્યારે બધા અનર્થ આવીને ઊભા રહે છે. પોતાની અનન્તતાને નષ્ટભ્રષ્ટ કરીને

એક તુચ્છ અહંકાર પોતાના સ્થાન પર ચઢી બેસે, એ સત્ય-સ્વરૂપથી ભલા, કેમ કરી સાંખી શકાય ? એ તો પોતાના સિવાય કોઈનું પણ મોં જોવા ચાહતો નથી. પણ અહીં તો તુચ્છ અહંકાર પરમાત્માની અનન્તતાને સાન્તમાં બદલવાને ખડે પગે છે અને મિથ્યા નીચે સત્યને દબાવવાને છુપાવવાને આતુર છે. હવે ભલા, સત્યનો અનન્ત પ્રભાવ–તેની અનંત ઉષ્મા, વરાળ–સ્ટીમ મિથ્યા અને તુચ્છ અહંકાર નીચે કેવી રીતે દબાઈ શકે ? દબાયલી વરાળ, ભારેમાં ભારે એંજિનોના, આતશબાજીમાં ઊડતા હિંગોરાની જેમ, ટુકડે ટુકડા કર્યા વિના શાંત પડતી નથી અને જ્યાં સુધી એ વરાળ પૂરેપૂરી આઝાદ થતી નથી, ત્યાંસુધી જીવને પણ ચેન પડતું નથી. આ સિદ્ધાન્તને અનુસરી, સ્વાર્થ-ત્યાગવાળું કર્મ એ અહંકારનાં ઢાંકણાને ઢીલું અને પાતળું કરે છે, જેમાંથી એ સત્યસ્વરૂપી વરાળને મુક્ત થવાને અવકાશ મળે છે, એટલે કે, તેની અનન્તતાનો વિસ્તાર થાય છે, જેને લીધે તેનું પરિણામ પુણ્ય અને સુખ છે. આથી ઊલટું, સ્વાર્થવાળું કર્મ અહંકારના ઢાંકણાને વધારે દૃઢ કરી વિસ્તારે છે. એ ઢાંકણાને આન્તરિક સત્યસ્વરૂપી સ્ટીમ–વરાળ–પોતાના પર ઢંકાયેલું જોવા ચાહતી નથી, એટલે તેને ઉપર ફેંકવાને મથે છે અને સોયની પેઠે પોતાની તીક્ષ્ણ અણી-થી તેને ટોચતી રહે છે. એક બાજુ, એ સ્ટીમ પોતાની ઉપર કોઈ પણ પ્રકારનું આવરણ સાંખી શકતી નથી, અને બીજી બાજુ, પોતાની અનંતતાનો સંકોચ પણ સહી શકતી નથી, જેને લીધે પરિણામમાં પાપ અને દુઃખ આવે છે. જેટલા પ્રમાણ-માં એ અહંકારરૂપી ઢાંકણ પાતળું પડે છે, તેટલા પ્રમાણમાં પુણ્ય અને સુખ અધિક થાય છે અને જ્યારે એ ઢાંકણ સર્વથા દૂર થઈ જાય છે, ત્યારે–ખરે, ત્યારે જ, કેવળ નિરૂપાધિ, નિરપેક્ષ પુણ્ય અને સુખની પ્રાપ્તિ થાય છે.

હે સુખાભિલાષીઓ ! જો તમને સુખની ઇચ્છા હોય તો તમારા અનેકવિધ સ્વાર્થોનાં બલિદાન આપો, તો તમે સુખના

અધિકારી બનશો. ત્યાગ વિના સુખ સાંભળ્યું છે ? આપવું એ પામવું છે. જે જે કંઈ વર્તમાનકાળમાં તમને મળેલું છે, તે તે તમામ તમે કોઇને કોઈ કરેલા ત્યાગના પરિણામરૂપ છે. ત્યાગ એ પુણ્ય અને સુખ છે; ગ્રહણ એ પાપ અને દુઃખ છે. તમે **વાંદરાની* જેમ મુઠ્ઠીમાં પદાર્થ તો રાખી મૂકવાને ઇચ્છો છો અને સાથે સાથે ઘડામાંથી હાથ પણ નીકળે એવું પણ ઇચ્છો છો, એ કેમ કરી બને ? ઘડામાંથી હાથ સહીસલામત નીકળે એને માટે મુઠ્ઠીને ખાલી કરવી જરૂરનું છે.** "હસવું અને લોટ ફાકવો" એ કેમ કરીને બને ? તમે ઘરમૂળથી જ ભૂલ કરતા આવ્યા છો ! હવે તેથી પાછા હઠો અને ધીમે ધીમે સ્વાર્થત્યાગનું અવલંબન કરતા રહીને કેવળ પુણ્ય અને કેવળ સુખના ભાગી બનો !

* ભારતવર્ષમાં બાજીગર વાંદરાને વિચિત્ર યુક્તિથી પકડે છે. એ લોક જંગલમાં એક સાંકડા મોંવાળું પાત્ર (ઘડો) વૃક્ષની નીચે ગોઠવે છે. આ વૃક્ષ પર વાંદરાં બેઠાં હોય છે. આ પાત્રમાં વાંદરાંને ખાવા યોગ્ય રુચિકર પદાર્થ મૂકવામાં આવે છે. વાંદરું આવે છે અને એ પદાર્થને લેવા માટે પાત્રમાં હાથ ઘાલે છે. ખાલી હાથ એ પાત્રમાં પેસી શકે છે; પણ પદાર્થ ભરેલી મુઠ્ઠી ભારે બને છે. હવે તે હાથ પાત્રથી બહાર કાઢવાને મથે છે, પણ પદાર્થભરેલી મુઠ્ઠી ભારે બનવાથી હાથ નીકળી શકતો નથી. પદાર્થને છોડી મુઠ્ઠી ખાલી કરવાને વાંદરું રાજી નથી. એ એમ સમજે છે કે પોતાને કોઈએ પકડ્યું છે. એવું સમજીને તે બૂમબરાડા પાડે છે. એવામાં, બાજીગર આવીને તેને પકડી લે છે.

આ રીતે, સંસારરૂપી વનમાં અજ્ઞાની જીવરૂપી વાંદરું ભમી રહ્યું છે. માયારૂપી બાજીગરે તેને પકડવાને માટે દેહાભિમાનરૂપી સાંકડા મોંઢાવાળું પાત્ર મૂકી રાખ્યું છે. જેમાં 'સ્વાર્થ' અને 'ભોગો પ્રત્યે આસક્તિ'રૂપી રુચિકર ફળ રાખવામાં આવ્યાં છે. જીવરૂપી મર્કટે એ ફળને પ્રિય સમજીને દેહાભિમાનના પાત્રમાં પોતાનો હાથ ઘાલ્યો છે, અને 'સ્વાર્થ' અને 'આસક્તિ'રૂપી ફળોથી પોતાની મુઠ્ઠી ભરી છે. મુઠ્ઠી ભરી તો લીધી, પરંતુ 'સ્વાર્થ' ને 'આસક્તિ'ને પકડવાથી તેને દુઃખ થાય છે, એટલે એ પાત્રમાંથી પોતાનો હાથ બહાર ખેંચી કાઢવાને તે વ્યાકુળ બને છે. પરંતુ, એ મૂર્ખ 'સ્વાર્થ' અને 'આસક્તિ'રૂપી ફળોથી ભરેલી પોતાની

# સાધારણ ધર્મ

## પ્રાણીમાત્રનું ધ્યેય કેવળ સુખ છે !

સંસારમાં બ્રહ્માથી માંડી કીડી પર્યંત, દિનરાત, આઠે પહોર, ચોસઠ ઘડી, બલ્કે પ્રત્યેક ક્ષણ ક્ષણ થતી પ્રાણીમાત્રની દોડધામ શાને માટે છે? એવી કઈ મધુર વસ્તુ છે, જેને માટે પ્રત્યેક પ્રાણી પોતાનું જીવન કડવું બનાવે છે? સુખ, કેવળ સુખ! જો કે, પ્રત્યેક પ્રાણીની દિનરાત થતી ચેષ્ટા, પોતપોતાના વિચારાનુસાર, ભિન્ન ભિન્ન રીતે બને છે, છતાં સર્વેનું નિર્દિષ્ટ સ્થાન કેવળ સુખ છે; બીજું કશું નહિ. બ્રહ્મા સૃષ્ટિને સરજતા રહે છે; પૃથ્વી પોતાને માથે પહાડો અને વૃક્ષોનો ભાર વહી નાચી રહે છે; સમુદ્ર ઘૂઘવતો રહે છે; સૂર્ય તપતો રહે છે; ચંદ્રમા પોતાનાં શીતળ કિરણો પ્રસારી રહે છે; નદીઓ પહાડ પરથી ફાળ ભરી ભરી દોડતી સમુદ્ર પ્રત્યે દોડી રહે છે; બુલબુલ ગાઈ રહે છે; કીડીઓ દિનરાત દોડધામ મચાવી રહે છે; કીડા પૃથ્વી પર પેટ ઘસતા સરકતા રહે છે; બીજ પૃથ્વીના ઉદરમાં પડતાંવેંત ફળવાની ઉતાવળ કરતાં રહે છે; માતા પ્રસવવેદના સહી રહે છે; તપસ્વી પંચાગ્નિતાપ તપી રહે છે;

---

મુઠ્ઠી ખાલી કરવાનું સમજતું નથી. જો તે મુઠ્ઠી ખાલી કરી દે તો તેને કોઈએ પકડયું નથી અને દેહાભિમાનરૂપી પાત્રમાંથી પોતાનો હાથ સહી-સલામત તે મુક્ત કરી શકે છે, કેમકે, તેને કોઈએ પકડયું નથી, પણ પોતે જ પોતાના અજ્ઞાનને લીધે મિથ્યા પકડમાં પોતાના હાથને, હાથે કરી, ફસાવી બેઠું છે. પરંતુ આ રહસ્યને તે જાણતું નથી, અને અજ્ઞાન-દ્વારા એવું માની રહ્યું છે કે તેને કોઈ વિશેષ શક્તિ–ઈશ્વર અથવા માયા-એ, એ પાત્રમાં, એ ફળોની સાથે સાથે, બાંધી લીધું છે. પરિણામે તે રડે છે, ધ્રૂજે છે, પણ મુઠ્ઠી ખાલી તો નથી જ કરતું અને આખરે માયા-રૂપી બાજીગરથી પકડાઈ, ગળામાં "અહંકર્તૃત્વાધ્યાસ" રૂપી દોરીએ બંધાય છે અને અનેક યોનિઓમાં ખૂબ નચાવ્યું જાય છે.

રાજાઓ આપસઆપસમાં યુદ્ધ ખેલી રહે છે અને પૃથ્વીને રક્તપાતથી અભિસિંચન કરવાને, મોટા મોટા મહેલોને તજી, વિકટ જંગલોમાં ડેરાતંબુ ખેંચી પડી રહે છે; બજારોમાં વિચિત્ર લાગતી લેવાલીદેવાલીનો શોરબકોર મચ્યો રહે છે; અદાલતોમાં જજ્જો, વકીલો, વાદીઓ અને પ્રતિવાદીઓની છેડછાડ થતી રહી, એકનું બીજાને અપાવવાની તરકીબો રચાતી રહે છે; આ બાજુએ, મતમતાંતરોના ઝઘડાઓ પણ ચાલી રહે છે; સારાંશ કે, આ બધાનું વર્ણન કેમ કરી થાય ? કોણ જાણે સંસારમાં કેટલી બધી અસંખ્ય ચેષ્ટાઓ પ્રત્યેક ક્ષણે થતી રહેતી હશે ? એની ગણુતરી પણ કોણ કરી શકે ? પરંતુ, પ્રત્યેક ચેષ્ટાદ્વારા, દેખીતી રીતે કે આડકતરી રીતે, જે વસ્તુની પ્રાપ્તિ માટે આ બધી દોડધામ થતી રહે છે, તે તો કેવળ સુખ જ છે.

ગાવન તુધ નૂં પવન પાણી વૈસન્તર, ગાવન તુધ નૂં રાજાધર્મદ્વારે,<br>
ગાવન તુધ નૂં ચિત્રગુપ્ત લિખ જાણે, લિખ લિખ ધર્મ બિચારે.<br>
ગાવન તુધ નૂં પંડિત પઢન ઋષિવર, જુગજુગ વેદાં નાલે,<br>
ગાવન તુધ નૂં મોહનિયાં મનમોહન, સ્વર્ગા મચ્છપિયાલે.<br>
ગાવન તુધ નૂં રત્ન ઉપાયે તેરે, અઠસઠ તીર્થ નાલે,<br>
ગાવન તુધ નૂં જોધા મહાબલસૂરા, ગાવન તુધ નૂં ખાણી ચારે,<br>
ગાવન તુધ નૂં ખંડ મંડલ બ્રહ્મંડા, કરકર રકખે તેરે ધારે.<br>
સોઇ તુધ નૂં ગાવન જો તુધ ભાવન, રત્તે તેરે ભક્ત રસાલે,<br>
હોર કેતે તુધ નૂં ગાવન સે મૈં ચિત્ત ન આવન, નાનક કિયા વિચારે

(ગુરુગ્રંથ સાહેબ, મોહલ્લા ૧ લા)

અર્થ:—હે સુખસ્વરૂપ ! પોતાની સર્વ ચેષ્ટાઓમાં સંપૂર્ણ ભૂત તારું જ ગીત ગાઇ રહે છે, એટલે કે, તને જ ઝંખી રહે છે; બીજા કશાને નહિ. વાયુ, જળ અને અગ્નિ પોતપોતાની ચેષ્ટાઓમાં, અથવા અન્ય પ્રાણી, વાયુ, જળ અને અગ્નિદ્વારા તારી જ ખોજ કરી રહ્યાં છે. રાજા ધર્મ દ્વારા, અર્થાત્ પોતાના ધર્મને પાળીને તારી જ ભિક્ષા માગે છે. ચિત્રગુપ્ત (ધર્મરાજાનો ગુમાસ્તો) પણ તારાં જ ગીત લલકારે છે; જો કે તે, જીવનાં

કર્મોના હિસાબ લખતાં લખતાં અને ધર્મનો વિચાર કરતાં કરતાં, જાણી તો રહ્યો જ છે કે તને કઈ રીતે પામી શકાય? પંડિત, ઋષિશ્વર પ્રત્યેક યુગમાં વેદો દ્વારા તારાં જ ગીત ગાઈ રહ્યા છે; તેમનું બીજું કંઇ ધ્યેય હોઈ શકે નહિ. અહીં મનને મોહ ઉપજાવનારી મોહિનીઓ, સ્વર્ગના ભોગો દ્વારા, દેખીતી કે આડકતરી રીતે, પોતાની પ્રત્યેક અદાઓમાં તારે માટે જ નાચી રહી છે કે તારા દીદારનાં દર્શન તેમને થાય. તારાં પેદા કરેલાં બીજાં રત્નો; અર્થાત્, અદ્ભુત શક્તિઓ, તારા પ્રકાશથી ઝળકતા હીરા, માણેક વગેરે સર્વ તને જ સ્તવી રહ્યાં છે અને તારા જ અસ્તિ ભાતિ સ્વરૂપનો ચમત્કાર બતાવી રહ્યાં છે. અડસઠ તીર્થો તારી જ નિત્ય નિર્મળતાનું ઉચ્ચારણ કરી રહ્યાં છે. મહાબળવાન શૂરવીર યોદ્ધાઓ તારો જ મહિમા ગાઇ રહ્યા છે, એટલે કે, એમનામાં જે શક્તિ છે તે તેમની નહિ, પણ તારી જ છે અને તે દ્વારા તું સુખસ્વરૂપની પ્રાપ્તિ કરે એ જ તેમનું ધ્યેય છે. આ પ્રમાણે ચારે ખાણની જીવસૃષ્ટિ તને જ ગાઇ રહી છે, અને સર્વ ખંડ, મંડળ અને બ્રહ્માંડ જે તારે આધારે ટકી રહે છે, તે તારી જ બોલબાલા ગુંજે છે. તને વહાલા અને તારી જ પ્રીતિમાં રત રહેનારા રસિક ભક્તો સાક્ષાત્ રૂપે તને જ સ્મરે છે. અંતમાં, ગુરુ નાનકદેવ કહે છે કે, બીજી બીજી અનન્ત કેટકેટલી યોનિઓ છે, જે તને જ ઝંખી રહે છે. તેની સંખ્યાનો તો પાર પણ પમાય તેમ નથી.

> કુમરિયાં÷ આશિક હૈં તેરી, સરવ+ બંદા હૈં તેરા;
> બુલબુલેં તુઝપે ફિદા હૈં, ગુલ તેરા દીવાના હૈં.

જે વસ્તુ ખાતર આટલી બધી અથાક ચેષ્ટા થઈ રહી છે, તે જાણે એવી છે કે, કોઇ પ્રચંડ આગ લાગી હોય અને તેને બુઝાવવાને ચારે દિશાએથી મનુષ્યોનાં ઝુંડેઝુંડ દોડતાં જઈ રહ્યાં હોય! જે સુખની તરસ છીપાવવાને પ્રાણીમાત્ર તીવ્ર વેગે દોડા-

÷ કોઈ પક્ષીનું નામ. + સીધી રેખામાં ઊગનાર વૃક્ષનું નામ.

દોડ કરી રહ્યાં છે, તે સુખનું ઉદ્‌ગમસ્થાન કયું છે તે આપણે જાણવું જોઇએ.

## સુખનું ઉદ્‌ગમસ્થાન અને ધર્મનું સ્વરૂપ

આ સંબંધમાં શ્રુતિ ભગવતી આપણને કહે છે કેઃ—

(૧) "**सत्यमेव जयते नानृतं**"

(૨) "**यतो धर्मस्ततो जय**"

અર્થ એ કે, (૧) સત્ય (ધર્મ)નો જય થાય છે; જૂઠ (અધર્મ)નો નહિ. (૨) જ્યાં ધર્મ છે ત્યાં જય છે. "જય" શબ્દનો અનર્થ ન થાય એ જોવું જોઇએ. "જય" શબ્દનો અર્થ એવો નથી કે આપણો કોઇ દુશ્મન હોય તેને મહાત કરીને તેના પર આપણું સ્વામીત્વ જમાવવું. આવો અર્થ કાઢવામાં આપણા વ્યક્તિગત અહંકારને પુષ્ટ કરીને સાપને દૂધ પાયા જેવું થાય. એવો જય "જય" નથી પણ "પરાજય" છે; એ "સત્ય" નથી, પણ "અનૃત" છે; એ "ધર્મ" નથી, પણ "અધર્મ" છે. એ રીતે ઊલટી ગંગા વહેવડાવવી એ રોગને વધારી મૂકવા સમાન છે. અહીં "જય" શબ્દનો અર્થ "સુખ" "શાન્તિ" થાય છે. કહેવાનો આશય એ છે કે, જ્યાં ધર્મ અને સત્ય છે, ત્યાં સુખશાન્તિ, છે. એટલા ખાતર, જે વૃક્ષથી આપણને આપણું જીવનફળ મળે છે, તે વૃક્ષનું રૂપ પણ કંઈક તો આપણે જાણવું જોઇએ.

"**येनैतद्धार्यते स धर्मः**"—એ ધર્મ શબ્દનો અર્થ છે. આશય એ છે કે, જે શક્તિદ્વારા આ સંસારનું ધારણ થઇ રહ્યું છે તે જ શક્તિ "ધર્મ" શબ્દનો મુખ્ય અર્થ છે. એ શક્તિ આકર્ષણ–વિકર્ષણ ( રાગદ્વેષ )–એટ્રેકશન એન્ડ રિપલ્સન–ની સમતાદ્વારા પૃથ્વી, નક્ષત્ર, સૂર્ય, ચંદ્રમા આદિ ને શૂન્ય આકાશમાં લટકાવી રહી છે, જાણે કે કોઈ વિચિત્ર કારીગરે છતમાં નિરાધાર ગોળા ટાંગી દીધા હોય; એ શક્તિ શૂન્યમાં સૂર્યને પોતાના કેન્દ્રમાં ઘૂમાવી રહી છે અને નક્ષત્રોને પોતપોતાની

કક્ષામાં સૂર્યની આસપાસ ફૂદડીઓ ફેરાવી રહી છે; એ શક્તિ પૃથ્વીમાં ગંધરૂપે, જળમાં રસરૂપે, સૂર્ય અને ચન્દ્રમાં પ્રકાશરૂપે, પવનમાં સ્પર્શરૂપે અને આકાશમાં શબ્દરૂપે વિરાજી રહી છે.

**रसोऽहमप्सु कौन्तेय प्रभाऽस्मि शशिसूर्ययोः।**
**प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु॥**
**पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ।**
**जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु॥**
**बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम्।**
**बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्वीनामहम्॥**

(ગી૦ અ૦ ૭, શ્લો૦ ૮, ૯, ૧૦)

અર્થ:—હે કૌન્તેય! જળમાં રસરૂપ હું છું. સૂર્યચન્દ્રમાં પ્રકાશરૂપ હું છું. સંપૂર્ણ વેદોમાં પ્રણવરૂપ હું છું. આકાશમાં શબ્દ અને મનુષ્યમાં બળરૂપ પણ હું છું. પૃથ્વીમાં પવિત્ર ગંધ, અગ્નિમાં તેજ, સર્વ ભૂતોમાં જીવન અને તપસ્વીઓમાં તપરૂપ પણ હું છું. સારાંશ કે, હે પાર્થ! સર્વ ભૂતોમાં બીજરૂપ સનાતન મને જ તું જાણ; બુદ્ધિમાનોમાં બુદ્ધિ અને તેજસ્વીઓમાં તેજ રૂપ પણ હું છું.

એ શક્તિ અગ્નિમાં ઉષ્ણતા, જળમાં દ્રવતા, પૃથ્વીમાં જડતા, વાયુમાં સ્પન્દતા અને આકાશમાં શૂન્યતારૂપે વિરાજમાન છે; એ શક્તિને આધીન બ્રહ્મરૂપથી સૃષ્ટિની ઉત્પત્તિ, વિષ્ણુરૂપથી પાલન, અને શિવરૂપથી સંહાર થતો રહે છે; એ શક્તિ ભોજન બની આરોગાય છે, જઠરાગ્નિરૂપે તેને પચાવે છે, રસરૂપમાં બદલાય છે, રક્તરૂપમાં નાડીઓમાં દોડે છે, માંસરૂપે શરીરને પુષ્ટ કરે છે, વીર્યરૂપે બળ અર્પે છે, નેત્રમાં બેઠી જુએ છે, કાનમાં બેઠી સાંભળે છે, ઘ્રાણમાં બેઠી સૂંઘે છે, જીભમાં બેઠી સ્વાદ લે છે, ત્વચામાં બેઠી સ્પર્શે છે: જે સર્વમાં સર્વ કંઇ છે, તે એ શક્તિ છે અને "ધર્મ" શબ્દનો મુખ્ય અર્થ પણ તે છે.

**अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।**
**इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विता ॥**

અર્થ:—મારાથી સર્વ જગતની ઉત્પત્તિ થઈ છે અને મારાથી સર્વ ચેષ્ટાઓ બની રહે છે, એવું સમજીને ભાવસંયુક્ત બુદ્ધિમાનો મને ભજે છે. કાળ જેનો ભ્રૃકુટિવિલાસ છે અને ક્ષણુ ક્ષણુ કરીને પળ, ઘડી, પ્રહર, દિનરાત, તિથિપક્ષ, માસ, ઉત્તરાયણુ, દક્ષિણાયન, વર્ષ, યુગ, મન્વન્તર અને સર્ગરૂપમાં કાળ જેને આધીન બની નૃત્ય કરી રહ્યો છે; શ્રુતિ, સ્મૃતિ, પુરાણાદિ જેના બન્દીગણુ છે અને નિરંતર જેની સ્તુતિ ગાય છે; જે ઉત્પન્ન થયો નથી અને નિત્યનૂતન છે, જેને લીધે તેને **સનાતન ધર્મ**ના નામથી ઓળખવામાં આવે છે; અટકથી કટક અને હિમાલયથી કન્યાકુમારી સુધી જ જેનું રાજ્ય નથી, બલ્કે, સર્વ દેશ, સર્વ કાળ અને સર્વ વસ્તુ પર જેનો અધિકાર છે; હિન્દુમાત્રથી જ જેનો સંબંધ પૂરો ના થતાં, શું હિન્દુ, શું મુસલમાન, શું બૌદ્ધ, શું ઈસાઈ, શું મૂસાઈ, શું શીખ, શું જૈન, શું બચ્ચું, શું જુવાન, શું વૃદ્ધ, શું ગર્ભસ્થ બાળક, શું મરણોન્મુખ કે મરણાન્ત જીવ, સર્વ જાતિ, સર્વ મત અને સંપ્રદાયો અને સર્વ અવસ્થાઓથી જેનો સંબંધ છે, અને જે સર્વને માટે અધિકારાનુસાર પથપ્રદર્શક છે; મનુષ્ય માત્ર માટે જ જે કલ્યાણરૂપ નહિ, પરંતુ પાષાણથી માંડી ઉદ્‌ભિજ્જ, સ્વેદજ, અંડજ, જરાયુજ એ ચારે ખાણોના જીવોને માટે જે માતાની સમાન હિતકારી છે; જે રીતે માતા બાળકને સ્તનપાન કરાવીને, તેની સર્વ પ્રકારની સેવાદ્વારા લાલનપાલન કરતી રહીને, એ બાળકને યુવાવસ્થામાં પહોંચાડે છે, એ રીતે જે "ધર્મ" જીવને, પાષાણ, ઉદ્‌ભિજ્જ આદિ જડ યોનિઓથી ઉઠાવી, ત્રણે અવસ્થા અને પાંચે કોશોની ક્રમોન્નતિ નિર્વિઘ્નપણે સાધીને, મનુષ્યયોનિમાં પહોંચાડી પ્રકૃતિની પૂર્ણતા તેને સંપાદન કરી આપે છે, તે ધર્મ, મનુષ્યયોનિ પ્રાપ્ત કરાવીને પણ, પોતાને અનુસારી જીવોનું પાર્વતી સમાન કલ્યાણ સાધી, પોતાના વાસ્તવિક શિવ-

સ્વરૂપની પ્રાપ્તિ કરાવીને, કૈવલ્યપદને પણ પ્રાપ્ત કરાવે છે. એ ધર્મ પોતાથી વિમુખ જીવો પર ચોટ લગાવ્યા વિના પણ નથી રહેતો. તે ભૈરવરૂપ બનીને, અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત–એ ત્રિતાપ રૂપી ત્રિશૂળથી તેમનાં હૃદયને વિદીર્ણ કરે છે. અને યોગિની રૂપ ધરીને તેમના રક્તનું પાન પણ કરે છે. આ પ્રકારે અનેક રૌરવ નરકોની યમયાતના ભોગવાવીને પણ તે જીવોને પોતાના અનુસારી બનાવ્યા વિના છોડતો નથી. શું રાજા, શું પ્રજા, શું જાતિ, શું વ્યક્તિ, શું દેશ, કોઇનીયે એને શરમ અડતી નથી. બીજા તો બાજુએ રહ્યા, પણ ભગવાન રામચન્દ્રને રોવડાવ્યા વિના અને ભગવાન કૃષ્ણને પણ તીરનું નિશાન બનાવ્યા વિના એણે છોડ્યા નથી. દેવર્ષિ નારદને પણ મર્કટની આકૃતિથી નવાજીને પૂરેપૂરા તપાવ્યા વિના તેણે નથી છોડ્યા અને એના ફળરૂપે અપરિચ્છિન્ન વિષ્ણુને પણ પરિચ્છિન્ન રૂપે માતાના ગર્ભમાં લોટાવ્યા વિના નથી છોડ્યા. વેદવ્યાસજીનો પીછો તેણે તેમને રડાવીને જ છોડ્યો છે, અને પ્રતાપી દુર્વાસા ઋષિને પણ સુદર્શન ચક્રના મારથી પરેશાન કર્યા વિના તે રહ્યો નથી. મહર્ષિ વસિષ્ઠના સો પુત્રોની પૂર્ણાહુતિ કર્યા વિના તેને તૃપ્તિ થઈ નથી, અને વિશ્વામિત્રની સંપૂર્ણ સેનાને સ્વાહા કર્યા વિના તેનાથી રહેવાયું નથી. ઇન્દ્ર–શરીરના રોમેરોમે છિદ્ર પાડીને તેણે શાંતિ વાળી છે, અને જયંતની આંખ કાઢીને તેને સંતોષ થયો છે.

આથી ઊલટું પાંચ વર્ષના બાળક ધ્રુવને નિર્જન વનમાં ક્લેશ ભોગવાવીને પણ અચલ પદવી દીધા વિના તેનાથી રહેવાયું નથી. પ્રહ્લાદને કુમારાવસ્થામાં પથ્થરનો માર માર્યો, પહાડ પરથી પછાડ્યો, અગ્નિમાં બાળ્યો વગેરે પ્રચંડ કષ્ટો ભોગવાવીને પણ પોતાનામાં જ્યાં સુધી તેણે તલ્લીન ના કર્યો ત્યાં સુધી તેને નિરાંત વળી નથી. હરિશ્ચંદ્રના પરિવારને ભરબજારમાં હરરાજી બોલાવીને પણ ઉત્તમ ગતિ જ્યારે પ્રાપ્ત કરાવી ત્યારે તે ઝંપ્યો. મોરધ્વજ મારફત પોતાના પુત્રના બે ટુકડા કરાવીને આખરે તેને સદ્ગતિ અર્પ્યા વિના રહેવાયું નહિ.

સારાંશ, ક્યાં સુધી એનું નિરૂપણ કરીએ? એ બહુ હઠીલો છે. એને બાળક, વૃદ્ધ, જ્ઞાની, અજ્ઞાની કોઇ પર દયા જ નથી આવતી. લોઢાના ચણા ચવાવ્યા વિના એ કોઇને છોડતો નથી. સુખના પ્રેમીઓએ એની આગળ નીચું માથું કરવું પડશે, એના નિયમને માથા પર ઉઠાવવો પડશે; એમ કર્યા વિના છૂટકો નથી. એ પ્રકારે જ્યારે તે પોતાના પ્રેમીઓનો અંકોડો ઢીલો કરે છે, અને તેમના અહંભાવની ભરબજારમાં એક, બે, ત્રણ એમ બોલાવી હરરાજી કરાવી લે છે, ત્યારે તેમના પર આફરીન પણ એવો તો થાય છે કે વાત ના પૂછો! બધો સંસાર એ એમના પર વારી દે છે, અને પતિવ્રતા સ્ત્રીની પેઠે તેમની સાથે એવી તો ગાંઠ જોડી દે છે કે જે છોડવી છૂટે પણ નહિ.

**यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।**
**तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥**

(ગી૦ અ૦ ૧૮, શ્લો૦ ૩૭)

અર્થ:—જે સુખ, પ્રથમ સાધનના આરંભકાળમાં, જો કે વિષ સમાન ભાસે છે, પણ પરિણામે અમૃત તુલ્ય હોઇ, જે ભગવતવિષયક બુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થયેલું છે, તે સાત્ત્વિક કહેવાય છે. એ જ એ શક્તિ છે, જેમાંથી આપણા ઇચ્છિત સુખનો પ્રવાહ વહે છે, અને જે આપણું વાંછિત જીવનફળ પ્રદાન કરવામાં ચિન્તામણિની ગરજ સારે છે.

આયુર્વેદશાસ્ત્રમાં આયુની વૃદ્ધિ કરનાર ઘીને માટે 'આયુષ્ય' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. એ ન્યાયે, જે બધી ચેષ્ટાઓ દ્વારા આપણે ઉપર્યુક્ત ધર્મ સન્મુખ વળી શકીએ છીએ, તે પણ ધર્મરૂપે ઓળખાય છે. આ લક્ષ્યને ધ્યાનમાં રાખીને ધર્મનું બીજું લક્ષણ એ ગણાવ્યું છે કે—

**"यतोऽभ्युदय निःश्रेयस्सिद्धि स धर्मः"**

અર્થાત્, જે ચેષ્ટાઓથી આ લોકમાં ઐશ્વર્ય અને પરલોકમાં મુક્તિની સિદ્ધિ થાય, તે ધર્મ છે.

## ધર્મનો પ્રાણ કેવળ ત્યાગ છે

હવે પ્રશ્ન એ થાય છે કે, એ કેવા પ્રકારની ચેષ્ટાઓ હોય કે જે દ્વારા અભ્યુદય અને નિઃશ્રેય સિદ્ધ થાય? જવાબ એક જ છે કે "ત્યાગ." કોઈ પણ ચેષ્ટા–કર્મ–કાર્યને ધર્મરૂપ બનાવવાને એ જરૂરનું છે કે તેની સાથે ત્યાગની માત્રા પણ હોય. ત્યાગનો કોઇ પણ અંશ ચેષ્ટા સાથે જોડ્યા વિના, ધર્મપ્રાપ્તિ કેવી રીતે થઈ શકે? જેટલા પ્રમાણમાં ત્યાગ અધિક હોય, તેટલા પ્રમાણમાં ધર્મની વૃદ્ધિ પણ હોય. ધર્મરૂપી નંદીને ગતિમાન કરવાને એ જરૂરનું છે કે વૈરાગ્યમૂર્તિ, વ્યાલભૂષણ, ભસ્મ–વિલેપન અને ગરલપાન કરનાર શિવ–શંભુને તેના પર પધરાવવા જોઈએ અને ત્યારે જય પણ થાય. આ "**ત્યાગરૂપી મહેશ**"ના મસ્તક પર શાન્તિરૂપી બીજનો ચન્દ્ર શોભાયમાન છે, જેની કળા નિત્ય વૃદ્ધિ પામે છે. એ જ શંકર–મહાદેવ દુઃખરૂપી વિષનું પાન પણ કરવાવાળા છે.

ત્યાગને ત્રણ ભાગમાં વહેંચી શકાય : (૧) આર્થિક ત્યાગ, (૨) શારીરિક ત્યાગ અને (૩) માનસિક ત્યાગ. ધન, ભૂમિ, ગાય વગેરે જે જે આપણાથી ભિન્ન પદાર્થો છે તેમનો ત્યાગ તે "આર્થિક ત્યાગ" છે. શરીર અને વાણીદ્વારા સ્વાર્થને જતો કરી કોઇને પણ લાભ પહોંચાડાય તે "શારીરિક ત્યાગ" છે. કામક્રોધાદિ મનોવૃત્તિઓનો ત્યાગ એ "માનસિક ત્યાગ" છે. પહેલાથી બીજો અને બીજાથી ત્રીજો–એમ ત્યાગ મહત્તામાં ચઢતા ઊતરતા છે. જેમ બરફથી જળમાં અને જળથી બાફમાં વધારે બળ હોય છે, એ પ્રકારે આ ત્રણે ત્યાગ પરસ્પરને મુકાબલે મહત્ત્વશાળી છે. ઈશ્વરીય નીતિમાં ત્યાગનો મહિમા એવી રીતે યોજાયો છે કે, જ્યારે આપણે કોઇ પણ પદાર્થથી મોં મચકોડી દૂર ભાગીએ છીએ ત્યારે તે આપોઆપ આપણી સમક્ષ હાજર થાય છે. પણ જ્યારે તેના પર અધિકાર–જમાવવાની વાત કરીએ છીએ, ત્યારે તે આઘો ભાગે છે–ખોવાઈ જાય છે. કોઇ પણ પદાર્થની પ્રાપ્તિને માટે તેનો પહેલાં ત્યાગ

કરવો એ જરૂરનું છે. બીજને જમીનમાં વાવ્યા છતાં, જ્યાં સુધી તે પોતાની જાતને ભૂમિમાં વિસર્જન કરી માટીરૂપ બની જતું નથી, ત્યાં સુધી તેને ઊગવાની અને ફળ દેવાની આશા રાખવી ફોકટ છે.

મીટાદે અપની હસ્તી કો, અગર કુછ મરતબા ચાહે,
કે દાના ખાકમેં મિલકર, ગુલે ગુલઝાર હોતા હૈ.

"આપવું તે જ પામવું છે." જેવું બીજ તેવું જ તેનું ફળ. ધન આપો, તો ધન લ્યો, ભૂમિ આપો તો ભૂમિ પામો; શારીરિક સેવા કરો, તો સેવાનો લાભ પણ પામો; વિદ્યા આપો અને વિદ્યા મળે; સુખ આપો સુખ મળશે; દુઃખ આપો, તો દુઃખ દૂર નહિ રહે; શાન્તિ આપો, તો શાન્તિ સન્મુખ ખડી છે; ઇચ્છાનો ત્યાગ કરો અને ઇચ્છિત પદાર્થ પણ પગ તળે પડ્યો છે.

ઘર× મિલે ઉસે, જો અપના ઘર* ખોવે હૈ,
જો ઘર* રખ્ખે, સો ઘર+ ઘરમેં રોવે હૈ:
જો રાજ તજે, વહ મહારાજ કરે હૈ,
ધન તજે, તો ફિર દોલત સે ઘર ભરે હૈ;
સુખ તજે, તો ફિર ઔરોંકા દુઃખ હરે હૈ,
જા જાન તજે વહ કભી નહીં મરે હૈ,
જો પલંગ તજે, વહ ફૂલોં પે સોવે હૈ,
જો ઘર રખ્ખે, વહ ઘરઘરમેં રોવે હૈ. ૧
જો પરદાશકો તજે, વહ પાવે રાણી,
ઔર જૂઠ બચન દે ત્યાગ, સિદ્ધ હો વાણી;
જો દુર્બુદ્ધિકો તજે, વહી હૈ જ્ઞાની,
મનસે હો ત્યાગી, ઋદ્ધિ મિલે મનમાની;
જો સર્વ તજે, ઉસીકા સબ કુછ હોવે હૈ,
જો ઘર રખ્ખે, વહ ઘર ઘરમેં રોવે હૈ. ૨

× નિત્ય અચળ સુખ. * સંસાર સંબંધી અહંતામમતા.
+ પ્રત્યેક યોનિ.

જો ઇચ્છા નહિ ・ કરે, વહ ઇચ્છા પાવે,
અરુ સ્વાદ તજે, ફિર અમૃત ભોજન ખાવે;
નહિ માંગે, તો ફળ પાવે જો મન ભાવે,
હૈ ત્યાગમેં તીનો લોક, વેદ યહી ગાવે;
જો મૈલા÷ હોકર રહે, વહ દિલ ધોવે હૈ,
જો ઘર રખ્ખે, વહ ઘરઘરમેં રોવે હૈ. ૩

સંસારના ધનાદિક જે જે ભોગ્ય પદાર્થો છે, તેમની સાથે આપણો સંબંધ જોડ્યાથી કયે પ્રકારે આપણને સુખ મળે છે? આ વિષય પર વિચાર કરવામાં આવે તો સ્પષ્ટ થશે કે, સંસારના ભોગ્ય પદાર્થો કેવળ ત્યારે જ આપણને સુખ આપશે કે જ્યારે તેમનો ત્યાગ થશે, ઉપેક્ષા થશે કે નાશ થશે. જેમ દીવામાંથી પ્રકાશ પામવાને તેલ અને બત્તી કે વાટ બંનેનું બળવું જરૂરી છે, કેવળ તેલ અને બત્તી બંને જ તૈયાર રાખ્યેથી દીપપ્રકાશ મળતો નથી–તેમ ભોગ્ય પદાર્થોમાંથી પણ સુખપ્રાપ્તિ કરવાને માટે એ પદાર્થોનું નષ્ટ થવું, એટલે કે, ઉપયોગરૂપી અગ્નિ પર તેમનો ધૂપ થવો–દીવો થવો, એ બહુ બહુ જરૂરનું છે. કેવળ તેલ અને બત્તીની માફક ભોગ્ય પદાર્થ અને ઇન્દ્રિયો-ની તૈયારી કરી રાખ્યાથી સુખની પ્રાપ્તિ કદાપિ થશે નહિ–પ્રકૃતિનો પણ કંઈક એવો જ નિયમ છે. આ વિષયને વધારે સ્પષ્ટ કરવાને આપણે એક દૃષ્ટાંતની મદદ લઈશું.

બે મહાત્મા સાથે મળી તીર્થાટન કરવાને નીકળ્યા. આ બેમાંથી એક રાગી, એટલે કે ધનસંચય કરવાની ઇચ્છાવાળા હતા, બીજા ત્યાગી હતા. માર્ગમાં ધનના ગ્રહણ અને ત્યાગ વિષે બંને પરસ્પર ચર્ચા કરતા જતા હતા. રાગી મહાત્મા ધનસંચયના ગુણોનો પક્ષ લઈને ધનસંચયનું સમર્થન કરતા હતા અને ત્યાગી તેના દોષોનું. સાયંકાળે બંને એક નદી પાસે પહોંચ્યા. રાગી મહાત્મા બોલ્યા: "આપણે અહીં રાતે ટાઢમાં ઠરી જઇશું; વળી, પાસે જંગલ છે, એટલે રાની જનાવરનો

÷ સંસારથી ઉદાસીન રહેવું તે.

શિકાર પણ કદાચ બની જઇશું, એટલે સારી વાત તો એ છે કે આપણે નૌકાથી નદી પાર કરીને પેલા ગામમાં વખતસર પહોંચી જઇએ." ત્યાગીને આ પ્રસ્તાવ ઠીક લાગ્યો. છેવટે, નૌકાવાળા પાસે કિરાયા વગેરેની ગોઠવણ કરીને બંને નદીપાર કરી ગામમાં પહોંચ્યા. નૌકામાંથી ઊતર્યા તેવા રાગી મહાત્મા બગડ્યા અને ત્યાગીને દમદાટી આપવા લાગ્યા: "ધનસંગ્રહનું તત્કાળ ફળ કેવું મળે છે તે જોયું? જો મેં ધનનો સંચય કરી રાખ્યો હોત નહિ તો આજ આપણે બંને રાતની ઠંડીથી અને હિંસક પશુઓ દ્વારા માર્યા ગયા હોત, હવે કદી પણ ત્યાગનો ઉપદેશ ન કરતા." ત્યાગી મહાત્મા બોલ્યા: "જો તમે ધનનો ત્યાગ કર્યો હોત નહિ, એટલે કે, નૌકાવાળાને ધન આપીને નદી પાર ન આવતાં ધનનો લોભ રાખી રહ્યા હોત, તો આપણે બંને અવશ્ય ઠંડી અને હિંસક પશુઓદ્વારા માર્યા ગયા હોત. બીજું, મારા વિશ્વાસ અને ત્યાગના જ કારણે તમારી શોભા એ મારી શોભા બની; મને તો ક્યારેય કશું કષ્ટ પડચું ન હોત!"

## ભોગ્ય પદાર્થોમાં સુખનો અસંભવ

ધનની સાથે જ ફક્ત નહિ પણ જેટજેટલા ભોગ્ય પદાર્થો છે, તે સર્વેની સાથે આ નિયમને સંબંધ છે. કોઇપણ ભોગ્ય પદાર્થ, તે વિદ્યમાન હોવા છતાં પણ, જ્યાં સુધી તેનો નાશ કરવામાં આવતો નથી ત્યાં સુધી, સુખનું સાધન થઇ શકતો નથી. આતશબાજીમાં ખડકેલાં હિંગોરાંને આગ લગાડીને, તેમના ટુકડે ટુકડા જ્યારે ઉડાવી દેવામાં આવે છે, ત્યારે તેમાં-થી શબ્દ અને પ્રકાશ બહાર આવે છે અને સાથે આનંદ પણ આવે છે. ભોગ્ય પદાર્થોને સુખરૂપ માની તેમની પાછળ દોડવું નિરર્થક છે, એ મૃગતૃષ્ણાનાં જળ પાછળ દોડી નાહક મરી-મટવા જેવું છે. હરિણનું બચ્ચું પોતાની તરસ બુઝાવવાને ખાતર મૃગતૃષ્ણાનાં જળની પાછળ દોડી દોડીને પોતાની જાતને વધારે વ્યાકુળ કરે છે. એની તરસ છીપવાની તો દૂર રહે છે; એથી ઊલટું, પોતે ધૂપમાં દોડીદોડીને પોતાની જ તરસને

અધિકાધિક વધારી મૂકે છે અને દુઃખી થાય છે; બસ, એ જ ગતિ સુખની ખાતર ભોગ્ય પદાર્થો પાછળ ઊઠી ઊઠી દોડનાર જીવોની પણ થાય છે. તેઓ સુખી થવાને બદલે પોતાની જાતને વધારે ને વધારે વ્યાકુળ બનાવી મૂકે છે. વાસ્તવમાં, જો એ પદાર્થ પોતે જ સુખરૂપ હોત તો, તેની વિદ્યમાનતામાં તેના હોવાપણામાં–આપણે સુખી બનવું જોઈતું હતું, નહિ કે તેના નાશમાં, તેના જળવામાં–ખુવાર થવામાં. બીજી વાત એ છે કે, જો ભોગ્ય પદાર્થોને સુખરૂપ માનીએ તો જે કાળમાં આપણને એ પદાર્થોની ઇચ્છાસરખી રહેતી નથી, ત્યારે પણ આપણને તેમનાથી સુખ પહોંચવું જોઇએ. ત્રીજું, જો એ પદાર્થો સુખ-સ્વરૂપ હોત, તો એ બધામાંથી કોઈ એક પણ પદાર્થ બધા જીવોને માટે સુખસ્વરૂપ મનાયો હોત. આનું કારણ એ કે, બ્રહ્માથી માંડી કીડી પર્યંત, ભિન્ન ભિન્ન પ્રાણીઓની ભિન્ન ભિન્ન ચેષ્ટાઓ દ્વારા, જે વસ્તુની પ્રાપ્તિ માટે સતત પરિશ્રમ સેવાઈ રહ્યો છે, તે કેવળ સુખ છે, અને તે એક વસ્તુ છે; નહિ કે અનેક. જો કે પોતપોતાના વિચારાનુસાર તેને પ્રાપ્ત કરવાના માર્ગ જુદા જુદા છે, છતાં એ બધાનું લક્ષ્ય કેવળ એક–અને તે સુખ જ છે. આ રીતે, પદાર્થ પોતે જ જો સુખરૂપ છે, તો પછી કોઈ એક પદાર્થ પણ બધાને માટે સુખરૂપ ઠરવો જોઈએ, જેમકે સાકર પોતાના સ્વરૂપથી મીઠી છે, તો સર્વને તે મીઠી છે એવું ભાન થયા વિના રહેતું નથી. પરંતુ એવું તો કાંઈ બનતું નથી. કોઈ ધનમાં સુખ શોધે છે તો કોઈ સ્ત્રીમાં, કોઈ સુખનો પત્તો પુત્રમાં લગાવે છે, તો કોઇ માનપાનમાં; કોઈ વિદ્યામાં તો કોઇ જાતિ અને કુળમાં; કોઇને પદાર્થોના રાગમાં આનંદ પડે છે, તો કોઇને એમના ત્યાગમાં. ચોથું, જેણે જેણે પોતપોતાની માન્યતાનુસાર જે જે વસ્તુને સુખસ્વરૂપ જાણી છે, તે જ વસ્તુ જો, પોતાની માન્યતા પ્રમાણે, ખરી રીતે તેને માટે સુખસ્વરૂપ હોત, તો પછી એ વસ્તુની પ્રાપ્તિ કર્યા પછી સુખને માટે તેની બધી જ દોડાદોડનો અંત આવવો જોઇએ;

કેમકે સુખસ્વરૂપ જે વસ્તુ તેણે પોતે માની છે તેની પ્રાપ્તિ તો તેને થઈ ચૂકેલી છે. પણ આવું યે નથી બનતું. ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિ બાદ પણ સુખ માટે પ્રવૃત્તિનો અસ્ખલિત પ્રવાહ ઊમટ્યો રહે છે, એ દેખીતું છે. આથી સ્પષ્ટ થાય છે કે, ભોગ્ય પદાર્થ જાતે સુખસ્વરૂપ નથી. બલ્કે, જે પદાર્થ સુખશૂન્ય છે. તેમાં સુખબુદ્ધિ કરવી એ દુ:ખનું શૂળ જાતે ઊભું કરવા જેવું છે. જેમ મૃગતૃષ્ણાની નદી, જેમાં જળ નથી, તેમાં જળબુદ્ધિ કરવાથી, તરસ છીપવાને બદલે ઊલટી તરસ બમણી વધે છે, તેમ જે પદાર્થના પોતાના સ્વરૂપમાં સુખને નામે શૂન્ય છે તેવા સુખ-શૂન્ય–સુખરહિત–પદાર્થ માટે મમત્વ રાખવાથી તે સુખનું સાધન ન બનતાં, દુ:ખનું સાધન બને છે.

## સુખ ઇચ્છાની નિવૃત્તિમાં છે

હવે પ્રશ્ન એ થાય છે કે, જો એ પદાર્થ વાસ્તવમાં સુખ-સ્વરૂપ નથી, તો તેના સંબંધથી સુખનું ભાન કેમ થાય છે? આ વિષયને વેદાન્ત સ્પષ્ટ કરે છે. તે કહે છે કે સુખ પદાર્થ-માં નહિ, પણ સુખ કેવળ ઇચ્છાની નિવૃત્તિમાં છે. ઇચ્છા જ્યાં ઊભી થઈ ત્યાં નસીબમાં દુ:ખ જ છે. ઇચ્છાની નિવૃત્તિથી જ સુખશાન્તિ મળે છે. શરીર પર ફોલ્લો પાકેલો હોય છે ત્યારે દુ:ખ આપે છે અને જ્યારે તેને ચીરવામાં આવે છે, ત્યારે સુખ થાય છે. સંસારમાં પ્રાણીમાત્રને જ્યારે જ્યારે સુખદુ:ખની પ્રાપ્તિ થાય છે, ત્યારે ત્યારે તે બધાના મૂળમાં એ એક જ નિયમ કામ કરી રહેલો છે, એ નિર્વિવાદ છે. જ્યારે જ્યારે જે જે પ્રાણીને દુ:ખની પ્રાપ્તિ થઈ હોય છે, ત્યારે ત્યારે તે તે પ્રાણીના હૃદયમાં અવશ્ય કોઈને કોઈ ઇચ્છા ઊછળી રહેલી હોય છે. એ રીતે, જ્યારે જ્યારે જે જે પ્રાણીને સુખની પ્રાપ્તિ થયેલી જણાય છે, ત્યારે ત્યારે તે તે પ્રાણીનું હૃદય કોઈને કોઈ પ્રકારની ઇચ્છાથી ખાલી થયેલું હોય છે. આ સિવાય કોઈ પણ બીજી ચીજ તેને માટે સુખદુ:ખનું નિમિત્ત બની શકતી નથી.

**"आशा हि परमं दुःखं, निराशा हि परमं सुखम्।"**

જ્યારે આપણને શૌચાદિની શંકા થાય છે, ત્યારે આપણને સહેજે કષ્ટનો અનુભવ થાય છે. જ્યારે એ શૌચ શંકાની નિવૃત્તિ થાય છે, ત્યારે આપણે આપણી જાતને સુખી માનીએ છીએ. આપણા શરીર પર કાદવ ચોપડીને આપણે આપણને દુઃખી કરીએ છીએ, પણ એ કીચડને ધોઈ નાંખીને સુખ પામીએ છીએ. આ રીતે, કીચડરૂપી ઇચ્છાના મળને લપેટીને આપણે આપણા હૃદયને ચંચળ બનાવીએ છીએ અને દુઃખ અનુભવીએ છીએ. પણ જ્યારે ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિદ્વારા એ ઇચ્છારૂપી કીચડને ધોઈ નાંખીએ છીએ, ત્યારે હૃદય નિશ્ચલ થાય છે અને એવી રીતે હૃદય જ્યારે નિશ્ચલ બને છે, ત્યારે સુખનો અનુભવ કરીએ છીએ. આમ સ્પષ્ટ સમજાય છે કે, સુખ કેવળ હૃદયને ઇચ્છાથી ખાલી કરવામાં છે, પછી ભલે એને પદાર્થની પ્રાપ્તિ કરીને ખાલી કરીએ, અગર તો વિચાર કે સત્સંગદ્વારા પદાર્થ પ્રત્યે વૈરાગ્યભાવ જન્માવીને ખાલી કરીએ. ભેદ એટલો જ છે કે, જે વિષયની પ્રાપ્તિદ્વારા ઇચ્છા નિવૃત્ત થાય છે, તે વિષયજન્ય સુખ ક્ષણિક છે. કેમકે વિષય માટેની ઇચ્છાની નિવૃત્તિદ્વારા જ્યાં ક્ષણભર હૃદય નિશ્ચલ બન્યું કે તત્કાલ બીજી ઇચ્છા હૃદયમાં પેદા થઇને તેને ચંચળ બનાવી મૂકે છે. આથી ઊલટું, વિચારવૈરાગ્યદ્વારા જે ઇચ્છા નિવૃત્તિ થાય છે તે નિર્વિષયક હોય છે, એટલે તેનો વિષય કેવળ ત્યાગ જ હોય છે અને એવી ઇચ્છાનિવૃત્તિ સ્થાયી હોય છે. બીજા અર્થમાં, પદાર્થોમાં અજ્ઞાન દ્વારા જે સુખરૂપતાનો ભ્રમ પેદા થયો હતો તે વિચારવૈરાગ્ય દ્વારા નિર્મૂળ થવાથી ઇચ્છા ફરીથી ડોકિયું કરી શકતી નથી. ગમે તેમ હો, સુખ જો મળશે તો તે કેવળ ઇચ્છાનો પલ્લો છોડીશું ત્યારે જ. જો એમ છે, તો—

**प्रक्षालनाद्धि पङ्कस्य दूरादस्पर्शनं वरम् ।**

કીચડ ચોપડીને પછી તેને ધોવો, તેના કરતાં તેનાથી દૂર રહેવું એ શ્રેષ્ઠ છે. ભગવાને ગીતામાં ઘોષણા કરી છે કે:–

**आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्तियद्वत् ।**
**तद्वत्कामा यं प्रविशन्ति सर्वे सशान्तिमाप्नोति न कामकामी ॥**
**विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।**
**निर्ममो निरहंकारः सशान्तिमधिगच्छति ॥**

(ગી૦ અ૦ ૨, શ્લો૦ ૭૦, ૭૧)

અર્થ:-જેમ બધી દિશાએ પૂર્ણરૂપે પ્રસરી રહેલો, માઝા અને મહિમાવાન સમુદ્ર, પોતાનામાં જુદીજુદી નદીઓના જળ પ્રવેશ પામવા છતાં પણ પોતે ક્ષુબ્ધ થતો નથી અને અચળ રહે છે, તેમ જે ગંભીર હૃદયમાં કામનાઓ કોઈપણ પ્રકારનો વિકાર ઉત્પન્ન ન કરતાં સ્વાભાવિક રીતે સમાઈ જાય છે, તેવા હૃદયવાળા પુરુષ શાન્તિ પામે છે; નહિ કે કામના સાથે કામ પાડનાર કામકામી. જે સંપૂર્ણ કામનાઓને તજી ઇચ્છારહિત, મમતારહિત, અહંકારરહિત વિચરે છે, તેને શાન્તિ પ્રાપ્ત થાય છે.

ચાહ અમારી ચૂહડી, ચાહ નીચન કી નીચ,
તું તો પૂરણ બ્રહ્મ થા, ચાહ ના હોતી બીચ.

આથી સિદ્ધ થાય છે કે સુખ કેવળ ઇચ્છાની નિવૃત્તિમાં છે. જે પ્રમાણે વાયુથી હાલી રહેલા દર્પણ યા જળમાં આપણા મુખનું પ્રતિબિંબ પડી શકતું નથી, પણ એ દર્પણ કે જળ વાયુની સ્થિરતામાં આપણા મુખનું પ્રતિબિંબ સ્પષ્ટપણે બતાવે છે, એ પ્રમાણે ઇચ્છારૂપી વાયુથી હાલી રહેલા અંતઃકરણમાં આપણા વાસ્તવિક સુખસ્વરૂપ આત્માનો આભાસ પડી શકતો નથી, પણ ઇચ્છારહિત અંતઃકરણમાં તેનો ભાસ સ્પષ્ટ રીતે પડે છે. આમ નિશ્ચલ અંતઃકરણમાં કેવળ સુખસ્વરૂપ આત્માનો ભાસ ગ્રહણ થવાના પરિણામે જો કે સુખની પ્રાપ્તિ થાય છે, પણ પદાર્થની પ્રાપ્તિ અને નિશ્ચલ અંતઃકરણમાં આત્મ-ભાસ એક જ કાળમાં, એકી સાથે, થવાના કારણે બુદ્ધિમાં એ ભ્રમ પેસી જાય છે કે, સુખ તો પોતાને વિષયના સંબંધથી જ સાંપડ્યું છે. ભલે આ માન્યતા કદાચ સાચી માનીએ, એટલે કે, વિષયસંબંધથી સુખની પ્રાપ્તિ માની લઈએ, તો સુખરૂપ વિષયની

પ્રાપ્તિ પછી આપણને દુ:ખ કદાપિ થવું જોઇએ નહિ અને સુખની ઇચ્છા પણ ગળી જવી જોઇએ; પણ એમ બનતું નથી. આથી સ્પષ્ટ થાય છે કે, વિષય સુખરૂપ નથી, સુખરૂપ તો કેવળ આત્મા છે અને જે કાળમાં આપણને સુખની પ્રતીતિ થાય છે તે વિષય સંબંધથી થતી નથી, પણ ઇચ્છાનિવૃત્તિ દ્વારા સુખસ્વરૂપ આત્માનો જે આભાસ પડે છે તે જ તે સુખપ્રતીતિનું કારણ છે. કેમકે, સુખનું નિમિત્ત કોઇ ત્રીજી વસ્તુ બની શકતી નથી; ફક્ત બે જ વસ્તુ બની શકે છે–ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ, યા તો, નિશ્ચલ અંતઃકરણમાં આત્મ–આભાસ. આથી સ્પષ્ટ થાય છે કે સુખ, ખરી રીતે કાંઈ બહાર નથી, એટલે કે બહારના કોઈ પદાર્થમાં નથી, પણ સુખ આપણા અન્તરાત્મામાંથી જન્મે છે. કેવી આશ્ચર્યની વાત ! આપણે આપણામાંથી ઇચ્છાને જન્માવી પેલા બહારના ભોગ્ય પદાર્થોને આપણી દૃષ્ટિ દ્વારા મનોહરતા અર્પીએ છીએ, અને પછી આપણે જ તેમની પાછળ ગાંડાતૂર બની દોડાદોડ કરી મૂકીએ છીએ !

**સુખની સાક્ષાત્ પ્રાપ્તિ કેવળ અહંકારના ત્યાગમાં છે.**

આ વિચારશ્રેણીને જો આપણે આગળ લંબાવીશું તો જણાશે કે સુખ, વાસ્તવિક રીતે, ઇચ્છાની નિવૃત્તિમાં પણ નથી. સુખની પ્રાપ્તિમાં ઇચ્છાની નિવૃત્તિ જરૂર સહાયક તો છે જ, પરંતુ તેથી સાક્ષાત્ સુખની પ્રાપ્તિ થતી નથી; હા, તેથી સુખ મળે છે ખરું, પણ ક્રમશ: પણ સુખની સાક્ષાત્ પ્રાપ્તિ તો અહંકારની નિવૃત્તિમાં છે. અહંકાર જ્યાં ઉત્પન્ન થાય છે, ત્યાં સહજ ઇચ્છા જન્મે છે, અને ઇચ્છા જન્મતાં અહંકાર દૃઢ બને છે. બરાબર, આ જ વખતે "દુ:ખ" માથું નમાવી સલામ કરે છે ને બોલે છે, "હજૂર, બધી બોલબાલા આપની છે. સેવકને આપે કયા ફરમાન માટે યાદ કર્યો ? આપની ખિદમતમાં તે હાજર છે." જે કાળમાં ઇચ્છા નિવૃત્ત થાય છે, તે કાળમાં, વાયુની સ્થિરતામાં જળતરંગ શમી જાય છે તેમ, અહંકારનો પણ લય થાય છે, અને સાથે સાથે દુ:ખ પણ પીઠ બતાવી પાછું

ફરે છે. જેમ કોઈ સુગંધવાળો પદાર્થ આપણી સમક્ષ હાજર હોય છે, ત્યારે આપણા નાકનું ભાન આપણને જાગે છે, અથવા રસનો સંબંધ જીભ સાથે જોડાંવાથી, જીભ ધ્યાન પર ચઢે છે, તેમ જ્યારે કોઈ ઇચ્છા આવી સન્મુખ ઊભી રહે છે, ત્યારે અહંકારની પ્રતીતિ થાય છે. ક્રોધ, લોભ, મોહ, ભય વગેરે સર્વ મનોવૃત્તિઓ ઇચ્છાના પરિણામરૂપે જન્મે છે. ઇચ્છા એ જ બધાનું મૂળ છે. જેમ વાયુ હાલતો નથી ત્યારે જળમાં તરંગ શમી જાય છે અને તરંગ શમી જવાના કારણે જળ પોતે પોતાના સ્વરૂપમાં પ્રકાશે છે, એ પ્રમાણે ઇચ્છારૂપી વાયુ જ્યારે સ્થિર હોય છે, ત્યારે અહંકારરૂપી તરંગ પણ શમી જાય છે, અને અહંકારરૂપી તરંગ શમવાના કારણે, સુખસ્વરૂપ આત્મા પણ પોતે પોતાના સ્વરૂપમાં પ્રકાશે છે. અર્થાત્ ઇચ્છા પોતે નિવૃત્ત બની અહંકારને નિવૃત્ત કરે છે, અને સુખની સાધના રૂપ બને છે–અન્ય રૂપ નહિ.

આથી સિદ્ધ થાય છે કે, જ્યારે ઇચ્છા નિવૃત્તિકાળમાં અહંકાર ખોવાઇ જાય છે, ત્યારે આપણે સુખનું મોઢું દેખીએ છીએ–એ સિવાય નહિ. વિષયભોગ પણ આપણને કેવળ એ જ વખતે સુખ અર્પે છે, કે જ્યારે આપણે વિષયના ભોક્તારૂપે ભોક્તાપણાનું ભાન ભૂલીએ છીએ. આપણે ભોગોનું સુખ પણ ભોગવીએ અને તેના ભોક્તા પણ બની રહીએ, એ બંને વાત એક સાથે બની શકતી નથી. ભોગને જેટલા કાળ માટે આપણા ભોક્તૃભાવનું બલિદાન દેવાઈ જાય છે, તેટલા જ કાળ માટે આપણને ભોગથી આનન્દ મળે છે. એટલે કે, ભોક્તાપણાથી છુટ્ટી પામી, ભોગ્યરૂપ બની જવાથી જ આપણે ભોગોનો રસ લૂંટી શકીએ છીએ–ભોક્તા બની રહીને કદાપિ યે નહિ.

ઉપર્યુક્ત વ્યાખ્યાથી એ સિદ્ધ થાય છે કે, સુખ એક માત્ર અહંકારથી પડેલા પલ્લામાંથી મુક્ત થવામાં છે–પછી ચાહે એ સુખ વિષય સંબંધી હો કે પરમાર્થ સંબંધી. વિષયભોગ પણ તેના પ્રાપ્તિકાળમાં જો કે થોડીક ક્ષણો માટે

અહંકારથી મુક્તિ અપાવવામાં સરીગત થાય છે, પરંતુ સાથે સાથે અહંકારની જડને ઉખેડવામાં કારગત થતા નથી. એથી ઊલટું, અહંકારની જડને વધારે દૃઢ કરીને–ખૂબ ઊંડે ઊંડે વિસ્તારવામાં નિમિત્તભૂત બને છે, જેના પરિણામે વાસ્તવિક સુખપ્રાપ્તિ બાજુએ રહી જાય છે અને નરકાદિની યમયાતના પલ્લે પડે છે. જેમ કોઈ મદિરાપ્રેમી મદિરા–સેવનથી થોડોક વખત દેહાધ્યાસ ભૂલી જઇને પોતે પોતાની જાતને સુખી માને છે, પરંતુ નિરન્તર મદિરાસેવનના પરિણામે ધીમે ધીમે તેનાં ફેફસાં ખવાતાં રહી, તેનાં હાડકાંની ચાલણી બની જાય છે અને તે ક્ષયનો શિકાર બને છે, એ જ ગતિ વિષયપ્રેમીની વિષયોના સેવનથી થાય છે. સારાંશ, સુખનો ચમત્કાર, જે ઉપર જણાવ્યા પ્રમાણે અહંકારની નિવૃત્તિ દ્વારા, આપણા અન્તરાત્મામાંથી જ અનુભવમાં આવ્યો હતો, તેને અજ્ઞાનથી વિષયો દ્વારા અનુભવેલો આપણે માની બેસીએ છીએ. આવા પ્રકારના અજ્ઞાનથી વિષયોની ઇચ્છા સેવીસેવીને, આપણી દશા હાથીના સ્નાન જેવી બની જાય છે. અને હાથીની જેમ આપણે આપણે પોતાને હાથે વિષયરૂપી ધૂળ આપણા પોતાના માથા પર ફેંકતા રહીએ છીએ. એક પુરુષે કોઈ સુન્દર ગુલાબનું ફૂલ જોઇને તેને સૂંઘવાને માટે તોડ્યું. જેવું તેણે પોતાને નાકે અડકાડ્યું કે તે બૂમો પાડી ઊઠ્યો! જાણો છો કે અંદર શું હતું? એક પ્રકારની માખી અંદર છૂપેલી હતી. બસ, એ એનું કામ કરી ગઇ. આ પ્રકારે, આપણી આસપાસ પથરાયલા રમણીય પદાર્થોને સુન્દર માની ભલે આપણે ભોગવીએ, પરંતુ એમની અંદર જે ઝેર છુપાયેલું છે, તે આપણને પોતાને ભોગવ્યા વિના રહેતું નથી. મિથ્યા ભાસમાન પદાર્થોમાં મન ફસાઇ રહેલું હોવાથી, "અરે, મારું કાળજું ચિરાઇ ગયું!" "હાય! હું મરી ગયો!" એવે એવે પ્રકારે આપણને રડાવ્યા વિના એ વિષ આપણો પીછો છોડતું નથી, અને આખરે ઈશ્વર સંબંધી સત્ય આપણે એ મિથ્યા પદાર્થોમાં આરોપણ કરવામાં ભૂલ કરી છે એવી પ્રતીતિ પણ

કરાવે છે. આ પ્રમાણે, વિષય-પ્રવૃત્તિ સુખને સમીપ આણવાને બદલે અંતમાં દુ:ખને જ નિમન્ત્રે છે. આપણા આચરણમાં ઉતારેલો અને પચાવેલો ધર્મ જ એક માત્ર એવું અમૃત છે, જે ધીરેધીરે અધિકારાનુસાર ઈચ્છારૂપી કૂતરીથી આપણો છેડો છોડાવી એ દુ:ખરૂપ અહંકારના મૂળને ઉખેડી નાંખે છે અને નિત્ય નિરંતર અક્ષય સુખના ભાગી આપણને બનાવે છે. આ ધર્મરૂપી કલ્યાણસ્વરૂપ શિવને આપણા હાર્દિક નમસ્કાર હો! હે દેવ! તું ધન્ય છે! તેં અમારી છાતીથી છાતી હાથથી હાથ અને અમારા સ્વરથી સ્વર મેળવ્યાં છે, જેના પ્રતાપે તારાં સ્તુતિગાન ગાવાને અમે શક્તિશાળી થયા છીએ.

## સ્વધર્મ શું છે?

સવાલ હવે એ થાય છે કે, એવી કઈ ચેષ્ટાઓ છે, જેમને ધર્મરૂપે સ્વીકારી શકાય અને જે દ્વારા આ દુ:ખસ્વરૂપ અહંકારનો સમૂળ નાશ થઈ શકે? આ સંબંધમાં ભગવાને ગીતામાં અર્જુન પ્રત્યે ઉપદેશ દીધો છે કે—

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥**

(અ૦ ૩, શ્લો૦ ૩૫)

અર્થ:—પરાયા ધર્મનું આપણે આચરણ કરીએ તેના કરતાં આપણા પોતાના ઓછા ગુણવાળા ધર્મનું પાલન કરવું શ્રેષ્ઠ છે. આપણા સ્વધર્મને અનુસરીને વર્તન કરતાં કરતાં મૃત્યુ આવે તો તે પણ બહેતર છે, પરંતુ પરાયો ધર્મ (અધિકાર ભિન્ન ધર્મ) તો ભયદાયક જ છે.

જે પ્રમાણે, રોગીને માટે, તેના દોષની ચિકિત્સા કરીને જો એક પાઈની કિંમતની દવા આપીએ અને તે તેની રોગનિવૃત્તિમાં જેમ સહાયક નીવડે છે—બહુમૂલ્ય ઔષધિ નહિ—તે પ્રમાણે, જીવનું ચિત્ત વર્તમાનમાં જેવા અધિકારવાળું હોય તેવી ચેષ્ટા, તેની ઉન્નતિ સાધીને, ક્રમેક્રમે તેને શિવરૂપની પ્રાપ્તિ કરાવે છે. બીજાને

પૃથ્વીમાં ગરક થવા ઉપરાંત રોજરોજ સેંકડો અવસ્થાઓ-માંથી પસાર થવું પડે છે. બીજ પૃથ્વીમાં દબાયું એટલે તે ફૂલે છે અને પોતાની કોમળ જડ પૃથ્વીમાં–વિસ્તારવા લાગે છે. પ્રથમ બીજ ફૂલીને બરાબર મધ્ય ભાગમાંથી વહેંચાઈને બે ભાગમાં ફાટે છે. આ દાળ જેવા બે ભાગ ખરી પડીને તેને ખાતરની ગરજ સારે છે, પણ તેમાંથી એક નવી વસ્તુ, જેનો દેખાવમાં બીજ સાથે કશો સંબંધ જણાતો નથી તે, અંકુરરૂપે બહાર આવે છે, અને બે કોમળ પાંદડાંમાં પ્રત્યક્ષ થાય છે. બીજ જેમ જેમ પોતાની જડ નીચે જમાવતું જાય છે, તેમ તેમ ઉપરના ભાગમાં પાંદડાં, ટીશીઓ, ડાંખળીઓ વગેરેના રૂપમાં ફેલાતાં ફેલાતાં દઢ બની અસંખ્ય અવસ્થાઓમાંથી વિચરતું ફૂલને જન્મ આપે છે, જેમાંથી ફળ સરજાય છે. જો બીજને કોઇ અવસ્થામાંથી પસાર થતાં વચમાંથી જ રોકવામાં આવે, તો એવી તેની અધકચરી અવસ્થાની પૂર્તિ જ્યાં સુધી ન બની શકે ત્યાં સુધી તેનાં ફળની આશા રાખી શકાય નહિ. આ રીતે, હૃદયક્ષેત્રમાં અધિકારાનુસાર ધર્મરૂપી બીજનું આરોપણ કરવાની આવશ્યકતા છે, અને તેને સાથે સાથે અભ્યાસરૂપી જળથી સિંચન કરતા રહેવાની જરૂર છે. ઉપરાંત, બહિર્મુખી કુસંગરૂપી નકામા રોપા જે તેની આસપાસ ઊગી નીકળે તેમાં-થી તેને રક્ષવાની જરૂર ઓછી નથી. જ્યાં આટલું થયું એટલે તે સંબંધમાં વિશેષ કરવાની જરૂર રહેતી નથી. પછી જેમ જેમ એની જડ ત્યાગરૂપી શિવમાં અંદર ફેલાતી જશે, તેમ તેમ એ ધર્મબીજ બહાર વિસ્તરતું જશે, અને સાંસારિક સુખ (અભ્યુદય) રૂપી જુદી જુદી જાતની અવસ્થાઓ વિતાવતું "નિશ્રેય" રૂપી મોક્ષફળને પ્રસવશે. સ્વધર્મનો અર્થ કેવળ વર્ણાશ્રમ ધર્મ નથી. સ્વધર્મનો અર્થ વ્યાપક છે. તે એ છે કે, જેના ચિત્તમાં જે કોઈ શુભ ચેષ્ટા સ્વાભાવિક રીતે સ્ફુરે તે તેને માટે સ્વધર્મ છે. પ્રકૃતિનો એ નિયમ છે કે, જે ચિત્તનો જેટલો અધિકાર છે, તે પ્રમાણમાં તેને અનુરૂપ વૃત્તિ–ચેષ્ટા સહેજે સ્ફુરે

છે, અને તેને આશ્રયે ચિત્ત ઉન્નત કક્ષાએ પહોંચી શકે છે. જે રીતે બધી અવસ્થાઓ પોતપોતાના સમયે બીજની પોતાની અંદરથી એની મેળે બહાર આવે છે, તે રીતે, ધર્મરૂપ સ્વાભાવિક ચેષ્ટાઓમાંથી પણ બાકીની અવસ્થાઓ પોતપોતાની મેળે અંદરથી જ પ્રાદુર્ભાવને પામે છે. આના સમર્થનમાં ગીતામાં તાકીદ વચન છે કે—

**सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।**
**सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥**

(ગી૦ અ૦ ૧૮, શ્લો૦ ૪૮)

અર્થ:—હે કૌન્તેય! સ્વભાવસિદ્ધ કર્મ ચાહે સદોષ પણ કેમ ના હોય, તોપણ તેનો ત્યાગ કરવો નહિ. કેમકે બધાં જ કર્મ એ રીતે આરંભમાં દોષથી, ધૂમથી અગ્નિની જેમ ઘેરાયલાં હોય છે. અગ્નિને સ્વચ્છ અને નિર્મળ રૂપમાં પ્રકાશવાને જેમ ધુમાડામાંથી બહાર નીકળવાની જરૂર છે, એ રીતે, મનુષ્યે નિર્મળ થવાને સ્વભાવસિદ્ધ કર્મોમાંથી બહાર આવવાની જરૂર છે. સ્વધર્મનો વ્યાપક અર્થ આ છે. (વિસ્તૃત વિવેચન માટે જુઓ પાછળ, "પ્રકૃતિનો અટળ નિયમ".)

## ધર્મ અને અધિકારનો પરસ્પર સંબંધ

ધર્મ અને અધિકાર વચ્ચે પરસ્પર ગાઢો સંબંધ છે. તેમને બંનેને નોખા નોખા પાડી શકાય તેમ નથી. ધર્મ એ અધિકાર છે અને અધિકાર એ ધર્મ છે. અધિકારાનુસાર ધર્મના કોઇ પણ એક અંગને પકડીને, જેમ જંજીરની એક કડી પકડીને આખી જંજીર ખેંચી શકાય છે તેમ બાકીનાં બધાં અંગોને આકર્ષી શકીએ છીએ. મનુષ્યની કેવળ એક આંગળીને પકડીને સમગ્ર મનુષ્યને તેનાં બધાં અંગો સમેત ખેંચી શકાય છે. ધર્મનાં બધાં અંગો વચ્ચે પરસ્પર આવો ઘનિષ્ઠ સંબંધ છે. આ કારણે, ધર્મના કોઈપણ એક અંગને તેના વાસ્તવ સ્વરૂપમાં પકડી તેને રગે રગે વ્યવહારમાં આદ-

રવાની આવશ્યકતા છે. આમ બન્યું એટલે પછી, જેમ નાના સરખા બીજમાંથી ઘનઘોર ઘટાવાળું મોટું વૃક્ષ બહાર આવે છે તેમ, ધર્મનાં બાકીનાં બધાં અંગ અંદરથી આપોઆપ ખીલી નીકળશે. આગ્નની એકાદ પણ ચિનગારી, જો તે જીવતી-જાગતી હશે તો, સમગ્ર બ્રહ્માંડને ભસ્મસાત્ કરવાને સમર્થ છે. ધર્મનું કોઈપણ એક અંગ વાસ્તવિક રૂપે અમલમાં મુકાતાં દુ:ખરૂપ સંસારને બાળી છાર કરી, નિરંતર અક્ષય આનંદની ઝાંખી કરાવી શકે છે. આ જીવને શિવરૂપમાં પહોંચાડવાનો બધો બોજો પ્રકૃતિદેવીએ પોતાને માથે રાખેલો છે; જરૂર છે ફક્ત માર્ગ પકડી કદમ ઉઠાવવાની–જે સ્થાન પર આપણે ઊભા છીએ ત્યાંથી આગળ કૂચ કરવાની. આપણને જો અગાશીમાં પહોંચવાની ઇચ્છા છે, તો સીડીના બધાથી નીચા–છેક છેલ્લા પગથિયા પર આપણો પગ મજબૂત રીતે મૂકવો. આમ જ્યાં એક વખત પગ મજબૂત રીતે ગોઠવાયો કે પછી બીજાં પગથિયાં પર, કશી રોકટોક વિના, એક પછી એક પગ ઊપડયે જશે અને કશી દખલ વિના અગાશીમાં આપણે પહોંચી જઈશું. આમ ન કરીએ અને આપણે વચમાં કોઈ પગથિયું છોડી તેની ઉપરના પગથિયે છલંગ મારી ચઢવાની આશા કરીએ, તો આપણે ધડાક લઈને નીચે પડીએ અને મોં માથું ફોડીએ. આખરે તો આપણો વિચાર અગાશીમાં પહોંચવાનો જ છે અને તે પણ સીડીનાં પગથિયાંના આધારે તેમના પર એક પછી એક પગ ટેકવીને, તો પછી એવું સાહસ ખેડી મોંમાથું કુટાવવાથી શો લાભ? આ ન્યાયે, જો આપણને નામરૂપ સંસારની ઉપલી કક્ષાએ પહોંચી જવાની ઇચ્છા છે, તો જે પગથિયા પર આપણે આપણો પગ સ્થિર કરી શકીએ એમ છીએ, તે પર દઢતાપૂર્વક આપણે આપણો પગ સ્થિર કરીએ. આમ થયું એટલે પ્રકૃતિદેવીએ રચેલાં બીજાં પગથિયાં પર આપણે સીધા સડસડાટ ચાલ્યા જઇશું. આપણને તેમ કરતાં કોઈ પણ શક્તિ રોકી શકે એમ નથી. પાણીનો પ્રવાહ ઊલટો

વહી રહ્યો છે; એટલે કે, પર્વતમાંથી નીકળેલું પાણી પર્વત તરફ પાછું વહી રહ્યું છે. બીજા અર્થમાં જીવનો પ્રવાહ જડતા-રૂપ ભોગો તરફ વહ્યો જાય છે. આપણે માટે જરૂરત માત્ર એટલી જ છે કે, આ પ્રવાહને અધર્મરૂપ જડતા તરફ વહી જતો અટકાવીને સીધો વહેતો કરી દઈએ, અને ધર્મરૂપ સમુદ્ર તરફ તેને વહેવાનો રસ્તો પાડી આપીએ. પછી કોઈ ચિન્તા નથી. પ્રવાહ પોતાની ગતિ પ્રમાણે ચાલીને આપોઆપ બ્રહ્મરૂપી સમુદ્રમાં મળી જશે. કોઈ પણ શક્તિ તેને તેમ કરતાં રોકી શકવાને સમર્થ નથી. ખુદ ભગવાને ગીતામાં જ પટ્ટો લખી આપ્યો છે કે—

**पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।**
**नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥**

(અ૦ ૬, શ્લો૦ ૪૦)

અર્થ:—હે પાર્થ ! તેનો નાશ આ લોકમાં પણ થઈ શકતો નથી, તેમ પરલોકમાં પણ હે તાત ! કલ્યાણનો કરવાવાળો કદી દુર્ગતિને પામતો જ નથી. જેમ પિંજરમાં પડેલું પંખી પિંજર પ્રત્યે ખેંચાય છે, તેમ મરીને પરલોકમાં બળાત્કારે પણ એ સદ્ગતિને પંથે જ ખેંચાય છે. આપણે કોઈ પણ પગથિયા પર જો પગ ટકાવ્યા વિના છલંગ મારીને ઉપર કૂદી જવાની ચેષ્ટા કરીએ છીએ તો નીચે કુટાઈ માથું ફોડવાનું જોખમ વહોરીએ છીએ. આખરે મલમપટ્ટાની મદદથી સાજા થઈને ફરી પાછા એ જ સીડીનાં પગથિયાં પર પગ ગોઠવીને ઉપર ચઢ્યા વિના આપણો છુટકારો થતો નથી. આ નિયમ અટળ છે. તેનું ઉલ્લંઘન થઈ શકે એમ નથી. બળ ઘીમાં નથી એ વાત સર્વ કોઈએ સ્વીકારવી પડે એમ છે. બળ કેવળ એ ભોજનમાં છે, જેને જઠરાગ્નિ પચાવી લે છે. જો ઘીમાં બળ છે એમ માનીએ, તો તાવથી પીડાતા રોગીને ઘી પાઈએ અને જોઈએ કે તે બળવાન બને છે કે દુર્બળ ! હા, એ રોગી લૂખું અન્ન ખાઈને બળવાન બની શકે છે અને લૂખા અન્નદ્વારા બળ પામતો રહીને

ફરી ઘીને પચાવી, ઘીદ્વારા મળતું બળ પામી શકે છે; પરંતુ તે પોતાના અધિકાર પર સ્થિર રહીને જ બાળક પોતાની માતાનાં સ્તનનું પાન કરી કરીને દાંત બહાર કાઢે છે અને પછી અન્ન ખાવા પર ચઢી કાચા ચણા પણ ચાવી શકે છે. આ વ્યવસ્થા ધર્મને પણ લાગુ પડે છે. પ્રત્યેક પ્રાણી પોતાના ચિત્તના અધિકારાનુસાર ધર્મને આચરણમાં લાવીને, "**यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम**" એ પરમ ધામને પામે છે, જ્યાંથી ફરી તે પાછો આવતો નથી. સ્વધર્મનો વ્યાપક અર્થ આ છે.

જ્યાં સંકુચિતતા છે ત્યાં કૃપણતા છે, જ્યાં કૃપણતા છે ત્યાં જડતા છે, જ્યાં જડતા છે ત્યાં ચોટ લાગવી પણ સ્વાભાવિક છે. જ્યાં વિશાળતા છે ત્યાં ઉદારતા છે, જ્યાં ઉદારતા છે ત્યાં કોમળતા છે, અને જ્યાં કોમળતા અને દ્રવિતા છે ત્યાં ચોટને લાગે વળગે પણ શું? સોનું (ધાતુ) જ્યાં સુધી જડ અવસ્થામાં છે, ત્યાં સુધી એરણ અને હથોડીના ઘાથી બચી શકતું નથી. પણ જ્યારે તે અગ્નિના સંયોગથી દ્રવીભૂત બની જઈ પોતાના અસલ સ્વભાવને પામે છે, ત્યાર પછી તેને ઘા ખાવાની પણ ક્યાં જરૂર રહે છે? એ તો હવે સર્વરૂપ બની ગયું. જે જે ઘાટ આપણે તેને આપવા ઇચ્છીશું, તેને ઘાટનું રૂપ ધારણ કરવાને તેની તૈયારી છે. અગ્નિના સંબંધ વિના તેને એક રૂપમાંથી બીજા રૂપમાં બદલવાની શકયતા નહોતી. હવે તેને મનમાન્યા રૂપમાં બદલી શકાય છે. આ રીતે, જીવના સંબંધમાં જેટલી જેટલી તેની અહંકારની જડતા છે તેટલી તેટલી તેની કૃપણતા છે, અને તેટલી તેટલી હૃદયવેધી દુઃખોરૂપી ચોટો તેને અવશ્ય ખાવી પડે છે. એ ચોટોથી બચવાને માટે અને જીવમાંથી શિવરૂપ થવાને માટે તેને ધર્મરૂપી અગ્નિના સંયોગથી કોમળ અને દ્રવીભૂત બનવાની જરૂર છે. આ લક્ષ્યની પૂર્તિના કારણે જેટલાં સાધન થઇ શકે, તેમના પ્રવૃત્તિપ્રધાન અને નિવૃત્તિપ્રધાન એવા બે ભાગ પાડી શકાય. પ્રવૃત્તિપ્રધાન

સાધન એ છે, જે દ્વારા વ્યક્તિગત સ્વાર્થ અને વ્યક્તિગત અહંતાનો વિસ્તાર કરતા રહી તેમને કુટુમ્બ, જાતિ અને દેશના સ્વાર્થ અને અહંતા સાથે જોડી, "**वसुधैव कुटुम्बकम्**" (અર્થાત્ સર્વ પૃથ્વી એ જ આપણું કુટુમ્બ છે)–એ ભાવમાં, એ સ્વાર્થ અને અહંતાની પૂર્ણાહુતિ કરી શકાય. સંક્ષેપમાં આ વાતનું નિરૂપણ "પુણ્યપાપની વ્યાખ્યા"માં કર્યું છે. આ સાધનમાં પ્રવૃત્તિનો સંકોચ ન થતાં તેનો વિસ્તાર થતો જાય છે અને વિસ્તારની સાથે સાથે તેને પાતળી–ક્ષીણ કરતા રહી, તેનો લય કરવામાં આવે છે. નિવૃત્તિપ્રધાન સાધનનું નિરૂપણ સંક્ષેપમાં નીચે કરીશું. એમાં પ્રવૃત્તિને વિસ્તારવાની હોતી નથી, પણ તેને ગાળી નાખવાની હોય છે. જેમ સોનાની લગડીને વિસ્તારવાને બે સાધન કામે લગાડવાં પડે છે–એક એને ટીપી ટીપીને વિસ્તારવાનું અને બીજું તેને ગાળીને. એ રીતે, અહંકારની જડતાને વિસ્તારવાને–પાતળી–ક્ષીણ કરવાને, પ્રવૃત્તિ-દ્વારા ફૂટ ફૂટ કરવી પડે છે, અથવા તો નિવૃત્તિદ્વારા ગાળવી પડે છે. પ્રકૃતિએ, અધિકારભેદને અનુકૂળ, પ્રવૃત્તિમુખી અને નિવૃત્તિમુખી સાધનની રચના કરી છે. એમાં લક્ષ્યનો ભેદ નથી-લક્ષ્ય તો બંનેનું એક જ છે.

# પામર પુરુષ

## પામર પુરુષનું લક્ષણ અને તેના પ્રત્યે ઉપદેશ

સંસારમાં જેટજેટલા મનુષ્ય છે તે બધાને ચાર પ્રકારની કોટિમાં વહેંચી શકાય છે–(૧) પામર, (૨) વિષયી, (૩) જિજ્ઞાસુ અને (૪) જ્ઞાની. આમાંથી પ્રથમ પામર પુરુષનું વર્ણન આપણે કરીશું. જેમના જીવનનું લક્ષ્ય કેવળ વિષયભોગ છે અને જે કેવળ શિશ્નોદરપરાયણ છે, તેવા મનુષ્યોની ગણના પામર તરીકે કરી શકાય. આવા મનુષ્યો વિષયભોગમાં પશુઓને પણ ટપી જાય છે, વિષયોની ધકધકતી પ્રચંડ અગ્નિમાં તનમનની

આહુતિ દેવાને, કુલની મર્યાદાને લોપે છે, જાતિની મર્યાદાને ઠોકરે મારે છે, લોકમર્યાદાને વેગળેથી જ નમસ્કાર કરે છે, અને ધર્મની નીતિને તાકામાં મૂકી, તેને તાળું લગાવે છે. આવા મનુષ્યો બધાં બંધનોને ફગાવી દઇને, બધી મર્યાદાઓથી સ્વતંત્ર બની, આઝાદ બને છે. પરંતુઃ–

કયા યહ આઝાદી હૈ? હાય! યહ તો આઝાદી નહિ,
ગોયે ચોગાંકી[1] પરેશાની હૈ, આઝાદી નહિ,
અસ્પ[2] હી આઝાદ, સર પર કૈદ હોતા હૈ સવાર,
અસ્પ હો મુત્લક–ઈનાં[3] હૈરાન રોતા હૈ સવાર.
ઈન્દ્રિયો કે ઘોડે છૂટે બાગ ડૌરી તોડ કર,
વહ ગિરા! વો ગિર પડા!! અસ્વાર સર મુહ ફોડ કર.

ભાઈ! ઘોડાને સ્વતંત્ર કરીને તમે સ્વતંત્ર બનવા ઇચ્છો છો, પણ કાંટાળી ઝાડીઓમાં ફસાશો, ઊંડા ખાધરાઓમાં ફેંકાશો, મોંમાથું ખોઇ બેસશો. આ રીતે મર્યાદા રૂપ બન્ધનોને તોડીને ઊલટા બન્ધનોમાં ફસાશો. આ ગોરખધંધો કોઈ જેવા તેવાએ રચ્યો નથી કે જેમાંથી સહેજે પાર પડી શકો. એ ગોરખધંધાનો ઉકેલ એની મેળે ઓછો સૂઝવાનો છે? [4]મરકટની

૧. મેદાનમાં દડાથી રમવાની રમત–ફુટબૉલ. ૨. ઘોડો. ૩. ઢીલી લગામવાળો. ૪. બે લક્કડફોડા લાકડાની એક ભારે ગાંઠને ચીરી રહ્યા હતા. એ લોકો પોતાની સુગમતા ખાતર લાકડાનો ચીરેલો ભાગ સંકોચાઈ જાય નહિ એ હેતુથી, લાકડાની એક મેખ ચિરાયેલા ભાગમાં ઠોકી દે છે. આથી બાકી રહેલું ચીરવાનું કામ જલદી ઉકેલાય છે. જ્યારે એ લોકો બપોરે ભોજન કરવાને પોતાને ઘેર ગયા, ત્યારે પાછળથી એક વાંદરું આવ્યું. વાંદરું સ્વભાવે ચંચળ હોય છે. એણે લાકડા પર બેસી, પોતાના ચંચળ સ્વભાવને વશ બની, પેલી મેખને જોરથી ખેંચી. બળપૂર્વક મેખ ખેંચાઈ એટલે ચીરામાંથી તે નીકળી તો ગઈ; પણ તેનો હાથ એ ચીરામાં કુદરતી રીતે ફસાઈ ગયો. હાથ ફસાયો એટલે વાંદરું બૂમો પાડવા લાગ્યું. એટલામાં લક્કડફોડા આવી પહોંચ્યા. તેમણે ચીરામાં ફરી મેખ ઠોકી તેનો દબાઈ ગયેલો હાથ બહાર કાઢયો.

આ રીતે, આ સંસારરૂપી એક ભારે લાકડાની ગાંઠ છે. સદ્ગુરુ

જેમ, તમારા હાથ ઊલટા ચીરામાં જ જકડાઇ જશે. કોઇ સદ્‌ગુરુને શરણે જાઓ. એ તમને ગોરખધંધાની ચાવી બતાવશે. ફરીને ચીરામાં મેખ મારીને ચીરો પહોળો કરી તમારા હાથ બહાર કાઢી દેશે. પછી તમે સ્વતંત્ર–બસ સ્વતંત્ર છો. તમે શરીરથી, ઇન્દ્રિયોથી, મનથી આઝાદ છો. અરે, સારા સંસારમાં તમારું રાજ્ય છે. સૂર્ય, ચન્દ્રમા બધા તમારી સેવાને માટે હાજર છે. પૃથ્વી, નક્ષત્ર બધાં તમારું પરિક્રમણ કરવાને ખડાં છે. પણ મનની સાથે બંધાઈ રહીને શરીર અને ઇન્દ્રિયોથી સ્વતંત્ર–મુક્ત બનવાની ઇચ્છા કરો એ કેમ બને ? ગાયનું વાછડું ખીલાથી બંધાયેલું રહીને, ગળે ફરતા દોરડાથી મુક્તિ માગે એ કેમ બને ? એમ કરવા જતાં તો તેને ગળામાં વધારે ને

---

અને સચ્છાસ્ત્રરૂપી બે લક્કડફોડા એ ગાંઠને ચીરી રહ્યા છે. શીઘ્રતા અને સુગમતાથી એ ગાંઠ ચિરાય એવા વિચારે તેમણે ચીરામાં મર્યાદારૂપી મેખ મારી રાખી છે. જ્યારે એ પોતાના કામમાંથી પરવારી વિશ્રામ કરવા લાગે છે, એટલે પાછળથી પામર જીવરૂપી મરકટ આવે છે, અને તે સંસારમર્યાદારૂપી મેખની અવહેલના કરી તેને તોડી નાંખે છે, એટલે કે, સંસારરૂપી ગાંઠ પૂર્ણરૂપે ચિરાઈ જાય તે પહેલાં, મર્યાદારૂપી મેખને તોડી આઝાદ થવાની ઉતાવળ કરે છે; જો કે, સંસારરૂપી ગાંઠ પૂરી ચિરાઈ રહે, ત્યાર પછી મર્યાદારૂપી મેખ પણ કાઢી નાંખવા માટે જ ઠોકાઈ હતી, પરંતુ એને તો પહેલેથી જ મર્યાદા તોડીને સ્વતંત્ર બનવાની ઇચ્છો છે. આ રીતે, એ પામર જીવરૂપી મરકટે, જ્ઞાનરૂપી કુઠારથી ચિરાતી એ સંસાર-રૂપી ગાંઠમાં વાગેલી મર્યાદારૂપી મેખ, ગાંઠ પૂરેપૂરી ચિરાઈ રહે તે પહેલાં, ખેંચી તો નાંખી, પણ તેના કર્મોના કર્તા અને ભોક્તા બની રહેવાના કારણે, એના એ દુષ્ટ કર્મોના બદલારૂપે, આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક–એમ ત્રિવિધ તાપરૂપી, સંસારરૂપી ગાંઠમાં પડેલા ચીરાએ, ચારે બાજુથી તેના હાથપગને પકડી રાખ્યા. જોઈ આઝાદીની મજા ? હવે તે રડવા લાગે છે ને માથું કૂટે છે ! ! હવે તેની મુક્તિનો બીજો માર્ગ રહ્યો નથી. છેવટે, રોવાકકળવાથી કંટાળીને, જ્યારે એ સદ્‌ગુરુ અને સચ્છાસ્ત્રરૂપી લક્કડફોડાના શરણે જાય છે, ત્યારે તેમને પણ બીજો ઉપાય તેની મુક્તિ માટે જડતો નથી, એટલે વળી પાછી એ મર્યાદારૂપી મેખ ચીરામાં ઠોકી દે છે અને તેના કેદ પકડાયેલા હાથપગને મુક્તિ અપાવે છે.

વધારે બંધન પડે છે. મારા પ્રાણ ! આઝાદ બનવું હોય તો મનરૂપી ખીલાને ઉખેડો, એ ખીલાથી છૂટા થાઓ. આમ થતાં, તમે શરીર અને ઈન્દ્રિયોથી સ્વયમેવ આઝાદ જ છો. આ રીતે નહિ વર્તશો તો વાછડાની માફક અધિકાધિક બંધનમાં ફસાશો પણ મનથી આઝાદ તમે ત્યારે જ થશો, જ્યારે તમારો વ્યવહાર ઉપર્યુક્ત મર્યાદાઓને આધીનપણે થશે. મર્યાદાઓને આધીન રહીને મર્યાદાઓથી છુટકારો પામી શકાય છે. આ સિવાય, બીજો કોઈ ઉપાય નથી, ભલે ગમે તેટલાં માથાં ફોડો. જેવી રીતે નદીનું જળ કિનારાઓની મર્યાદામાં વહેતું રહીને, કિનારાઓના બંધનથી રહિત બહોળા અફાટ સાગરમાં પરિણમી શકે છે, કિનારાઓ તોડીને કદાપિ નહિ, તેવી રીતે, ધર્મોક્ત બધી પ્રવૃત્તિ અંતમાં તમને બધાં બંધનોમાંથી મુક્તિ અપાવવાની જુમ્મેદારી પોતાને શિરે ઉપાડી રહી છે. પણ, તમે તો અધવચમાં જ મુક્ત બનવાની ઉતાવળ કરી રહ્યા છો ! ખેર, પણ યાદ રાખો. કિનારો તોડીને વહેતાં નદીનાં જળ, જેમ આસપાસના ખાડાઓમાં ભરાઇ સુકાઈ જાય છે, એ રીતે, તમારો જીવન–પ્રવાહ સંસારરૂપી ખાડામાં પડી, સડી સડીને સુકાઈ ના જાય તો કહેજો ! યાદ રાખો કે, ધર્મ તમને કોઇ પણ વસ્તુથી દૂર રાખવાને માગતો નથી. બલ્કે, સમય સમય પર બધા વિષયોને યોગ્યતાનુસાર યોગ્ય માત્રામાં ભોગવાવી, અહીંથી તૃપ્ત કરીને, સુખ માત્ર જ્યાંથી જન્મે છે એવા સુખોના ઘરરૂપ સર્વ આનંદોના ઉગમ સ્થાન તરફ ઉઠાવીને લઈ જવાનો ભાર પણ ધર્મે પોતાના જ પર લીધો છે. છતાં તમે એવા છો જે, ઇન્દ્રની* જેમ ભૂંડનું રૂપ ધારણ કરીને વિષ્ટા ખાવામાં એવી લેલીનતાથી વળગ્યા છો કે મોંઢું જ ઉઠાવતા નથી. કાંસાના સિક્કા×

---

* એક વાર ઇન્દ્રે સ્વપ્નમાં ભૂંડનું શરીર ધારણ કર્યું અને તે વિષ્ટા ખાવા લાગ્યો. આ જોઈ દેવતાઓને શરમ આવી અને તેને જગાડ્યો. આવી રીતે ઇન્દ્રરૂપી જીવ અજ્ઞાનની નિદ્રામાં ભોગરૂપી વિષ્ટા ખાઈ રહ્યો છે.

× જે રીતે કાંસાની ધાતુ પર રાજાની છાપ હોય તો મૂર્ખ લોક

પર રાજાની છાપ જોઈ એવા લટ્ટુ બની ગયા છો કે સોનાની મહોર યાદ આવતી નથી. આ પવિત્ર ધર્મની તમારે માટે એટલે સુધી ઉદારતા છે કે, પશુધર્મરૂપ વ્યભિચાર, જે સંસારમાં નિંદિતમાં નિંદિત કાર્ય મનાય છે, તેની વિવાહસંસ્કાર દ્વારા, એવી તો પવિત્ર અને ઉત્તમ રીતે રચના કરી છે કે, ધર્માનુકૂળ મર્યાદામાં વર્તીને તમે તેના દ્વારા ઈશ્વરના પ્રેમપાત્ર બની શકો છો અને ભોગ અને મોક્ષ બંનેના અધિકારી થઇ શકો છો.

## ધાર્મિક વિવાહનો ઉદ્દેશ્ય

શું ધર્મદૃષ્ટિએ આદરેલા વિવાહનો ઉદ્દેશ્ય ફક્ત વિષયવાસનાની ભભૂકતી આગમાં ભોગરૂપી ઘીની આહુતિ આપ્યા કરવાનો છે ? નહિ, કદાપિ નહિ. એમ કરીને તો આપણે આ રમણીય સંસારને શ્મસાનરૂપે સરજીશું, નંદનવનને રૌરવ નરકમાં પલટીશું, કૂતરાંની જેમ ભસી ભસી મરીશું અને હાથીની જેમ હાથિણી પાછળ દોડી દોડી આપણે પોતે આપણી જાતને સંસારરૂપી ખાધરામાં ઝીકીશું. ઉદ્‌ભિજ્જાદિ યોનિઓથી આરંભીને અનંત કાળથી ચાલી આવેલી અને મનુષ્યયોનિમાં જીવનો વિકાસ થયો હોવા છતાં પણ, ચિરકાળ સંબંધને પરિણામે સ્વાભાવિક રીતે જે હજી પણ ઘર કરી રહી છે એ જીવની ઉપરોક્ત જડતાને, ધાર્મિક વિવાહસંસ્કાર દ્વારા પિગળાવી દેવી એ જ ધાર્મિક વિવાહનો ઉદ્દેશ છે. તેનો ઉદ્દેશ એ છે કે, જીવનો આત્મત્વભાવ-" હું પણું ", જે તેના સાડા ત્રણ હાથના શરીરમાં કેદ પડ્યું છે, અને ત્યાં જ ઘર કરી બેઠું છે, તે બહાર આવી પીગળે અને પવિત્ર ધાર્મિક પ્રેમદ્વારા પોતાની ધર્મપત્નીમાં વિસ્તરે, આ પ્રકારે સત્ય અને દૃઢ પ્રેમના અગ્નિમાં

---

એ મિથ્યા ધાતુને એ છાપને લીધે સત્ય માનીને ગ્રહણ કરી લે છે; એ રીતે, આ સાંસારિક ભોગ સ્વયં કાંસા સમાન મિથ્યા હોવા છતાં, અધિષ્ઠાન સત્તારૂપી રાજાના સંનિધાનથી, અજ્ઞાનીઓ દ્વારા સત્યરૂપે ગ્રહણ થઈ રહ્યા છે.

એ "હું પણું" પીગળી પીગળીને, પ્રેમસ્વરૂપ આનન્દકન્દ મદન-મોહનનાં ચરણકમળ, જેમાંથી એ પ્રેમસ્રોત વહી રહ્યો છે તેમાં ક્રમશઃ લીન બને છે. પ્રેમ એ જ ભગવાનનું સ્વરૂપ છે. પ્રેમથી ભિન્ન એવું બીજું કોઈ સ્વરૂપ છે નહિ. આ સંબંધમાં મનુએ સ્પષ્ટ લખ્યું છે કેઃ—

**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।**

અર્થઃ–જ્યાં સ્ત્રીઓનો આદરસત્કાર થાય છે ત્યાં દેવતા રમણ કરે છે.

આ આશયની પૂર્તિ એકપતિવ્રત અને એકપત્નીવ્રત મારફત સિદ્ધ થાય છે–બીજી રીતે નહિ. આ રીતે, જે વિષય-વાસના જીવમાં, સમય આવ્યે, અવશ્યપણે પ્રકટ થયા વિના, સામાન્ય રીતે, રહેતી નથી, તેનો ધર્માનુકૂળ સદુપયોગ કરી, તેને ઈશ્વરપ્રાપ્તિનું સાધન બનાવી શકાય છે. આ એક આપણા ઉદાર ધર્મની પૂર્ણ ઉદારતા છે. આમ ધાર્મિક વિષયપ્રવૃત્તિ વિષયનિવૃત્તિ માટે છે. થોડાં વર્ષ પર થઈ ગયેલા ભક્તશિરો-મણી તુલસીદાસ અને સૂરદાસ વગેરે આ સિદ્ધાન્તની સત્યતાનાં જ્વલંત દૃષ્ટાન્ત છે. ધર્મશાસ્ત્રમાં વિવાહસંબંધમાં જેટજેટલી આજ્ઞાઓ છે, તે બધી સાક્ષાત્ કે પરંપરાકોટિએ આ જ સિદ્ધાન્તની પૂર્તિને માટે છે.

## "વૈતાલ" શબ્દની વ્યાખ્યા

"વૈતાલ"શબ્દની વ્યાખ્યા ભલે! ગમે તેમ હો; અમારું કાર્ય કહેવાનું છે. કોઇને ગળે ઊતરે તો સારું છે. ન ઊતરે તો ફુટ-બોલની જેમ પ્રકૃતિ ચારે કોરથી ઠોકરો મારી મારીને પોતે તેનો દમ કાઢશે. "અમે સુખી થઈએ, અને એ સુખ એવું હોય જેનો કદી ક્ષય ન થાય" આવી ઇચ્છારૂપી વૈતાલ, બ્રહ્માથી આરંભી કીડીપર્યંત, યાવત પ્રાણીમાત્રના હૃદય પર સવાર થઇ રહ્યો છે, તે કેવળ દિલ્લગી ઉડાવવાને નહિ, પણ સાચેસાચ પોતાની પરિતૃપ્તિને કાજે જ. જ્યાં સુધી એના ઉદ્દેશની પૂર્તિ સોળેસોળ આની તે નહિ કરે,

ત્યાં સુધી તે કદી પણ જંપી બેસનાર નથી અને જંપીને બેસવા દેનાર પણ નથી, પછી તેમ કરતાં, ચાહે કોટિ કલ્પ ભલેને વીતે ! પરંતુ, મૂઢ પામર પુરુષ એ ઉદ્દેશની પૂર્તિ અને એ વૈતાલ–ઇચ્છાનો ઉત્તર વિષયભોગદ્રારા આપીને તેની દિલ્લગી ઉડાવે છે. પણ એથી વૈતાલને ઓછો જ સંતોષ થાય છે ! આ વિષયમાં એની સ્થિતિ કોઇ મદમસ્ત શરાબી જેવી છે. શરાબી શરાબના નશામાં ચકચૂર બની ગલીકૂંચીઓમાં ઘૂમે છે, અને ભીંતો સાથે અફળાઈ કે જમીન પર પછડાઇ પોતાનું શિર ફોડે છે અને આખરે એ રીતે પોતાનો નશો ઉતારે છે. આવી રીતે જે મૂઢ પુરુષ વિષયોના નશામાં મદમસ્ત બની, આઘુંપાછું ન જોતાં, દોડાદોડ કરી રહ્યો છે, તેના શિર પર વૈતાલના ડંડાના ફટકા પર ફટકા પડે છે, અને એ રીતે ફટકા ખાઇખાઇને તે પોતાનો નશો ઉતરાવે છે અને સીધે માર્ગે પ્રયાણ કરે છે. એ વૈતાલરૂપી ભૂત કોઇ કાચા ગુરુએ પ્રેરેલું નથી કે એમને એમ ઊતરી જાય અગર વાતોથી પકડેલો પીછો છોડે. એને કોઇની શરમ નથી. એટલે સારું તો એ છે કે, પહેલેથી જ સીધે માર્ગે ચાલીએ, જેથી ડંડાની ચોટોથી બચી જઇએ. પ્રકૃતિના ઉપર્યુક્ત નિયમને ઓળખવાને આપણે આગળ પર "વૈતાલ" શબ્દનો પ્રયોગ કરીશું.

## પામર પુરુષોદ્વારા થતાં યજ્ઞદાનાદિનું સ્વરૂપ

પામર પુરુષોના સંબંધમાં ઝાઝી ચર્ચા કરવી એ સભ્યતાની વિરુદ્ધ છે. તેમને માટે •પ્રકૃતિદેવીએ લાલ લાલ આંખો કરી, પરશુરામની જેમ, પોતાનો કઠોર કુઠાર તીક્ષ્ણ બનાવી રાખેલો છે. આપણે તેમાં કોઈપણ રીતે હસ્તક્ષેપ કરવાની જરૂર નથી. વૃથા કટાક્ષ ફેંકીને આપણે આપણી જાતને શા માટે કલુષિત કરવી ? આટલું છતાં, જિજ્ઞાસુઓના સંતોષ ખાતર એ પામર પુરુષોની સ્વાભાવિક પ્રકૃતિનું થોડું નિરૂપણ કરવું જરૂરનું છે. એવા પુરુષો કેવળ તમોગુણપ્રધાન હોય છે. આસુરી સંપત્તિ એ જ તેમનું ધન છે. નિદ્રા, આળસ, ક્રોધ,

દ્વેષ, કામ, ઘમંડ, કઠોરતા વગેરે એમનાં દાસદાસીઓ છે. આ બધાં તેમની સેવામાં હરવખત ખમ્મા ખમ્મા કરતાં હાજર રહે છે, જોગણીઓના રૂપમાં તેમનાં હૃદયોને કોરી કોરી ખાતાં રહે છે અને તેમનું રુધિરપાન પણ કરતાં રહે છે. એવા પુરુષો અનન્ત અપવિત્ર સંકલ્પની જાળમાં બંધાયેલા રહે છે, જેનાં લક્ષણનું વર્ણન ગીતા–અધ્યાય ૧૬ માં નીચે પ્રમાણે કર્યું છે:–

**इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।**
**इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥**
**असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।**
**ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥**
**आढ्योऽभिजनवानस्मि कोऽन्योस्ति सदृशो मया ।**
**यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥**

(શ્લો૦ ૧૩, ૧૪, ૧૫)

અર્થ:—એવા પુરુષોના સંકલ્પો આવા પ્રકારના હોય છે:–મેં આજે આ તો–પ્રાપ્ત કર્યું જ છે, અને બીજા આ મનોરથને પણ પ્રાપ્ત કરીશ. આજે તો મારી પાસે આટલું ધન છે જ, અને ભવિષ્યમાં પણ આટલું મળશે. મારા દ્વારા એ શત્રુ માર્યો ગયો છે, ને વળી બીજા શત્રુઓને પણ હું મારીશ. હું ઈશ્વર છું અને ઐશ્વર્યને ભોગવનાર પણ હું છું. હું સર્વ સિદ્ધિઓવાળો, બળવાન અને સુખી છું. ભારે ધનવાળો અને કુળવાન પણ હું જ. મારા પેંગડામાં પગ ઘાલે એવો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન કરીશ અને હર્ષ પામીશ. આવા પ્રકારના અજ્ઞાનથી પામર પુરુષો વિમોહિત છે. આવા પુરુષોદ્વારા દાનયજ્ઞ, વિવાહયજ્ઞ, તપયજ્ઞ વગેરે જુદા જુદા પ્રકારના બહુમૂલ્ય આચારોના વ્યવહાર થતા રહે છે. પરંતુ, એ સર્વ પાપયજ્ઞરૂપ છે. એ બધામાં જે એક મુખ્ય ઉદ્દેશ્ય હોય છે તે કેવળ અહંકાર અને વડાઇને પોષવાનો. એ સર્વ દુ:ખોનું મૂળ છે. એ બધાં લક્ષણો તમોગુણનાં છે, જેનું વર્ણન ગીતા–અધ્યાય ૧૭ માં નીચેના શ્લોકોદ્વારા કરવામાં આવ્યું છે:—

विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ (શ્લો૦ ૧૩)

અર્થ:—શાસ્ત્રવિધિ વગર, અન્નદાન રહિત, મંત્રો વિના તેમ જ દક્ષિણા અને શ્રદ્ધા વિના કરેલા યજ્ઞને તામસયજ્ઞ કહે છે.

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥
(શ્લો૦ ૧૯)

અર્થ:—જે તપ મૂઢતાપૂર્વક હઠથી મન, વાણી અને શરીરને પીડા પહોંચાડીને અગર બીજાનું અનિષ્ટ કરવા ખાતર કરાય છે તે તપ તામસ કહેવાય છે.

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ (શ્લો૦ ૨૨)

અર્થ:—જે દાન સત્કાર કર્યા વગર, અગર તિરસ્કારપૂર્વક અયોગ્ય દેશ કાળમાં, કુપાત્રોને, અર્થાત્ મદ્યમાંસાદિ અભક્ષ્ય પદાર્થ ખાનારાઓને, તેમ જ ચોરી, જારી આદિ નીચ કામ કરનારાઓને આપવામાં આવે છે, તે દાન તામસિક કહેવાય છે.

પામર પુરુષોદ્વારા વિવાહ આદિ અવસર પર ઘણું કરીને આવા પ્રકારનાં દાન થાય છે, અને ભારે પરિશ્રમ વેઠી પેદા કરેલા ધનનો ઉપયોગ, આવા પવિત્ર પ્રસંગમાં પણ, આતશબાજી, બાગબહારી, વેશ્યાનૃત્ય વગેરે દ્વારા કરીને અનર્થની પ્રાપ્તિ કરવામાં આવે છે. આના ફળરૂપે યમયાતના પલ્લે પડે છે. આ સિવાય, પવિત્ર વિવાહ–સંસ્કાર, જે વરકન્યાને માટે, સમગ્ર કુળને માટે અને ભવિષ્યના સંતાનને માટે સાચી ખાનદાની અને બુનિયાદીરૂપ છે અને તેથી જેને સત્ત્વગુણથી ભરચક રીતે ઊજવવો આવશ્યક છે, તેને તમોગુણની કાળાશથી રંગી એવી અધમ રીતે ઊજવવામાં આવે છે કે જેનું વિવરણ કરતાં કલમ પણ સંકોચ પામે છે. વ્યભિચારદૃષ્ટિથી, શું પિતા કે શું પુત્ર બધા જ કુટુમ્બીઓની એક સરખી દૃષ્ટિનો વિષય, એક માત્ર

વેશ્યા જ, આવા પ્રસંગે બની રહે છે. આનું ફળ એ આવે છે કે, વિવાહના ઉદ્દેશ (જેનું સંક્ષિપ્ત વર્ણન ઉપર કર્યું છે) રૂપ બીજ, જે દ્વારા ઈશ્વરપ્રાપ્તિ અને ચિરશાન્તિરૂપી ફળની આશા રાખી શકાય તે ખુદ એકદમ બળી જાય છે. જે સમતા દૃષ્ટિ બધા સંસાર પ્રત્યે સ્થાપન કરવાનું ધર્મનું લક્ષ્ય છે, તેને બદલે, તેના સ્થાન પર, સમગ્ર બાજુથી ખેંચાઇ, એ સમતા-દૃષ્ટિ એક વેશ્યા પર આવી ઠરે છે. આવી સમતાદૃષ્ટિ જે દ્વારા બધા પ્રકારની મર્યાદાઓનો ભંગ થાય છે, તેને અનેક વાર ધિક્કાર છે. આવા કારણે, ભવિષ્ય પણ એવું ભયંકર રૂપ ધારણ કરે છે કે તે વિષે પૂછવું કે કહેવું જ શું? ટૂંકમાં, બધી બાજુએથી, આ પવિત્ર સંસ્કારનું ભયંકર રીતે ખૂન કરવામાં આવે છે અને "ઘર બાળીને તમાશો જોવો"–એ નાટકનું પ્રદર્શન કરી, પોતાના તમોગુણનો પૂર્ણ રૂપે વિકાસ સાધવામાં આવે છે. પણ આ નાટક કેવળ ઘર બાળીને નહિ; "શરીર ફૂંકીને?" નહિ, નહિ; એ ઉપરાન્ત પણ બલ્કે, એ નાટક "સંપૂર્ણ જીવન સળગાવીને તમાશો જોવો"–એ રૂપે, ખરું જોતાં ભજવાય છે, આની વિશેષ ચોખવટ કરવાની જરૂર છે? ધનનાશ, શરીરનાશ, કુલનાશ, મર્યાદાનાશ, આચારનાશ, વિચારનાશ, ધર્મનાશ–એટલે કે, લોકનાશ, પરલોકનાશ અને સર્વનાશ–એ બધા જ નાશ પોતપોતાના ડેરાતંબૂ જમાવી દે છે; પછી સંપૂર્ણ જીવન સળગાવીને તમાશો જોવો"–એમાં બાકી યે શું રહ્યું?

## પામર પુરુષોનો પ્રાકૃત સ્વભાવ અને વૈતાલનાં ચરણોમાં ત્યાગની પ્રથમ ભેટ

વીંછીની પેઠે પ્રયોજન વિના ડંખ મારવો એ આવા પુરુષોનો સ્વભાવ છે. ગીધ પક્ષી જેમ કોહ્યલા માંસ પર પોતાની દૃષ્ટિ રાખે છે, તેમ હજાર નેત્રોથી બીજાનાં છિદ્રો જોવામાં તેમની દૃષ્ટિ સ્વાભાવિકપણે રોકાયલી રહે છે. તેઓ કારણ વિના બીજાનું અકુશળ કરવામાં ડાબાજમણી મંડ્યા રહે છે, એટલું જ

નહિ, પણ પોતાનું બગાડીને પણ સામાનું અહિત થતું હોય તો તેમ કરવામાં તેમને પરમ આનન્દની પ્રાપ્તિ થતી લાગે છે. એમના જીવનને જો કોઈ ઉપમા બંધબેસતી હોય તો તે બરફની છે. બરફ પોતે ગળી જાય છે અને સાથે ખેતીનો નાશ કરે છે. એમને માખીની ઉપમા પણ આપી શકાય, જે પોતે ઘીમાં પડી જાન ગુમાવે છે અને સાથે ઘીને અપવિત્ર કરે છે. ગોસ્વામી શ્રી તુલસીદાસે રામાયણના આરંભમાં આવા પુરુષોનાં લક્ષણ ગણાવતાં કહ્યું છે:—

પરહિત હાનિ લાભ જિન્હ કેરે, ઉજરે હર્ષ વિષાદ વસેરે
હરિહર જસ રાકેસ રાહુસે, પર અકાજ ભટ સહસ બાહુસે.
જે પરદોષ લખહિં સહસાખી, પરહિત ઘૃત જિન્હ કે મન માખી.
તેજ કૃસાનુ રોષ મહિષેસા, અઘ અવગુન ધન ધની ધનેશા.
ઉદય કેત સમહિત સબહીકે, કુમ્ભકરન સમ સોવત નીકે.
પરઅકાજ લગિ તનુ પરિહરહીં, જિમિ ઉપલ કૃષી દલિ ગરહી.
બંદઉ ખલ જસ સેષ સરોષા, સહસ વદન વરનઇ પરદોષા.

અર્થ:—જે બીજાના હિતને નુકસાન કરવામાં પોતાનો લાભ ગણે છે, બીજા સ્થિતિવાન બને તેમાં ખેદ અને સ્થિતિ-ભ્રષ્ટ થતાં જેમને હર્ષ થાય છે, જે વિષ્ણુ અને શિવના યશરૂપ પૂર્ણચન્દ્રમાનું ગ્રહણ કરવામાં રાહુ જેવા છે, બીજાનું અકાજ કરવામાં જે સહસ્રબાહુ સમાન બળવાન યોદ્ધાની ગરજ સારે છે, જે પોતાનો દોષ ન જોતાં સામાના દોષને હજાર આંખે જુએ છે, બીજાના હિતરૂપ નિર્મળ ઘીને અપવિત્ર કરવામાં જેમનાં મન, પોતે નષ્ટ થઈ ઘીને પણ અપવિત્ર કરનાર માખી જેવાં છે, જેમનું તેજ સર્વ કંઈ બાળીને છાર કરનાર અગ્નિ સમાન છે, ક્રોધ મહિષાસુર સમાન છે, અને પાપ અને અવગુણરૂપી ધનના જે કુબેરભંડારી છે, જે સર્વના હિતનાશમાં ઉદયકેતુ તારા જેવા છે, તેઓ તો કુંભકર્ણ સમાન નિદ્રા લે એ જ ભલું છે. બરફ જેમ પોતે ગળી જઈને ખેતીનો નાશ કરે છે તેમ જેઓ બીજાનું અકાજ કરવામાં પોતાના શરીરની પરવા કરતા નથી, એવા-

ઓને તુલસીદાસજી શેષનાગની જેમ સરોષ વંદના કરે છે, કેમકે શેષનાગ હજાર મુખે જ્યારે ભગવાનનાં ગુણગાન કરે છે, ત્યારે એવાઓ હજાર જિહ્વાથી પરાયા દોષોનાં વર્ણન કરે છે. ભર્તૃહરિજીનું કથન છે કે—

**एके सत्पुरुषा परार्थघटका: स्वार्थान्परित्यज्य ये।**
**सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये॥**
**तेऽमीमानुषराक्षसा: परहितं स्वार्थाय निघ्नन्ति ये।**
**ये तु घ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे॥**

(ભર્તૃ૦ નીતિ૦ ૬૪)

અર્થ:—સત્પુરુષ એ છે, જે પોતાના સ્વાર્થને તજીને બીજાનો અર્થ સાધી આપવામાં તત્પર રહે છે; પોતાના સ્વાર્થનો વિરોધ થતો નથી એવું સમજીને, સાથે સાથે બીજાનો અર્થ સાધવામાં ઉદ્યમપરાયણ રહેનાર સામાન્ય પુરુષ છે; રાક્ષસ–મનુષ્ય એ છે, જે પોતાના સ્વાર્થને માટે બીજાના હિતને કચડી નાખે છે, પણ બીજાના હિતને કોઇપણ જાતના હેતુ વિના કચડનારને શું કહેવું કે તેને શાની ઉપમા આપવી તેની અમને ગમ પહોંચતી નથી. એટલે કે, જે પોતાનું અહિત સાધી સામાનું અહિત સાધે છે તેને માટે કયો શબ્દ વાપરવો તે સંબંધમાં શબ્દકોષને પણ કોઈ શબ્દ જડતો નથી.

શું આવા પુરુષો માટે ધર્મના રાજ્યમાં કોઈ ઉપાય નથી? તેમને માટે ધર્મરાજ્યમાં કોઈ જગ્યા નથી? ના, ના, એમ કેમ બની શકે? સર્વવ્યાપી, સર્વજીવહિતકારી, કરુણામય, ઉદાર ધર્મનું રાજ્ય ચરાચર સર્વ જીવસૃષ્ટિ પર પ્રવર્તે છે, ધર્મ એ પ્રાણીમાત્રને પથપ્રદર્શક છે અને બધાને પોતાના આશ્રયમાં રાખે છે. એ સંકુચિત કેમ બને? આવા પુરુષોને માટે એ ધર્મ કરુણામય સદાશિવનું રૂપ ધારણ કરે છે અને તેમના હૃદયમાં સાક્ષાત્ પ્રવેશ કરીને ત્રિતાપરૂપી પોતાના ત્રિશૂળથી તેમનાં હૃદય વિદીર્ણ કરે છે. જુદીજુદી રીતે એમનાં હૃદયમાં ક્રોધાગ્નિ સળગાવીને, ક્રમમાં ક્રમ, તેમને રાક્ષસમનુષ્યની શ્રેણી

તરફ તે ધકેલી જાય છે. એમ કરી, જયાં એ પુરુષો નિષ્પ્રયોજન બીજાના હિતને કચડવામાં તૈયાર રહેતા હતા, તેને બદલે તેમને "પોતાના હિત માટે પરહિતનાશક"ના સ્વભાવમાં પલટી નાખે છે. ત્યાગની આ પહેલી ભેટ ઉપર્યુક્ત "સુખાભિલાષી વૈતાલ" પરાણે આમ પોતાના ચરણમાં ધરવાની તેમને ફરજ પાડે છે. આ માર્ગમાંથી પસાર થઇ આગળ વધેલાં અનેક પ્રાણી આ સત્યના દૃષ્ટાંતરૂપ છે.

## વૈતાલનાં ચરણોમાં ત્યાગની બીજી ભેટ

બસ! થઇ રહ્યું? ત્યાગની આ પહેલી ભેટથી વૈતાલને સંતોષ થયો? ના, જરાયે નહિ. આ તો પાશેરામાં પહેલી પૂણીયે નથી. આટલેથી એનું પેટ ભરાય તેમ નથી. એને તો ભારે ભારે કુરબાનીઓ હજી લેવાની બાકી છે. પરંતુ વૈતાલને પોતાને સંતોષ એ છે કે જીવ સોયના અણી જેટલા પ્રમાણમાં એથી આગળ તો વધ્યો છે જ. આખરે, ધીરે ધીરે એને બધી જ ભેટો પોતાનાં ચરણમાં રખાવવી છે. વૈતાલના ઉદ્દેશમાં આટલું થયેથી, જરાયે ફેર પડ્યો નથી. વૈતાલને ઇચ્છા "સુખ"ની છે, અને તે એવું કે જેનો કદી નાશ ના થાય. પણ એવા સુખનો અધિકારી કોણ ગણાય? આનન્દકર ભગવાનને પ્રિય કોણ હોય? પોતાના શ્રીમુખે મુક્તકંઠે ગીતાના ૧૨ મા અધ્યાયમાં જે શબ્દો ઉચ્ચારાયા છે તેનું પાન કરીએ:-

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥**
**संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।**
**मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥**
**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।**
**हर्षामर्ष भयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥**
**अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।**
**सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥**

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥
समः शत्रौ च मित्रे च तथा मानापमानयो: ।
शीतोष्णसुखदु:खेषु समः सङ्गविवर्जित: ॥
तुल्यनिन्दास्तुतिर्मौनी संतुष्टो येन केनचित ।
अनिकेत: स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥

(શ્લો૦ ૧૩ થી ૧૯)

અર્થ:—જે સર્વ પ્રાણીઓ પ્રત્યે દ્વેષભાવરહિત થઈ વર્તે છે, સ્વાર્થરહિત છે, બધા પર પ્રેમ કરે છે, હેતુરહિત દયાળુ છે, મમતા અને અહંકાર જેનામાં નથી, સુખદુ:ખને સમાન લેખે છે, અને અપરાધ કરનારાઓને પણ અભય અર્પે છે, જે ક્ષમાવાન, નિરંતર સંતુષ્ટ, મન ઇન્દ્રિયોને વશમાં રાખનાર, મારામાં દૃઢ નિશ્ચયવાળો છે, અને મનબુદ્ધિ જેણે મારામાં અર્પણ કર્યાં છે, એવો જે મારો ભક્ત તે મને વહાલો છે. જેનાથી કોઈપણ જીવને ઉદ્વેગ થતો નથી અને જે કોઈપણ જીવથી ઉદ્વેગ પામતો નથી અને જે હર્ષ, ઈર્ષા, ભય અને ઉદ્વેગથી રહિત છે એવો જે મારો ભક્ત તે મને વહાલો છે. જે પુરુષ આકાંક્ષા વિનાનો છે. પવિત્ર અને ચતુર છે, ઉદાસીનભાવવાળો છે, દુ:ખોથી છુટકારો પામેલો છે અને કર્તવ્યરૂપ સર્વ આરંભોનો જેણે ત્યાગ કર્યો છે, એવો જે મારો ભક્ત તે મને વહાલો જે. જે હર્ષ પામતો નથી, દ્વેષ કરતો નથી, શોક કરતો નથી. ઇચ્છા કરતો નથી, અને જેની દૃષ્ટિ શુભ તેમજ અશુભ ભાવનાથી પર બની ગઈ છે, એવો ભક્તિમાન પુરુષ મને વહાલો છે. જે શત્રુ તેમજ મિત્ર પ્રત્યે તેમજ માન અને અપમાનમાં પણ સમતા રાખે છે, શરદી અને ગરમીમાં તેમજ સુખ અને દુ:ખમાં જે સમ રહે છે, બધા પ્રકારની આસક્તિથી જે મુક્ત છે, જેને નિન્દાસ્તુતિ સમાન છે, જે મનનશીલ છે, જે તે રીતે પણ સંતોષી રહે છે, જેને સ્થાનાદિમાં મમતા નથી, અને જે સ્થિર બુદ્ધિવાળો છે, એવો ભક્તિમાન પુરુષ મને વહાલો છે.

પરંતુ, અહીં તો એથી ઊલટું પોતાના સ્વાર્થ ખાતર બીજાનું લોહી ચૂસવાની વાત છે, પોતાના સ્વાર્થ માટે બીજાને કચડવાની વાત છે, બીજાને પાછળ ધકેલી પોતાને આગળ ધપવાની વાત છે—

**"तेऽमी मानुषराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये"**

એટલે કે, એ એવો રાક્ષસ-મનુષ્ય છે, જે પોતાના સ્વાર્થ ખાતર બીજાના હિતનો નાશ કરે છે. આ બધું છતાં, અહીં એક પ્રકૃતિનો અટળ નિયમ સ્મરણમાં રાખવા જેવો છે. તે એ છે કે, કોઇ પણ ક્રિયા, પ્રતિક્રિયા રૂપે બની, તેનું ફળ આપ્યા વિના, નાશ થતી નથી. ભીંત સામે અફાળેલો દડો ભીંતને અથડાઇને અફાળનારની તરફ જેમ પાછો ફરે છે તેમ લોહી ચૂસનારને લોહી ચૂસાવ્યા વિના, કચડનારને કચડાયા વિના, ધક્કો મારનારને ધક્કો ખાધા વિના હરગિઝ ચાલે તેમ નથી. ઇન્દ્રપુત્ર જયન્તને ભગવાન રામચન્દ્રના પ્રભાવની પરીક્ષા કરવાની ઇચ્છા થઇ, એટલે તેણે રામચંદ્રજી વનવાસમાં હતા ત્યારે કાગડારૂપે બનીને સીતાના ચરણમાં ચાંચ મારી. આને પ્રતાપે કોમલાંગી સીતાના ચરણમાંથી લોહી વહેવા લાગ્યું. ભગવાન રામચન્દ્રે એક તૃણને મંત્રીને બાણરૂપે જયન્ત પાછળ છોડ્યું. તે બાણથી ભયભીત બની તે નાઠો, એટલે તેનો પીછો બાણે પણ પકડ્યો. જયન્ત આકાશ, પાતાળ અને ચૌદે ભુવન વ્યાકુળ દશામાં ઘૂમી વળ્યો, પણ એ બાણથી તેને કોઇએ ઉગાર્યો નહિ. તેનો બાપ-ઇન્દ્ર-પણ તેને શરણમાં લઇ શક્યો નહિ. આખરે, તે સ્વયં ભગવાનને શરણે આવ્યો અને તેમણે પ્રતિક્રિયારૂપે તેની એક આંખ છીનવીને અભય કર્યો.

ઓ ધક્કા દઇને આગળ વધનારા! જો, પેલું ધર્મરૂપી વિષ્ણુનું સુદર્શનચક્ર તારી પાછળ પાછળ દોડી રહ્યું છે. સંપૂર્ણ બ્રહ્માંડમાં એ ચક્રથી તારી રક્ષા કરવાને કોઇ પણ સમર્થ નથી. તારે એનો માર ખાવો જ પડશે.

બદન બોલે જેર ગરદૂં, નર કોઈ મેરી સુને,
હૈ યહ ગુંબદકી સદા જૈસી કહે વૈસી સુને.

આ આકાશરૂપી ગુંબજ નીચે જેવું બોલશો તે પડઘારૂપે પાછું ફરશે અને તેવું તમારે ને તમારે જ સાંભળવું પડશે.

પામર પુરુષો જે પ્રકારે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને મંડી રહ્યા છે, એ રીતે આજ સુધી કોઈએ સ્વાર્થ સાધ્યો નથી. પરંતુ દુનિયા છે, આંધળાંની હાર ચાલી રહી છે! ઘેટાં એક પાછળ એક દોડી રહ્યાં છે. એક ઘેટું કદાચ કૂવામાં પડ્યું, એટલે બીજાં પણ તેની પછવાડે ધડાધડ ઝંપલાવે છે. ખરે, આવા હાલ આ દુનિયાના છે. પણ ભાઈ! સ્વાર્થને પકડી રાખીને સ્વાર્થ સાધવા પાછળ મંડ્યા રહેવું, એ સ્વાર્થ સાધવાનો માર્ગ જ નથી. એ રીતે સ્વાર્થ કેવી રીતે સધાય? એ તો આકાશમાં બગીચો બનાવવાની વાત થઇ વળી, તમે તો એક પગલું આગળ જઇને, બીજાના સ્વાર્થને કચડીને, પોતાનો સ્વાર્થ સાધવાની પાછળ પડ્યા છો! સ્વાર્થ સાધવાનો એક માત્ર એ જ માર્ગ છે કે સ્વાર્થ છોડવો. એમ કરશો એટલે સ્વાર્થ એની મેળે સધાશે. જ્યાં સુધી તમે કમાનને ખેંચી રાખો છો, ત્યાં સુધી તીર કદી પણ પોતાના લક્ષ્યને વીંધી શકતું નથી; ઊલટું, એ તીર તમારી પાસે ને પાસે રહે છે. લક્ષ્યને વીંધવું છે તો કમાનને ઢીલી છોડો, એટલે તે વીંધાશે. આ રીતે સ્વાર્થ સિદ્ધ કરવાને ખાતર સ્વાર્થને તિલાંજલિ આપવી પડશે, સ્વાર્થ રૂપી કમાન ઢીલી કરવી પડશે. એમ બનશે ત્યારે તમારા મનોરથ સફળ થશે. મહાભારતના અંતમાં ભગવાન વેદવ્યાસજીએ કહ્યું છે કે:—

**ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति माम् ।**
**धर्मादर्थश्चकामश्च स धर्मं किं न सेव्यते ॥**

અર્થાત્, હું હાથ ઊંચા કરી પોકારી પોકારીને કહું છું, પણ મારું કહેવું કોઈ સાંભળતું નથી, કે ધર્મથી અર્થ અને

કાર્મની સિદ્ધિ બની શકે છે, તો એવા ધર્મનું સેવન કેમ થતું નથી? પણ અહીં મામલો બીજો રચાઇ રહ્યો છે. અહીં તો છરી મારી છરી ખાવાનું ગરમાગરમ બજાર ઊભરાઈ રહ્યું છે. આ સંજોગમાં વૈતાલને સંતોષ કેમ કરી થાય? ભલે, માનો કે, વીજળીના ચમત્કારની જેમ, તમે કોઈ એકાદ ક્ષણે એવી રીતે સ્વાર્થ સિદ્ધ કરવામાં ફાવી ગયા છો; પરંતુ, બીજાના સ્વાર્થનું ખૂન કરીને જે સ્વાર્થ સિદ્ધ કરવામાં આવ્યો છે, તેની પ્રતિ-ક્રિયારૂપ ઝેર તમને ચઢ્યા વિના, રડાવ્યા વિના, તપાવ્યા વિના, છોડે તેમ નથી. જરા વિચાર કરો. સ્વાર્થ ખાતર સ્વાર્થને તમે ચાહતા નહોતા. પરંતુ, એ સ્વાર્થના મૂળમાં જે ધ્યેય વસ્તુ હતી, તે (સુખ) તમને આંગળી બતાવીને હજારો ગાઉ દૂર ભાગી ભરાઈ ગયું; બલ્કે, સુખ કરવાને બદલે તમે દુઃખનું બીજ વાવી દીધું; રોગને વધારી મૂકયો.

ભલે ! ગમે તેમ હો, વૈતાલ ખાઇ પી પાછળ પડ્યો છે–હડકાયા કૂતરા સમાન પાછળ લાગ્યો છે, તે તમારો પીછો છોડે એમ નથી. તે પોતાનું ભક્ષ્ય લેશે. વૈતાલનું ભક્ષ્ય–ભોજન "સાચું સુખ" છે, "શાંતિ" છે. એ ભોજન એને આપ્યા વિના, કેવળ વિષયસુખરૂપી ચટણીથી એની ભૂખ ભાગે તેમ નથી. જો તમે એને એનું ભોજન આપવાને તૈયાર નથી, તો તે તમારા કાળજાનું રક્તપાન કરવાને તૈયાર જ છે, પરંતુ સ્મરણમાં રાખો કે, એ રક્તપાન કર્યે પણ એની ભૂખ ઓછી જ મટવાની છે. રક્તપાન તો મફતમાં છે. ભોજન માટેની માગણી તો એની દિવસે બમણી અને રાતે ચોગણી વધતી ચાલે છે. તોપછી મફતમાં કાળજાનું ખૂન એને પાવાથી શો ફાયદો? એવો અતિથિસત્કાર કરવાની આદત કયાંથી શીખ્યા? "બાવાજી, જમશો કે સીધું લેશો?" "બચ્ચા, દોનું હી કરેંગે" એવો અવળો હિસાબ કેમ પાલવે?

લ્યો! વૈતાલને ભોજન તો હમણાં શું મળવાનું છે? એટલે એણે તો કાળજાનું લોહી, જળોની જેમ ચૂસીને પરાણે ત્યાગની

ભેટ પોતાનાં ચરણોમાં પડાવી લીધી. એટલે કે, એને પામર કોટિમાંથી ખેંચી કાઢીને વિષયી કોટિમાં-નિષિદ્ધ સકામ કોટિમાંથી કાઢી શુભ સકામ કોટિમાં પ્રવેશ કરાવી દીધો. ધન્ય છે! વૈતાલની આ દયાળુતાને ધન્ય છે! એની સાચી પતિત-પાવનતાને વારંવાર ધન્ય છે!

# વિષયી

## વિષયી પુરુષનાં લક્ષણ

સંસારના ભોગો અને ઇન્દ્રિયોના શબ્દ, સ્પર્શાદિ વિષયોમાં જે આસક્ત રહે છે, તે વિષયી પુરુષ છે. આવા પુરુષને પામર પુરુષ સાથે સરખાવતાં ફરક માત્ર એટલો જ છે કે પામર પુરુષ જ્યારે શાસ્ત્રમર્યાદા અને લોકમર્યાદાને ઓળંગીને વિષય-ભોગમાં પ્રવૃત્ત થવાને સંકોચાતો નથી, ત્યારે વિષયી પુરુષની ભોગમાં પ્રવૃત્તિ લોક અને શાસ્ત્રમર્યાદાની હદમાં રહીને થાય છે. જો કે ભોગકામનાની દૃષ્ટિએ આ બંનેમાં વિશેષ ફરક જણાતો નથી, બલ્કે કેવળ કામનાની દૃષ્ટિથી તો વિષયી પુરુષની કામનાઓ, અગ્નિમાં ઘીની જેમ, વૃદ્ધિ પામેલી હોય છે, એવું કહેવામાં કશું અનુચિત નથી. પામર પુરુષની કામનાઓ આ લોક સુધી વ્યાપ્ત હતી, પરંતુ વિષયી પુરુષે તો આ લોકથી પણ આગળ વધીને આકાશવ્યાપી પારલૌકિક સ્વર્ગાદિની કામનાઓ પર પણ તરાપ મારવાની શરૂઆત કરી દીધેલી હોય છે. એ રીતે, વિષયી પુરુષના સંબંધમાં આ લોકમાં સ્ત્રી, પુત્ર, ધન અને માન અર્થાત્, પુત્રૈષણા, વિત્તૈષણા, લોકૈષણા, શાસ્ત્રૈષણા, ઇત્યાદિનાં યોગક્ષેમ એ તેના જીવનનું લક્ષ્ય બને છે, અને સ્વર્ગાદિની પ્રાપ્તિ એ, તેની પોતાની દૃષ્ટિએ પરમ પુરુષાર્થ બને છે; એ જ એને મન મોક્ષ છે. જો કે એક પ્રકારે એની કામનાઓ લોક અને શાસ્ત્રની મર્યાદાની અંદર જકડાયેલી હોય છે છતાં ધનમદ, માનમદ, વિદ્યામદ વગેરે પિશાચોએ

એનો ટોટો પોતાના પંજામાં પકડેલો હોય છે, અને તેઓ એને ઊંચે જોવા દેતા નથી. બધી એષણાઓનાં યોગક્ષેમ ખાતર તે યજ્ઞ, દાન, તપાદિ અનેક સાધન કરે છે. ભેદ કેવળ એ છે કે જ્યાં પામર પુરુષોના સંબંધમાં જે ચેષ્ટાઓ તમોગુણપ્રધાન હતી, તે વિષયી પુરુષોના સંબંધમાં રજોગુણપ્રધાન હોય છે. આનાં લક્ષણ ગીતાના ૧૭ મા અધ્યાયમાં નીચે પ્રમાણે વર્ણવ્યાં છેઃ—

**अभिसंधाय तु फलं दम्भार्थमपि चैव यत् ।**
**इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥**

(શ્લો૦ ૧૨)

અર્થઃ–હે ભરતશ્રેષ્ઠ! જે યજ્ઞ દંભને માટે અથવા ફળની આકાંક્ષા માટે કરવામાં આવે, તે યજ્ઞને તું રાજસ જાણ.

**सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।**
**क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥**

(શ્લો૦ ૧૮)

અર્થઃ–જે તપ સત્કાર, માન, પૂજાને માટે અને કેવળ પાખંડથી કરવામાં આવે છે. એ અનિશ્ચિત અને ક્ષણિક ફળવાળાં તપને અહીં રાજસ કહ્યું છે.

**यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।**
**दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥**

(શ્લો૦ ૨૧)

અર્થઃ—જે દાન પ્રત્યુપકારની ખાતર અથવા બદલામાં સાંસારિક કાર્ય સિદ્ધ થાય એવી આશાએ, ફળની આકાંક્ષા રાખી ક્લેશપૂર્વક દેવામાં આવે છે, તેને રાજસ કહ્યું છે. આજના જમાનામાં ટીપ, ચંદા, ચિઠ્ઠી વગેરે દ્વારા થતાં દાનને આ કોટિનાં સમજવાં. આવા પુરુષોની બધી ચેષ્ટાઓ, યજ્ઞ, દાન, તપાદિનાં ફળ, કેવળ સંસારને અનુલક્ષી હોય છે. એમાંથી જેમણે આ લોકથી આગળ વધીને સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિને પોતાનું ધ્યેય બનાવ્યું હોય છે, એ પુરુષો બીજાઓ કરતાં

ધન્યવાદને પાત્ર છે. જો કે એ યજ્ઞ, દાન, તપાદિદ્વારા ભાવની વિલક્ષણતાને લીધે અંતઃકરણની નિર્મળતા સંપાદન કરી શકાય છે અને એમ કરીને વાસ્તવિક રીતે, મોક્ષનો અધિકાર પણ પામી શકાય છે. પરંતુ એ બધું કરવા છતાં પણ ભાવની હીનતાના પરિણામે, એવા પુરુષો એ અધિકારથી વંચિત રહે છે. ભાવનું મહત્ત્વ ભારે આશ્ચર્યકારક છે. શાસ્ત્રૈષણાની પૂર્તિને માટે, એમાંથી કોઈ કોઈ તો, પોતાનાં તન, મન, ધન અને ઉંમરનો મોટો ભાગ ખર્ચી નાખે છે, પરંતુ એ બધાનું ફળ કેવળ સંસાર જ છે. વૈતાલ હસે છે: "એણે તન, મન, ધન અને જીવન બધું તો આપ્યું, પણ મારી માગણી તો જરાયે પૂરી કરી નહિ, બલ્કે અહંકારને જ એણે તો વધાર્યો! એણે વિદ્યાનું ફળ જે સાચી શાન્તિ તે પ્રાપ્ત કરવી જોઈતી હતી અને પોતાનામાં તેમજ સર્વભૂતોમાં સમાન ભાવે એક, નિત્ય અવિનાશી તત્ત્વને ઢૂંઢી જોવું જોઇતું હતું. જેમકે,

**सर्व भूतेषु येनैकं भावमव्ययमीक्षते ।**
**अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥**

(ગી૦ અ૦ ૧૮, શ્લો૦ ૨૦)

અર્થ:—બધાં ભિન્નભિન્ન ભૂતોમાં એક અભિન્ન અને અવિનાશી ભાવ જે જ્ઞાનદ્વારા ઢૂંઢી પ્રત્યક્ષ કરવામાં આવે, તે જ્ઞાન સાત્ત્વિક જાણવું જોઇએ. પરંતુ અહીં એથી ઊલટું બને છે. એ વિષયથી પુરુષના પાંડિત્યાભિમાન આગળ કોઈ વસ્તુ ઊભી જ રહી શકતી નથી. જાણે બાલાકી અને શ્વેતકેતુ સમાન, સમગ્ર સંસારને પરાજય આપવાને એણે બીડું ઝડપેલું ના હોય! એમાંથી વળી કોઇ કોઈ સંસારને ઉપદેશ આપવા માટે મેદાને પડે છે, પણ પોતાના ઉપદેશના પ્રભાવથી સુખ અને શાન્તિની સ્થાપના કરવાની જગ્યાએ, પોતાના રજોગુણની પ્રબલતાને લીધે, દ્વેષ અને વિરોધનું સામ્રાજ્ય જમાવે છે, અને પરિણામે આ નંદનવનરૂપ સંસારને શ્મશાન બનાવી દે છે. વર્તમાન કાળમાં અનેક સાંપ્રદાયિક વિરોધ આનું પ્રત્યક્ષ પ્રમાણ

છે. આવા પુરુષો શાસ્ત્રોનો કેવળ ભાર વહેનારા છે. હા, પામર પુરુષોની અશુભ કામનાઓનાં ફળ, જે યમયાતના ભોગવાવે છે, તેને મુકાબલે, વિષયી પુરુષોની કામના શુભ છે, અને તેનાં ફળ મૃત્યુલોક અગર સ્વર્ગલોકની પ્રાપ્તિમાં આવે છે; પણ એ અનિત્ય છે. પામર પુરુષો જ્યાં પોતાના સ્વાર્થ ખાતર બીજાના સ્વાર્થને કચડવામાં તત્પર રહે છે, ત્યાં વિષયી પુરુષો, જ્યાં સુધી પોતાના સ્વાર્થનો વિરોધ થતો હોતો નથી તેટલી હદે, પરાયા સ્વાર્થસાધન માટે પણ ઉદ્યમ સેવે છે, એટલે કે પોતાના સ્વાર્થ ખાતર બીજાના સ્વાર્થને તેઓ કચડતા નથી, તો પણ બીજાના સ્વાર્થને મુકાબલે પોતાના સ્વાર્થને પહેલો ગણે છે.

**सामान्यास्तु परार्थमुद्यम भृतःस्वार्थोऽविरोधेन ये ।**

મતલબ કે એ સામાન્ય પુરુષ છે જે પોતાના સ્વાર્થના અવિરોધની સાથે સાથે પરાર્થ માટે પણ ઉદ્યમ સેવે છે. આચાર અને વ્યવહારની દૃષ્ટિએ, બીજાને મુકાબલે, એમાં પવિત્રતા નજરે પડે છે.

## વિષયી પુરુષો સાથે પરસ્પર વિચારોનું પરિવર્તન અને આ લોકના પદાર્થોમાં સુખનો અસંભવ

પ્યારા વિષયપ્રેમી! વૈતાલની માગણીને પૂરી કરવાને માટે વિષયભોગની સડક પર પૂરપાટ ઘોડા દોડાવનારા ભોળા ભદ્ર! જરા શ્વાસ ખા. આગળ દોડતા પહેલાં, જરા લેખકથી તો વિચારની આપ લે કરતો જા. જે સડકે તું આંખો મીંચીને પૂરપાટ દોડી રહ્યો છે, તે તને નિર્દિષ્ટ સ્થાન પર પહોંચાડે એમ છે કે નહિ, તે તો જરા વિચાર. તેં તારી દૃષ્ટિએ સુખની જે અવધિ વિચારી છે, તે નીચે લખેલાં વચનમાં જ સમાઈ જાય છે કે બીજું કાંઇ?

પહલા સુખ નિરોગી કાયા, દૂજા સુખ ઘરમેં હો માયા,
તીજા સુખ પુત્ર અધિકારી, ચૌથા સુખ સુલક્ષણી નારી.

"ગોધન, ગજધન, બાજિધન, ઔર રત્નધન ખાનિ"–

વગેરે બીજાં અનેક પ્રકારનાં સુખ માયાના સુખમાં આવી જાય છે.

ઠીક ! હવે બતાવ તો ખરો કે એ ચારે સુખો પૈકી પ્રત્યેક-ને તું સુખરૂપ માને છે, અગર તેમાંથી ગમે તે બેને કે ત્રણને કે ચારેને સુખરૂપ માને છે ?

જો ગમે તે એકને સુખરૂપ માને છે, તો એ વાત બધાના અનુભવથી વિરુદ્ધ છે. કેમકે એ બધામાંથી એક એક સુખ ઘણાનેયે વરેલું છે, છતાં તેમને દુઃખી જોવામાં આવે છે. જો શરીરનું સુખ હોય અને પુત્ર, સ્ત્રી અને માયાનું સુખ ન હોય, તો ભોગસાધન વિનાનું નિરોગી શરીર પણ રોગરૂપ છે; જેમકે જઠરાગ્નિ તીવ્ર હોય, પણ અન્નના વખા હોય તો તે દ્વારા ઊલટું શરીરનું જ ભક્ષણ થાય છે. ઘરમાં માયાનું સુખ છે, પણ શરીર, પુત્ર અને સ્ત્રીનું સુખ નથી તો એ માયાયે ખાવા ધાય છે; સુખ આપતી નથી. જો પુત્રનું સુખ છે, પણ શરીર, માયા અને સ્ત્રીનું સુખ નથી, તો પણ બીજા પદાર્થોની ઇચ્છાથી કાળજું શેકાતું રહે છે. વળી સ્ત્રીનું સુખ છે, પણ શરીર, ધન અને પુત્રનું સુખ નથી, તો એ સુખ પણ દુઃખમાં જ પરિણમે છે. આ રીતે, ચારેમાંથી એક એક પદાર્થ સુખરૂપ બની શકતો નથી.

ઠીક ! ચારેમાંથી એક એક લેતાં કોઈ પદાર્થ સુખ રૂપ લાગ્યો નહિ, તો હવે જોઈએ કે બબ્બેનું જોડકું કંઈ સુખ અપાવે છે ? ના, તેથી યે સુખ નથી મળતું. એટલે કે શરીર અને માયાનું સુખ હોય, તો સ્ત્રી અને પુત્રસુખના અભાવે, તે બન્ને ખારાં લાગે છે; બલ્કે દુઃખદાયી પણ નીવડે છે. કેમકે, ભોગ-સાધ્ય સામગ્રી વિના કેવળ સાધન નિષ્ફળ નીવડે છે. શરીર-સુખ માટે ભોગ્યસાધન રૂપ સ્ત્રીનું સુખ હોતું નથી તો પુષ્ટ શરીરને જોઈને દાઝવું પડે છે. તેમજ માયાના સુખના ભોગને માટે સ્ત્રીપુત્ર હોતાં નથી, તો એ માયા પણ પૃથ્વીમાં દાટેલા મુડદા જેવી છે. વળી, જો સ્ત્રી અને પુત્રનું સુખ છે, પરંતુ શરીર અને માયાનું સુખ નથી, તો ભોગનાં સાધન શરીર અને માયાના અભાવે, એ ભોગરૂપ સ્ત્રી અને પુત્ર પણ રોગ રૂપ ઠરે છે. જો

શરીર અને સ્ત્રીનું સુખ છે, પરંતુ માયા અને પુત્રનું સુખ નથી હોતું, તો પતિ અને પત્ની બંનેને રડીરડીને દહાડા પૂરા કરવા પડે છે અને અવશ્ય આવનાર વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો ડર લાગતો જ રહે છે. માયા અને પુત્રનું સુખ છે, પણ શરીર અને સ્ત્રીનું સુખ નથી, તો પણ સુખ ક્યાં? રોગી શરીર અને કુટિલ સ્ત્રીથી પેદા થતું દુઃખ, માયાસુખ તેમજ પુત્રસુખને આવરી લે છે. મતલબ કે, ચારેમાંથી બબ્બેનાં જોડકાં દ્વારા પણ સુખ હાંસલ થતું નથી.

ભલે! જોઇએ કે એ ચારેમાંથી કોઈ પણ ત્રણ સુખ એક-સામટાં મળી જાય તો સુખ અને શાંતિ કંઇક આવે છે? પરંતુ હાય! તેથીયે એ તો નથી મળતાં. શરીરસુખ, માયાસુખ, પુત્રસુખ, સ્ત્રીસુખ એ ચારેમાંથી કોઇએકનો અભાવ હોય છે તો તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા બાકીનાં સર્વ પ્રાપ્ત સુખોને બગાડે છે અને તેમને પણ દુઃખરૂપ બનાવી મૂકે છે. હવે કદાચ એ ચારેના સમુદાયમાં માનીએ તો પ્રથમ એ ચારે પદાર્થોની યથેચ્છ પ્રાપ્તિ ઈશ્વરસૃષ્ટિમાં કોઈ એકાદ ભાગ્યવાનના જ નસીબમાં લખાયેલી હોય છે. હર! હર!! ભૂલ થઈ ગઈ, ભાગ્યવાન નહિ; બલ્કે અભાગ્યવાન! કારણ કે, અમારા મત પ્રમાણે તો વિષય-સુખ એ ભાગ્યવાનપણાનું લક્ષણ ગણાવી શકાય નહિ. જે મનુષ્ય પોતાનું ભવ્યભુવન (આત્મસ્વરૂપ) છોડીને, તેના કૂડ-કચરા (ભોગ્યવિષય) પર અધિકાર જમાવે એને ભાગ્યવાન કેમ કહેવાય? જેનો અધિકાર કૂડકચરા પર છે, તેને કોઈ બીજી સંજ્ઞા દ્વારા ઓળખવામાં આવે છે. અમે તો આ લોકથી માંડી સ્વર્ગલોક સુધીનાં બધાં જ વિષયસુખને નરક સમાન જાણીએ છીએ. બીજી વાત એ છે કે, એ ચારે સુખોનું કોઈ નિશ્ચિત પરિમાણ પણ નથી બાંધી શકાતું. એક સાધારણ જમીનદારને જે સુખ હોય છે, તે એક કૃષિકારની દૃષ્ટિએ પૂરતું લાગે છે, પરંતુ એ જમીનદારની પોતાની દૃષ્ટિએ, એક જાગીર-દારના સુખને મુકાબલે, તેને પોતાનું સુખ તુચ્છ સમજાય છે

ખરી હકીકત આમ હોવાથી, જાગીરદારની બરાબરીનું સુખ પામવાની ઇચ્છા તેના અંતઃકરણને ફોલી ખાય છે, અને તેને જે સુખ સ્વાભાવિકપણે પ્રાપ્ત છે તેને પણ કડવું ઝેર બનાવી મૂકે છે. એ રીતે, રાજાના સુખની ઇચ્છા, જાગીરદારને પોતાને પ્રાપ્ત સુખોમાં દુઃખોનો જ અનુભવ કરાવે છે. આમ પરંપરા વિચારતાં, મહારાજનાં સુખની ઇચ્છા, રાજાનાં સુખોને મહારાજાધિરાજનાં સુખની ઇચ્છા, મહારાજનાં સુખોને, ઇન્દ્રનાં સુખની ઇચ્છા, મહારાજાધિરાજનાં સુખોને દુઃખરૂપમાં પલટાવવાને પૂરતી છે. ત્રીજું, જો ઇન્દ્રનાં સુખોને જ કદાચ સુખોની અવધિરૂપ માની લઇએ, તો પણ વિષયજન્ય સુખથી કદી શાંતિ વળે ખરી! આપણને જે વિષયો પ્રાપ્ત છે તે પર આપણને પ્રેમ ઊપજે છે, તેનું કારણ એ છે કે આપણે તે આપણને પ્રાપ્ત પ્રિય પદાર્થોમાં સત્યત્વ અને સ્થિરત્વવાળી બુદ્ધિ જોઇએ છીએ; એટલે કે જે પદાર્થો આપણને પ્રાપ્ત થયા હતા તે આજે પણ તેના તે જ પદાર્થો છે–એ જ પુત્ર છે, એ જ સ્ત્રી છે, એ જ આપણે છીએ, વગેરે એવી બુદ્ધિ સેવીએ છીએ. પણ આ પ્રકારની સત્ય અને સ્થિર બુદ્ધિ જોડવી શકય નથી. શાથી કે,

"દેખત હી બિલ જાયગી, જ્યું તારા પરભાત."

પ્રભાતમાં જેમ તારાઓ એક પછી એક અદૃશ્ય થાય છે, તેમ એ બધા પદાર્થો જોતજોતામાં વિલાઈ જાય છે. આવા પ્રકારના અસ્થિર પદાર્થોમાં સ્થિર બુદ્ધિ કરીને, આપણે એ પદાર્થોમાં આપાપણું કેમ લાવી શકીએ? હાય! આપણે પહેલેથી જ ઠગાઈ ગયા છીએ! અહીં તો મામલો કંઈ જુદો જ જણાય છે!! આપણે સમજીએ છીએ કે આપણી પ્રિય વસ્તુ પ્રિય પદાર્થ એનો એ જ છે, પણ એનો એ પદાર્થ એવો ને એવો રહેતો નથી. જે ક્ષણે તે આપણને પ્રાપ્ત થાય છે તેની બીજી જ ક્ષણે તે બદલાઇ જાય છે, ફરેબ થઇ જાય છે, અર્થાત્ નષ્ટ થાય છે!!! ગંગાના પ્રવાહમાં આપણે સ્નાન કરીએ છીએ અને બહાર નીકળી જોઇએ છીએ કે પ્રવાહ તેનો તે જ

છે. પણ અરે! એ આપણો નર્યો ભ્રમ છે. એનો એ પ્રવાહ ક્યાંથી હોય? જે પ્રવાહમાં આપણે સ્નાન કર્યું તે તો ગાઉના ગાઉ દૂર પહોંચી ગયો! બીજો દાખલો લઇએ. સાયંકાળે આપણે દીવો જલાવીને સૂઈ જઇએ અને પ્રભાતે ઊઠીને કહીએ કે, "દીપશિખા એની એ જ છે." પણ એ આપણી ભૂલ છે, કારણ કે, સાયંકાળે બળતાં જોયલાં નથી એનાં એ તેલ કે નથી એની એ વાટ; તો પછી એની એ શિખા ક્યાંથી હોય? જે ક્ષણે આપણે દીવો સળગાવ્યો હતો, તે ક્ષણ પછીની પ્રત્યેક ક્ષણેક્ષણે એ દીપશિખાનો પ્રવાહ બદલાતો જ રહ્યો છે. ઠીક! એ જ અવસ્થા આપણને પ્રિય પદાર્થોની છે. જે ક્ષણે આપણને પ્રિય પદાર્થની પ્રાપ્તિ થાય છે, તે ક્ષણથી માંડીને, પ્રત્યેક ક્ષણે ક્ષણે, એ પ્રિય પદાર્થનો પ્રવાહ મૃત્યુના મુખ તરફ વહેવા લાગે છે. જેવી રીતે ગંગાનો પ્રવાહ તીવ્ર વેગે સમુદ્ર તરફ દોડતો રહે છે તેવી રીતે. આમ છતાં, આપણે એ પદાર્થ એનો એ જ છે એમ સમજીને, તેના પ્રત્યે પ્રેમ લાવીએ છીએ! આ તો ભારે આશ્ચર્યની વાત!! કેવી ભૂલ!!! પદાર્થો પર આપણે ભલે પ્રેમ કરીએ, તેમને ખૂબ ભોગવીએ, પરંતુ તેના બદલામાં તેમને સત્ય અને સ્થિર માની બેસવામાં આપણું જે અજ્ઞાન, જે ભૂલ, જે ભ્રમ છે, તેનાં ફળ આપણે ભોગવ્યા વિના તે આપણો પલ્લો કેમ છોડશે? હસવાને બદલે રડાવ્યા વિના, શાન્તિને બદલે સંતાપ્યા વિના, કેમ છોડશે? બલ્કે, સાચું પૂછો તો હસવાને બદલે રડાવ્યાની અને શાન્તિને બદલે સંતાપ્યાની માત્રા અનેક ગણી વધારે હશે! "હું અનાથ માર્યો ગયો!" "હાય! મારું બધું જ નાશ પામ્યું!!" અરે, મારું કાળજું ફાટી ગયું!!! વગેરે વગેરે આપણે ઉચ્ચારીશું. પણ મિથ્યા નામરૂપસ્વપ્નના પદાર્થોથી આપણે આપણી જાતને ઠગાવા કેમ દીધી? એમાં આપણે સત્યબુદ્ધિ કેમ આરોપી? એક માત્ર સત્ય, જેનો પરમાત્માથી જ સંબંધ છે, તેને આપણે મિથ્યા માયાના પદાર્થોમાં કેમ જોડ્યું?—વગેરે પ્રશ્નો આપણને સૂઝશે

નહિ. આખરે એ પરમાત્મા પણ, પોતાના સિવાય, બીજા કોઇ પદાર્થમાં આપણે સત્ય કે સ્થિરબુદ્ધિ કરીએ તે જોવા રાજી નથી. જે ક્ષણે મિથ્યા પદાર્થોમાં ઈશ્વર સંબંધી સત્યનું આપણે આરોપણુ કરવા લાગીએ છીએ, તે જ ક્ષણે આપણા કાળજામાં એ એક પ્રકારની કાતર ચલાવે છે, અને આખરે તેને વિદીર્ણ કરીને જ છોડે છે. આ બાબતમાં તે પોતે ભારે ઇર્ષાળુ છે–આ રીતે, આપણે બંને બાજુથી દુ:ખી થઇએ છીએ, એટલે કે, આપણને આપણો પ્રિય પદાર્થ છોડવો પડે છે ત્યારે દુ:ખી અને પ્રિય પદાર્થ આપણને છોડે છે ત્યારે પણ દુ:ખી થઇએ છીએ. કોઈપણ રીતે દુ:ખથી છટકવાની બારી રહેતી નથી. એ તો સર્વ કોઇ જાણે છે કે, સુખની એક ઘડી એક ક્ષણ સમાન વીતી જાય છે, જ્યારે દુ:ખની ઘડી કેટલાયે પ્રહર લંબાય છે. માયાની વિચિત્ર ગતિ છે કે, તેના પ્રભાવથી અસત્યમાં સત્ય બુદ્ધિ અને દુ:ખમાં સુખબુદ્ધિ આપણે સેવીએ છીએ. અન્યથા વિચાર કરતાં, કોઇ પણ રીતે આ વિષયો સુખરૂપ છે, એમ ઘટાવી શકાય એમ નથી. પ્રથમ તો એમની પ્રાપ્તિમાં ભારે કલેશ વેઠવો પડે છે. એમની પ્રાપ્તિ શરીર તેમજ મનને અશાંતિના કારણરૂપ છે. જે સાધનોદ્વારા એમને ઉપાર્જન કરવામાં આવે છે, તેમના સંબંધમાં આ લોકમાં જે વેઠવું પડે છે તેની વાત જ શી કરવી? એમને ઉપાર્જન કરવામાં થતાં કર્મો પરલોકમાં પણ યમયાતના ભોગવાવ્યા વિના પીછો છોડતાં નથી.

**धनानि भूमौ, पशवश्च गोष्ठे, भार्या गृहद्वारि जनाः स्मशाने।**
**देहश्चितायां परलोकमार्गे कर्मानुगो गच्छति जीव एकः॥**

અર્થ:–ધન ભૂમિમાં દાટેલું પડ્યું રહે છે, પશુ પશુશાળા-કોઢ્યમાં બાંધેલાં રહી જાય છે, સ્ત્રી ઘરદ્વાર સુધી વળાવી સાથ છોડી દે છે, સંબંધીઓ શ્મશાન ભૂમિ સુધી આવી પાછા ફરે છે, શરીર ચિતા સુધી સાથ આપે છે, જ્યારે જીવને તો પોતે કરેલાં કર્મો સાથે બંધાઈને, એકલા જ, પરલોકયાત્રા કરવી પડે છે! બીજાના સ્વાર્થને કચડી નાંખીને પોતાનો સ્વાર્થ સાધ-

વામાં ચિત્તની કઠોરતા વધે છે. પાછળ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે પ્રકૃતિનો એ અટળ નિયમ છે કે જેટલા પ્રમાણમાં કઠોરતા હોય છે, તેટલા પ્રમાણમાં લોઢાની પેઠે ધીકધીકતા અગ્નિમાં તપીને ઘણના ઘા ખાવા પડે છે. આમ વિષયોની પ્રાપ્તિ દુઃખરૂપ બને છે. બીજું, એ વિષયો જ્યારે નાશ પામે છે, ત્યારે જે દુઃખ થાય છે, તેની હદ રહેતી નથી. બીજું, એ વિષયોની પ્રાપ્તિ પછી વચગાળાના વખતમાં તેમની જ્યારે રક્ષા કરવાની હોય છે, ત્યારે તેમના નાશનો ભય પણ ઓછો હોતો નથી. એ ભય ભારે ત્રાસ આપે છે. પોતાની છાતી પર હાથ મૂકીને પ્રત્યેક મનુષ્ય પોતાના જાતઅનુભવ પરથી કહી શકશે કે, જે જે વસ્તુ તેને અધિક પ્રિય લાગી હશે, તે તે સંબંધમાં તેને અધિક ભય પેદા થયા વિના રહ્યો હશે નહિ. જ્યારે પણ તેની દૃષ્ટિ પોતાને પ્રિય પદાર્થ પર પડી હશે, અગર તેનું ચિન્તન પોતાને થયું હશે, ત્યારે તેને તે વિષે આશંકા કે ભયની લાગણી અનુભવવી પડી હશે. તેને લાગ્યું હશે: "હાય! આ મારી વહાલી વસ્તુ મારાથી વિખૂટી પડી જશે તો મારું શું થશે? મારી શી ગતિ?" આવા વિચારથી તેનું કાળજું શેકાતું જ રહે છે. પ્રકૃતિનો અટલ નિયમ છે કે, '**अन्योऽसावन्योऽहमस्मि**' અર્થાત્ "એ જુદો છે; હું જુદો છું–" એવી ભેદદૃષ્ટિથી કોઇ પણ પદાર્થને જ્યાં પકડ્યો, ત્યાં ભયરૂપી પિશાચ તરત જ ગરદન પર ચઢી બેસે છે, પછી એ પદાર્થ પર ગમે તેટલી આપણી રાગબુદ્ધિ કેમ ના હોય! આમ, રાગબુદ્ધિ જો ભયનું કારણ બને છે, તો દ્વેષબુદ્ધિથી ભય હોય, એમાં પૂછવું જ શું? જ્યારે આપણે આપણા પડછાયાને ભેદદૃષ્ટિથી જોઇએ છીએ, ત્યારે એ પડછાયો આપણો પોતાનો હોવા છતાં, જરૂર ભય ઉપજાવે છે, તો પછી બીજા પદાર્થોથી ભય ઊપજે તેમાં શો સંદેહ? સારાંશ, કોઇપણ રૂપમાં ભેદદૃષ્ટિ એ પ્રકૃતિને મન ગમતી વાત નથી. '**द्वितीयाद्वैभयं भवति**'– એટલે કે, દ્વૈતભાવમાં ભય સોએ સો ટકા નક્કી છે. આમ, દ્વિધાભાવથી કોઇ

પણ પ્રકારની આસક્તિ જ્યાં હોય છે, ત્યાં ભય અવશ્ય છે.

भोगेरोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयम् ।
माने दैन्यभयं बले रिपुभयं रूपे जरायाः भयम् ॥
शास्त्रे वादभयं गुणेखलभयं काये कृतान्ताद्भयम् ।
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥

(ભર્તૃ૦ શતક)

અર્થ એ છે કે, જ્યાં પકડ છે, અધિકાર છે, કબજો છે, ત્યાં રગડ છે, ઝઘડો છે અને ભય ને ભય જ છે. ભોગોની પકડમાં રોગનો ભય; કુલની પકડમાં ભ્રષ્ટ થવાનો ભય કે રખે કુલની મર્યાદાનો ભંગ તો નથી થતો; ધનની પકડમાં રાજ્યનો ભય; માનની પકડમાં મારું માન કેમ કરીને જળવાશે મારે દીન તો નહિ બનવું પડે, એવી દીનતાનો ભય; બળની પકડમાં શત્રુનો ભય; રૂપ અને સૌન્દર્યમાં વૃદ્ધાવસ્થાનો ભય; શાસ્ત્રની પકડમાં બીજાથી વાદવિવાદમાં હારી જવાનો ભય; ગુણની પકડમાં દુષ્ટો તરફથી અપકીર્તિનો ભય; શરીરની પકડમાં મોતનો ભય, સારાંશ જ્યાં જ્યાં પકડ, ત્યાં ત્યાં ભયની ભારે જકડ છે. કેવળ ત્યાગ અર્થાત્ વૈરાગ્ય જ અભયરૂપ છે. એમાં કોઈ તરફથી કશો ભય નથી.

જો આપણને આપણે જ પ્રિય માનેલા પદાર્થોથી ભય રહે છે, તો પછી એમનો સંબંધ આપણને સુખ કેવી રીતે આપશે? ભય અને સુખનો મેળ કદાપિ ખાતો નથી. રાત્રિ અને દિવસ કદી એકઠાં થઈ શકે નહિ. આવી રીતે વિષયોનાં ઉપાર્જન, રક્ષા અને નાશ, અર્થાત્ આદિ, મધ્ય અને અંત ત્રણે અવસ્થાઓ સુખશૂન્ય છે અને દુ:ખથી ભરેલી છે.

ધર્મ અર્થ અરુ મોક્ષકો, નારી બિગારત ઐન,
સબ અનર્થકો મૂળ લખિ, તજે તાહિ હવૈ ચૈન. ૧
પુત્ર સદા દુ:ખ હેત યૂં, બિન પ્રાપ્તિ દુ:ખ એક,
ગર્ભ સમય દુ:ખ, જન્મ દુ:ખ, મરે તો દુ:ખ અનેક. ૨

તજિ તિય પૂત જો ધન ચહૈ, તાકે મુખમેં ધૂર,
ધનજોરન, રક્ષા કરન, ખરચ, નાસ, દુઃખ મૂર. ૩
(વિચારસાગર, તરંગ–૫)

## સ્વર્ગસંબંધી ભોગ્ય વિષયોમાં સુખનો અસંભવ

આ તો આપણા આ લોકસંબંધી વિષયોની અવસ્થાનું નિરૂપણ થયું. હવે સ્વર્ગાદિ વિષય, જેને આપણે મોક્ષરૂપ માનીએ છીએ, તેની અવસ્થા તપાસીએ. સ્વર્ગાદિ ભોગ્ય પદાર્થ પણ મર્યાદિત હોવાથી પોતાના સ્વભાવથી જ અનિત્ય અને નાશરૂપ છે, એટલે ક્ષય અને અતિ દોષોથી ભરેલા છે. એ જો અનિત્ય અને ક્ષયરૂપ સિદ્ધ થાય છે, તો પછી, ઉપર જેમ નિરૂપણ કરી ગયા તે રીતે, તો પહેલાં તેમની પ્રાપ્તિ કરવાના સમયમાં તે દુઃખરૂપ બને છે, અને પછી નાશકાળમાં તો દારુણ દુઃખ આપે છે. કર્મભોગરૂપી પૂંજી ખતમ થતાં સ્વર્ગાદિમાં એક ક્ષણ પણ વધારે ઠરી શકાય એમ નથી.

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति**
**एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥**
(ગી૦ અ૦ ૯, શ્લો૦ ૨૧)

અર્થઃ–તે એ વિશાળ સ્વર્ગલોકને ભોગવીને પુણ્ય ક્ષીણ થતાં મૃત્યુલોકને પામે છે. એ રીતે સ્વર્ગના સાધનરૂપ ત્રણે વેદોમાં કહેલાં કર્મને શરણ પડેલો અને ભોગોની કામનાવાળો મનુષ્ય વારંવાર આવાગમન પામતો રહે છે.

વળી આખરે એ સ્વર્ગ સંબંધી ભોગના કાળને પણ અવધિ છે, પછી ચાહે કાળ કેટલોયે લાંબો કેમ ન હોય! એ ભોગોના નાશના ભયથી વર્તમાન પણ ખાલી નથી. સાથે સાથે એ ભોગો દોષથી ભરેલા નથી એમ નથી. સ્વર્ગવાસી જીવોને ભોગ એકસરખા ભોગવવાના નથી હોતા. તેમાં ઓછાવધતા-પણું હોય છે. જેમના ભોગ આપણાથી ન્યૂન હોય છે તેમને જોઇને ઘમંડરૂપી ભૈરવ જાગે છે. જેમના ભોગ આપણા ભોગની સમાન કક્ષાના હોય છે, તેમને જોઇને ઈર્ષ્યારૂપી ભૈરવી પોતાનું

રૂપ પ્રકટે છે. જેમના ભોગ આપણાથી અધિક છે તેમને દેખીને હૈયું બળે છે. આમ, અહીં પણ ઘમંડ, ઈર્ષ્યા, તાપ–બધું જ સેવામાં હાજર છે, તો પછી એ સ્વર્ગને નરક કેમ ન કહેવાય ? હર ! હર ! એવા સ્વર્ગસુખને ધિક્કાર છે.

એ વાત ખુલ્લી છે કે જીવ જ્યારે ભોગકામના માટે આતુર બને છે તે વખતે, ઇન્દ્રને ઇન્દ્રાણીથી અને સૂકરને સૂકરીથી તેમજ ઇન્દ્રને અમૃતપાનનો અને સૂકરને વિષ્ટાનો, એકસરખો આનંદ–સુખ મળે છે. એમાં કાંઈ ફેર હોતો નથી. બલ્કે, સૂકરને પોતાની યોનિરચિત સૂકરી અને વિષ્ટા દ્વારા જ સુખપ્રાપ્તિ થાય છે. અમૃત અને ઇન્દ્રાણી તેને સુખી કરતાં નથી. કામનાનો વેગ જ્યારે શમી જાય છે ત્યારે નથી ઇન્દ્રાણીથી સુખ થતું કે નથી અમૃતથી. વાસ્તવમાં, જો વિચાર કરીએ તો, વિષયમાં કદાપિ સુખ છે જ નહિ. સુખ કેવળ હૃદયને ઇચ્છાથી ખાલી કરવામાં ઇચ્છારહિત કરવામાં છે, જે પાછળ કહી ગયા છીએ. (જુઓ, "ભોગ્ય પદાર્થોમાં સુખનો અસંભવ" અને તે પછીની બે વ્યાખ્યાઓ.) જેમ મળમૂત્રત્યાગની શંકા થતાં એ શંકાના વેગને લીધે આપણે ચંચળ બનીએ છીએ અને એ વેગની નિવૃત્તિ થતાં સ્વાસ્થ્ય અને શાંતિ અનુભવીએ છીએ, તેમ વિષયસુખના ભોગકાળની અવસ્થામાં પણ બને છે. વિષયજન્ય સુખોની અવસ્થા આવી છે, પછી ચાહે તે આ લોક સંબંધી કે પરલોક–સ્વર્ગ સંબંધી હો ! વાસ્તવમાં, વિષયો આપણને સુખી કરતા નથી. એ દ્વારા જે કંઈ સુખ આપણને મળે છે, તે કેવળ આપણામાં જાગેલા વેગની નિવૃત્તિ દ્વારા, આપણે જે અંતઃકરણની સ્થિરતા પ્રાપ્ત કરીએ છીએ તેથી મળે છે. વિષયોમાં સુખબુદ્ધિ થવી એ નરી ભ્રાન્તિ છે. જો સુખ વિષયોમાં જ હોય, તો આપણામાં જ્યારે વેગનો અભાવ હોય છે તે કાળમાં પણ આપણને તેમનાથી સુખ થવું જોઈએ; પરંતુ એમ થતું નથી. જે કાળમાં ભૂખ મટી જાય છે અને પેટ ભરાઈ જાય છે, તે કાળે આપણને કોઈ થોડુંક પણ મધુર ભોજન ધરીને ખાવા

વિનંતી કરે તો આપણે બંને હાથ ઊંચા કરી બૂમ પાડી ઊઠીએ છીએ કે, "નહિ, નહિ, હવે તો એક કોળિયો પણ કેમ કરી ગળે ઊતરે? ચાહે અમૃત પણ હોય તોયે શું?"

હવે એક શંકા થાય એ સ્વાભાવિક છે. તે એ કે, વાસ્તવમાં, જો સ્વર્ગસુખ તુચ્છ છે, તો વેદમાં એની આટલી બધી પ્રશંસા કેમ કરી હશે? એનો ખુલાસો એ છે કે, સ્વર્ગાદિ સુખોનો મહિમા ગાતાં વેદનાં વચન અર્થવાદરૂપે છે. ખરું જોતાં, વેદનું તાત્પર્ય સ્વર્ગાદિકનાં સુખોનો મહિમા ગાવામાં નથી. પરંતુ "ગુરુજિહ્વા" ન્યાયે એવાં સુખોમાંથી આપણને છોડવવા એ વેદનું સાચું તાત્પર્ય છે. એક બાળક-જ્યારે પ્રથમ પ્રથમ મદરેસામાં જાય છે, ત્યારે ઉસ્તાદ તેને પ્રથમ અક્ષર "અલિફ"થી શીખવવાની શરૂઆત કરે છે. પણ બાળકને અભ્યાસ હોતો નથી, એટલે તે "અલિફ"ને સ્થાને તેનો ઉચ્ચાર "અફલ" કરે છે. બે ચાર વાર બોલાવવા છતાં જ્યારે ઉસ્તાદને માલૂમ પડે છે કે તેની જીભ ખૂલતી નથી, ત્યારે ઉસ્તાદ પણ તેની સાથે સાથે "અફલ" બોલવા લાગે છે, અને એમ કરી "અફલ" બોલતાં બોલતાં બાળક પાસે "અલિફ" બોલાવી દે છે. આ રીતે, વેદરૂપી ગુરુ પણ જ્યારે જુએ છે કે, વિષયી પુરુષ, જે વિષયોમાં રચ્યોપચ્યો રહેલો છે, તેને વિષયોના ભોગથી છોડવવો કઠણ છે, ત્યારે એને તે સ્વર્ગના વિષયોનો મહિમા પુષ્પિત-રસ ભરી વાણીમાં કહેવા લાગે છે. પરંતુ એમાં વેદનો આશય સ્વર્ગના વિષયોમાં તેને રોકી રાખવાનો નથી. એથી ઊલટું, એ લોકના વિષયોથી તેને ઉપરામ કરવાનો છે. એટલે કે, સ્વર્ગનાં સુખોને "અફલ" (ફલરહિત, નિઃસાર) કહીને, "અલિફ" (એક અદ્વૈત)માં એ વિષયી પુરુષને લઈ જવો, એ વેદનું મુખ્ય તાત્પર્ય છે. આ વિષયમાં ગીતાના ૨ જા અધ્યાયના શ્લોક ૪૨ થી ૪૪ સાચી સાક્ષી પૂરે છે:-

**यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।**
**वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥**

कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥

અર્થ:—હે અર્જુન! જે અજ્ઞાની ફળશ્રુતિમાં પ્રીતિ રાખવાવાળા છે, "આના કરતાં વધીને કાંઈ આગળ છે જ નહિ." એવું બોલનારા કામનાપરાયણ છે, એવા સ્વર્ગના ભોગોના અભિલાષી પુરુષોનાં ચિત્તને, જન્મરૂપ કર્મફળ આપવાવાળી અને ભોગૈશ્વર્યની પ્રાપ્તિને માટે બહુ બહુ ક્રિયાઓ કરાવવાવાળી શોભાયુક્ત વાણી આકર્ષે છે. ભોગૈશ્વર્યની આસક્તિવાળા એવા પુરુષોનાં અંતઃકરણમાં નિશ્ચયાત્મક બુદ્ધિ હોતી નથી. અર્થાત્ સ્વર્ગસુખોના મહિમાનું વર્ણન કરનારી પુષ્પિત વાણી વેદના અર્થવાદ વચન રૂપે છે; યથાર્થ વચન રૂપ નથી. તે અજ્ઞાનીઓ માટેનું વચન છે; જ્ઞાનીઓ માટેનું નહિ. એનું ફળ જન્મ અને ભોગ છે; મોક્ષ નહિ.

પતિવ્રતા સ્ત્રીની પેઠે, પરમાત્મદેવ પણ પોતાના પ્રત્યેનો પ્રેમ, પોતાના સિવાય કોઇ અન્ય પદાર્થ પર હોય તે, શોકચના સાલની જેમ સહન કરી શકતા નથી.

"સહ ન સકતે મૈં સૌકન વૈરણ ઝાંઝર દા ઝંકારની."

અર્થાત્ મને એકલીને જ એની પ્રિયા થવાની ઇચ્છા છે. બીજી કોઇ સ્ત્રી (શોકય)ને જોવી મને પાલવતું નથી. કોઈ શોકયના ઝાંઝરનો ઝંકાર પણ સાંભળવો પડે તે મારાથી સહન થતું નથી. એક પરમાત્મા સિવાય કોઈ અન્ય પદાર્થ પર ચિત્ત જ્યાં ચોટયું કે અગ્નિને સ્પર્શ કર્યો હોય તેમ તરત જ ઝરેળો ઊઠી આવે છે. સારાંશ ત્યાગરૂપી શિવશંભુએ પોતાના હાથમાં ત્રિતાપરૂપી ત્રિશૂળ રાખ્યું છે, જેથી તે પોતાનાથી વિમુખ રાગી જીવોનાં હૃદયને વીંધવાનું કદી ચૂકતા નથી. ત્રણે લોક, ચૌદે ભુવન સંપૂર્ણ બ્રહ્માંડમાં પ્રાણીમાત્ર પર એ મહેશનો અધિકાર

છે. તે પોતે પોતાને અનુસરીને ચાલનાર જીવો ખાતર કોઈપણ ભોગ આપવાને સદા હાજર છે; એટલે સુધી કે, સાક્ષાત્ પોતાની શિવા–શક્તિ પણ જીવોને સોંપી દે છે, જે તેમને આધીન રહી તેમની સેવા ઉઠાવે છે.

પાછા હઠો ! તમારા ઘોડાની લગામ ખેંચી પકડો ! તમે આરંભમાં જ ભૂલ કરી બેઠા છો. જે રસ્તે તમે કદમ બઢાવી રહ્યા છો તે તમને નિર્દિષ્ટ સ્થાન (સાચું સુખ) પર પહોંચાડે તેમ નથી. એ માર્ગે ચાલીને તમે વૈતાલની ભૂખને સંતોષી શકશો નહિ. આમ કહેવામાં અમારો એ આશય નથી કે, તમે આજે જ સર્વત્યાગી બની જાઓ, પણ આશય એ છે કે, આજસુધી તમે જે વિષયસુખને તમારા જીવનનું ધ્યેય માન્યું છે અને જેની પૂર્તિ અર્થે તમે "**आसुतेरामृत**" એટલે કે, જાગવાથી માંડીને સૂવા સુધી અને જન્મથી મરણ સુધી ખતરનાક મંડ્યા રહો છો, એ તમારી ભારે ભૂલ છે. એમ કરીને ભોગરૂપી કાચને બદલે મનુષ્યજન્મરૂપ ચિન્તામણિને હારી બેસો છો, અને મોક્ષદ્વારમાં પ્રવેશ પામી ચૂકેલા છતાં ત્યાંથી પાછા પડી જાઓ છો. આવી રીતે તમારા મનોરથ કદી પણ સફળ થશે નહિ. દુઃખથી છૂટવાનો અને સુખ પામવાનો એ માર્ગ જ નથી. આવું વિચારીને, ઓછામાં ઓછું તમારે એટલું તો કરવું જ જોઇએ, કે જેથી તમારા જીવનનું લક્ષ્ય ઠીક ઠીક નિશ્ચિત થાય, અને જ્યારે તમારું લક્ષ્ય નિશ્ચિતરૂપે કાયમ થશે ત્યારે તમારી. ગતિમાં યોગ્ય પ્રમાણમાં પરિવર્તન પણ અવશ્ય થશે.

## સુખસ્વરૂપ વૈતાલનાં ચરણોમાં ત્યાગની ત્રીજી ભેટ

યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞની રચના કરી. એ યજ્ઞમાં ભગવાન શ્રીકૃષ્ણે અતિથિઓના પગ પખાળવાની અને તેમની જૂઠ ઉપાડવાની સેવાનો ભાર પોતે ઉપાડ્યો હતો. ધન્ય છે ! પ્રભુની એ આતિથ્યભક્તિને ધન્ય છે ! આમ જો સાચે બનેલું જ છે, તો

પછી આત્મસમર્પણ કરીને જે પ્રેમી ભક્ત તેમનાં દ્વાર પર ચઢશે તેની ખાતર તે કાંઇપણ નહિ કરે? અતિથિસેવા માટે ઉપરોક્ત પ્રમાણપત્ર ભગવાનને મળી ચૂકેલું જ છે. વળી અહીં બીજુંયે છે: "**ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषुचाप्यहम्**"–મને જે ભક્તિપૂર્વક ભજે છે, તે મારામાં છે અને હું તેનામાં છું. આ રીતે પણ તેઓ પોતાનું પ્રતિજ્ઞાપત્ર પ્રકાશિત કરી ચૂકેલા છે. જયારે અગ્નિની જવાળા નીચે અને જળપ્રવાહ ઉપર વહી રહ્યો હતો, એવા અસમાની સુલતાનીના કાળમાં એ વાકય મિથ્યા બની શકયું નથી. તો કલિયુગ વગેરે એને કેવી રીતે મિથ્યા સિદ્ધ કરી શકે એમ છે? કલિયુગના ભક્ત બિચારા પડ્યા પડ્યા, "આજકાલ જમાનો જ એવો છે." એમ બોલી, ભલે કલિયુગનાં ગીત ગાયા કરે અને એ રીતે અંધકારમાં પડ્યા રહીને ઘોર નિદ્રામાં નસકોરાં બોલાવ્યા કરે! પણ ભાઇ! જેના માથા પર મોતની નોબત ગડગડી રહી છે, તેને નિદ્રા લેવી પાલવે ખરી? જેણે પ્રયાણ આરંભ્યું છે તે પોતાની સફર પૂરી કર્યા વિના છોડશે નહિ અને કલિયુગને સતયુગમાં પલટાવી દેશે. યુધિષ્ઠિરના પેલા રાજસૂય યજ્ઞમાં સભાની રચના એવા પ્રકારે કરવામાં આવી હતી, જયાં ચર્મ-દૃષ્ટિથી જળ દેખાતું, ત્યાં સાચી રીતે ભીંત જ હતી, અને જયાં એ દૃષ્ટિએ ભીંત ભાસતી ત્યાં વાસ્તવમાં જળ હતું. દુર્યોધન એ યજ્ઞશાળા જોવા આવ્યો. તે ચર્મચક્ષુનો અભ્યાસી હતો, એટલે જયાં ભીંત હતી ત્યાં પાણી દેખતો અને તેમાં પડતાં તેનાં કપડાં ભીંજાતાં. આગળ જયાં પાણી ધારીને કપડાં ઊંચાં લઈ ચાલવા લાગતો, ત્યાં ભીંત સામે માથું પટકાતું. દ્રૌપદી અને પાંડવો ઉપર બેઠેલાં હતાં. તે આ બધું જોઈ હસ્યાં અને બોલ્યાં: "આંધળાના દીકરા આંધળા." દુર્યોધન આથી બહુ લજ્જા પામ્યો અને સીધો ઘેર પાછો ફર્યો–આની આ જ અવસ્થા સંસારરૂપી યજ્ઞશાળાની છે. એની માયા માયાપતિએ પોતાના વિનોદ અર્થે રચેલી છે. બહિર્મુખ જીવરૂપી દુર્યોધન એને સાચી માને છે. તે

સુખમાં દુઃખ અને દુઃખમાં સુખની વિપરીત ભાવના સેવે છે, અને પરિણામે શરીર ભાગે છે ને માથું ફોડે છે. આખરે, લજ્જા પામીને પોતાના ઘર તરફ તે પાછા ફરવાનું વિચારે છે. પ્રકૃતિનો નિયમ જ કંઈ આવો છે. જે શ્વેત માખણના પિંડા સમાન ચિકાશભર્યું દેખાય છે તે, વાસ્તવમાં ચૂનાનો ગોળો જ ઠરે છે, જે ખાવાથી આંતરડાં ફાડી નાંખે છે. વિષય-પ્રેમીઓ પોતાની પ્યાસ બુઝાવવાને ખાતર મૃગતૃષ્ણાનાં જળ પાછળ દોડી દોડીને કમર ઢીલી કરી નાંખે છે, પરંતુ પ્યાસ છીપવાને બદલે અધિક ભભૂકે છે. ઉપલા પરસ્પર વિચારના વિનિયમને લીધે જે પરિવર્તન થાય છે તે સોનાને સુગંધ અર્પે છે અને વિષયપ્રેમીઓનો એ વચનોમાં વિશ્વાસ બેસી તેમાં તેમને આસાયેશ મળે છે. હવે સુખેચ્છુ વૈતાલને તક સાંપડે છે- અને તે ઘોડાની લગામ ઉલટાવી દે છે. આ રીતે, ત્યાગની ત્રીજી ભેટ તેનાં ચરણમાં મુકાય છે. અર્થાત્ વિષયપ્રેમી જે આજ સુધી પોતાના સ્વાર્થનો વિરોધ થવા ના પામે, એટલે કે, પોતાના સ્વાર્થને મોખરે રાખીને, બીજાના સ્વાર્થસાધનમાં ઉદ્યમી રહેતો હતો, તે હવે પરાયા સ્વાર્થને પણ પોતાના જ સ્વાર્થ તરીકે સમજે છે. સાથે, તેનાં જે આ લોક અને પરલોકનાં કર્મ, કામનાપૂર્ણ દૃષ્ટિએ, આજ સુધી થતાં હતાં, તે પારલૌકિક નિત્યનૈમિત્તિક કર્મમાં પલટાઇ જઈ, તેમને નિષ્કામભાવે આચરતાં તે શીખે છે. વાસ્તવમાં, આ જ શુભ સકામ કર્મની અવધિ છે અને આ જ પરમાર્થરૂપી વૃક્ષનું બીજ છે. વિચારસાગરના રચનાર સ્વામીશ્રી નિશ્ચળદાસજીએ ૐકારની બ્રહ્મરૂપે ઉપાસનાનું વર્ણન કરતાં, સાચે જ, બહુ સુન્દર રીતે કહ્યું છેઃ—

જો યહ નિર્ગુણ ધ્યાન ન હ્વૈ તો,
સગુણ ઇશ કરી મનકો ધામ;
સગુણ ઉપાસન હૂ નહીં હ્વૈ તો,
કારે નિષ્કામ કર્મ ભજિ રામ.

જો નિષ્કામ કર્મ હૂ નહીં હોવે,
તો કરિયે શુભ કર્મ સકામ;
જો સકામ કર્મ હૂ નહીં હોવે,
તો શઠ વાર વાર મરિ જાય.

અર્થાત્ શુભ સકામ કર્મના પ્રવાહમાં પડેલો એ જીવ, ક્રમે ક્રમે ઊંચે ચઢતો રહી, બ્રહ્મરૂપી સમુદ્રમાં મળી જવાની લાયકાત કેળવે છે. કમમાં કમ આટલુંયે જો મનુષ્ય કરી શકતો નથી, તો તેનું જીવન અફળ છે.

## ત્યાગની ત્રીજી ભેટનો ભાવાર્થ અને તેનું ફળ

"બીજાના સ્વાર્થને એ દૃષ્ટિએ જોવો, જે દૃષ્ટિએ આપણે આપણો સ્વાર્થ જોઈએ છીએ"–આનો અર્થ એ કે આપણા સંસર્ગમાં આવનારાઓના સ્વાર્થ પર, આપણે આપણા સ્વાર્થ પર જેટલું ધ્યાન આપીએ તેટલું જ આપીએ. બીજા અર્થમાં, આપણે જો વેપારી હોઇએ તો આપણા ગ્રાહકોના સ્વાર્થનો, વૈદ્ય હોઇએ તો રોગીઓના સ્વાર્થનો, વકીલ હોઇએ તો અસીલોના સ્વાર્થનો, દલાલ હોઇએ તો દુકાનદારોના સ્વાર્થનો, જાગીરદાર હોઇએ તો ખેડૂતોના સ્વાર્થનો, હાકેમ હોઇએ તો હકૂમતના સ્વાર્થનો, રાજા હોઇએ તો પ્રજાના સ્વાર્થનો વિચાર કરી તે પર એટલું જ ધ્યાન આપીએ, જેટલું આપણે આપણા સ્વાર્થને વિચારીને આપીએ છીએ. આપણા અને તેમના પરસ્પર સ્વાર્થની એકતા કશા પણ ભેદભાવ વિના સધાવી જોઈએ. એક દૃષ્ટાંત લઇએ: "હાથ" જો વિચાર કરે કે "પરિશ્રમ કરી કમાઈ તો હું કરું છું, પણ મારી કમાઈમાં ભાગીદાર આખું શરીર બને છે એ વળી કેમ બને? હવેથી મારી કમાઇથી હું મારું જ પોષણ કરીશ." આ વિચારને અમલમાં આણવાનો ફક્ત એક જ રસ્તો હાથે વિચારવો પડશે. તેણે પોતાના પોષણ વાસ્તેનું ભોજન પેટમાં અર્પણ ન કરતાં, છરીથી પોતાની જાતને કાપીને ચીરામાં પૂરવું પડશે. આ સિવાય અન્ય રીતે તેનો

મનોરથ સિદ્ધ થાય તેમ નથી. પણ આ યુક્તિ અજમાવ્યેથી હાથને પોષણ મળી શકશે ? કદાપિ નહિ. એમ કરવામાં હાથ કદાચ મોટો દેખાશે, પણ તેનામાં ચીરો પડયાથી સોજો ચઢવાના કારણે. એ મોટાઈ નથી, પણ સોજો છે; એ પુષ્ટિ નથી, બલ્કે રોગ છે. હાથે જો પોષણ પામી મોટા થવું છે–વધવું છે, તો તેને માટે એક જ રસ્તો છે, અને તે એકે એણે પોતાને માટે નિર્માણ કરેલું ભોજન પેટને અર્પવું, અને પેટ, એને પચાવીને, તેમાંથી નીપજેલા પાચન–રસને બધાં જ અંગોને સમાનભાવે પહોંચાડી દે, જેથી બધાં અંગોની પુષ્ટિ સાથે હાથ પણ પુષ્ટ બને. આ સિવાય, હાથ માટે બીજો કોઈ ઉપાય પોતાના મનોરથની સિદ્ધિ કરવા માટે નથી. આ જ પ્રમાણે, આપણે આપણા સંસર્ગમાં આવનારાઓના સ્વાર્થને વિચારી આપણા સ્વાર્થને પોષી શકીએ છીએ. આમ દૃષ્ટિ દોડાવીને જયાં આપણે આપણા સંસર્ગમાં આવનારાઓના સ્વાર્થની સિદ્ધિ અર્થે તત્પરતા દાખવીશું, એટલે આપણો પોતાનો સ્વાર્થ આપોઆપ, કોઈ પણ જાતની બાધા કે દખલ વિના, સિદ્ધ થતો જશે. પ્રકૃતિનો આવો સુંદર નિયમ છે. પામર પુરુષ જયાં બીજાના સ્વાર્થને હણવામાં પોતાનાં તનમનની આહુતિ દઈ, આલોક અને પરલોકનાં સુખને વેચવા છતાં પણ, પોતાના સ્વાર્થની સિદ્ધિ પામી શકતો નથી, ત્યાં વિષયી પુરુષ, અનાયાસે જ, પોતાના સ્વાર્થને સિદ્ધ થતો જુએ છે. સાથેસાથે, આ સંસારમાં સંતોષ અને આલોક અને પરલોક માટે નિશ્ચિંત શાન્તિ અનુભવે છે. કેટલું બધું આશ્ચર્યરૂપ આ આકાશ અને પાતાળ જેટલું અંતર !

જેમ કુલટા અગર સ્વેચ્છાચારી સ્ત્રી પોતાના પતિની ઈચ્છા વિરુદ્ધ મનમાની ચેષ્ટાઓમાં પ્રવૃત્ત થઈ, પતિને હાથે પોતાના પર દારુણ દુઃખ વહોરી લે છે, પણ એ પતિ દ્વારા પમાતા દુઃખને સહન નહિ કરી શકવાના પરિણામે, પતિને અનુકૂળ વર્તવા લાગતાં, પતિ તેના પરમ પ્રેમના હેતુરૂપ બની જાય છે,

એ રીતે, જીવનો પ્રાકૃતિક નીતિ સાથે પણ પતિ-પત્ની જેવો ઘનિષ્ટ સંબંધ છે. નીતિ વિરુદ્ધ સ્વેચ્છાચારી પામર જીવને પ્રકૃતિ ભૈરવરૂપ ધરીને પોતાના ત્રિતાપરૂપી ત્રિશૂળથી સંતાપે છે. તેના તરફથી પડતી આ ચોટો જીવને નીચેથી ઉપર ઉઠાવવામાં કારગત આવે છે. આ ચોટોનો માર સહી ન શકવાના કારણે, ધીમેધીમે જ્યારે જીવ ઉપર્યુક્ત નીતિને અનુસરવા લાગે છે, ત્યારે તે શુભ સકામભાવવાળી ઉપર વર્ણવેલી અવસ્થાએ પહોંચી જાય છે અને નીતિને અનુકૂળ વર્તે છે. પરિણામે, નીતિ એ જીવને ભૈરવરૂપે દેખાતી નથી. તે હવે તેને સુંદર ચિત્તચોર બાંકે બિહારી મનહર "કનૈયા"ની ઝાંખીરૂપે દર્શન દે છે, એટલે કે પરમ પ્રેમના હેતુરૂપ લાગે છે. નીચલી અવસ્થામાં હૃદયની દારુણ વેદના, જીવને, ક્રમેક્રમે ઊંચે ચઢાવવામાં કારણરૂપ હતી, અને તે જ ત્યાગની ભેટ વૈતાલનાં ચરણોમાં ધરવાને તેને ફરજ પાડતી હતી; પરંતુ હવે એ અવસ્થા આવી પહોંચે છે, જેમાં જીવના હૃદયમાં થોડીથોડી આનંદની લહરીઓ ઊઠવા લાગે છે, અને એની ખુમારીથી તે શ્રેયપથ પર આગળ ધપવાને ઉતાવળો બને છે. આમ, આનંદની ચટક, એ જીવને, એ અવસ્થામાં પણ બહુ વખત રહેવા દેતી નથી અને તેને શુભ સકામભાવમાંથી છોડવીને નિષ્કામભાવમાં, એટલે કે વિષયી કોટિમાંથી મુક્ત કરીને, જિજ્ઞાસુકોટિમાં તેને સ્થાપે છે. આ રીતે, વૈતાલ ત્યાગની ચોથી ભેટ પોતાના ચરણમાં છોડાવે છે. પ્રથમ અવસ્થામાં ત્યાગની જે ભેટ પરાણે કરવી પડતી હતી, તે હવે વૈતાલ પર ઉત્સાહ અને પ્રેમપૂર્વક વારી જવાને જીવ ઉતાવળો બને છે.

# નિષ્કામ જિજ્ઞાસુ

## ચોથી ભેટ અને નિષ્કામ જિજ્ઞાસુનું સ્વરૂપ

ત્યાગની ચોથી ભેટનો આશય એ છે કે, જે દૃષ્ટિ શુભ સકામભાવની અવસ્થામાં, પોતાના અને પોતાના સંસર્ગમાં આવનારાઓના સ્વાર્થને સમાનભાવે જોતી હતી, તે આ અવસ્થા પર પહોંચીને, જિજ્ઞાસુના પોતાના સંસાર સંબંધી કોઈ પણ વ્યક્તિગત સ્વાર્થને શેષરૂપ રહેવા દેતી નથી. તેની દૃષ્ટિ હવે વ્યાપક બને છે. ઘરબાર, કુટુંબપરિવાર અને શરીર સુધ્ધાંને, તે હવે વ્યક્તિગત નાતાથી ધારણ કરતો નથી, પણ પોતાના સંસર્ગમાં આવતા સમસ્ત પદાર્થોને તે કેવળ ઈશ્વરના નાતાથી ગ્રહણ કરે છે. પૂર્વઅવસ્થામાં, કુટુંબપરિવાર વગેરે સમસ્ત પદાર્થ, "આ મારા શરીરના સંબંધી છે, અને મારા છે," એ ભાવથી ગ્રહણ થતા હતા, તે જ પદાર્થ હવે "એ સર્વ મારા પ્રભુના છે અને હું પણ તેનો છું; કેમકે, **એ મારા પ્રભુના છે એટલે તે મારા છે**" એવા ભાવથી ગ્રહણ થાય છે. હવે, કોઈ ગોવાળ પોતાના માલિકની ગાયો પ્રત્યે જે પ્રકારનું મમત્વ રાખે છે, તેવા પ્રકારનું મમત્વ તે સમસ્ત પદાર્થ પરત્વે રાખે છે. ગોવાળ જ્યારે ગાયો ચરાવવાને જંગલમાં જાય છે, ત્યારે પોતાના અધિકારમાં સોંપાયલી ગાયોની સેવાને નિમિત્તે બીજા ગોવાળો સાથે તે ઝઘડો પણ કરે છે: "તેં મારી ગાયને લાકડી કેમ મારી? તારી ગાયે મારી ગાયને શિંગડું કેમ માર્યું?" વગેરે શબ્દોના વ્યવહાર દ્વારા ગાયોમાં પોતાનું મમત્વ દાખવવા છતાં પણ, તે ચિત્તથી ગાયોમાં મમત્વ રાખતો નથી, પણ તેમના પ્રત્યે કેવળ કાલ્પનિક મમત્વ જોડીને, વાસ્તવમાં પોતાના માલિકના મમત્વને પોતાના ચિત્તમાં સ્થિર રાખે છે, અને એમ કરીને ગોપાલનવ્યવહાર દ્વારા પણ, ખરી રીતે, માલિકની સેવા બજાવે છે. બસ, બરાબર આવો જ ભાવ,

"મમત્વ" શબ્દથી પોતાના અધિકારમાં આવેલા પદાર્થો પ્રત્યે એ ભાવુકના ચિત્તમાં દૃઢપણે સ્થિર થાય છે. જોકે તેના દ્વારા, ધનોપાર્જન, કુટુંબસેવા, જાતિસેવા, દેશસેવા વગેરે અનેક પ્રવૃત્તિઓ થતી લાગે છે, પરંતુ વાસ્તવમાં એ સર્વ પ્રવૃત્તિઓ દ્વારા તે ઈશ્વરની જ સેવા કરતો હોય છે. સકામી પુરુષોની બુદ્ધિ, જે ભિન્નભિન્ન ચેષ્ટાઓમાં ભિન્નભિન્ન લક્ષ્યને ધારણ કરતી હતી–તે કદી ધનમાં તો કદી પુત્રમાં, કદી સ્ત્રીમાં તો કદી માનમાં, કદી બાગબગીચા, ઘોડાગાડીમાં તો કદી રાજ્યસન્માનમાં સુખ ઢૂંઢતી હતી–અને એ રીતે બહુ શાખાવાળી બનીને "હોલામાંથી ચૂલામાં" પડવાનો ઉદ્યમ કરતી હતી, તે હવે નિષ્કામી જિજ્ઞાસુની અવસ્થાએ પહોંચીને, પોતાનું લક્ષ્ય પોતાની સર્વ પ્રવૃત્તિઓ દ્વારા એકમાત્ર ઈશ્વરસેવા, ઈશ્વરપ્રાપ્તિને બનાવી મૂકે છે, અને એને વ્યવસાયાત્મિકા બુદ્ધિ કહે છે.

**व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन !**
**बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥**

(ગી૦ અ૦ ૨, શ્લો૦ ૪૧)

અર્થ:—હે અર્જુન ! આ કલ્યાણમાર્ગમાં નિશ્ચયાત્મક બુદ્ધિ એક જ છે, જ્યારે અનિશ્ચિત સકામી પુરુષોની બુદ્ધિ બહુ ભેદવાળી અને અનંત હોય છે.

## ભાવનું મહત્ત્વ

જ્યાં ક્રિયાચેષ્ટા છે, ત્યાં રજોગુણ હોવો સ્વાભાવિક છે. રજોગુણ વગર કોઈ પણ પ્રકારનું હલનચલન થવું અસંભવિત છે. આ અવસ્થામાં ક્રિયા અને ચેષ્ટા કોઈ પણ પ્રકારે ઘટતી નથી, બલ્કે તેમાં વૃદ્ધિ જ થતી રહેતી જોવાય છે. આમ છતાં, ભાવની વિલક્ષણતાના પરિણામે, એ સર્વ ચેષ્ટાઓ યજ્ઞરૂપ બની જાય છે અને રજોગુણને મુકાબલે, સત્ત્વગુણપ્રધાન બને છે. તે બંધનના હેતુરૂપ રહેતી નથી, અને મોક્ષના હેતુમાં પરિણમે છે. ભાવનું મહત્ત્વ આવું આશ્ચર્યકારક છે! કર્મ પોતાના સ્વરૂપે સદોષ છે, પછી ભલે તે શુભ હો કે અશુભ. તે પુણ્યપાપરૂપ

સંસ્કારદ્વારા, પોતાનાં સુખદુઃખરૂપ ફળ ભોગવાવવાને માટે, તેના કર્તાને પરાણે શરીરરૂપી કારાગારમાં કેદ પકડે છે; જેમકે:–

**त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ॥**

(ગી૦ અ૦ ૧૮, શ્લો૦ ૩)

અર્થાત્ બધાં જ કર્મ દોષવાળાં છે, એટલે તેમને તજવાં યોગ્ય છે, એવું કેટલાક વિદ્વાન કહે છે. છતાં કર્મ પોતાના સ્વરૂપથી જડ છે. જડ વસ્તુને જીવ સાથે સંબંધ જોડવાની તાકાત નથી. સાથે સાથે પ્રકૃતિનો એ નિયમ છે કે, બહારનો કોઈ પદાર્થ–ધન, પુત્ર, સ્ત્રી વગેરે–પોતાના સ્વરૂપથી–જીવને બંધનમાં જકડી શકતો નથી; જકડી શકે છે કેવળ જીવની તેમાં આસક્તિ અને તેમાં તેનો મમતારૂપ ભાવ. વાસ્તવમાં ધન વગેરે પદાર્થો બંધનરૂપ નથી, બલ્કે એ પદાર્થોની સાથે જોડેલો આપણો મમત્વભાવ આપણને તેમની જોડે જકડી રાખે છે. જે વસ્તુ (એટલે કે જીવ) બંધન યોગ્ય છે, તેનો બંધનની સાથે સંયોગ–સંબંધ આવશ્યક છે. એટલા ખાતર જ્યાં બંધન યોગ્ય વસ્તુ છે, ત્યાં બંધનનું હોવું જરૂરી છે. બંધન-યોગ્ય જીવ અંતરમાં છે. પદાર્થ અને કર્મ બહાર છે. જીવ ચેતન છે, પદાર્થ અને કર્મ જડ છે. આ કારણસર, જડ અને બાહ્ય પદાર્થ, ચેતન અને અંતરસ્થિત જીવને, કોઈ પ્રકારે બંધન કરવાની તાકાત ધરાવતા નથી. પરંતુ અંતરસ્થિત કર્તાબુદ્ધિનો જે ભાવ છે અને જે દ્વારા કર્તાનો કર્મ અને પદાથ સાથે સંબંધ છે, તે ભાવદ્વારા જ જીવનો બાહ્ય પદાર્થો સાથે સંબંધ જોડાય છે. એટલે, આસક્તિરૂપ તેમજ અનાસક્તિરૂપ કેવળ ભાવ જ જીવને બંધન કે મોક્ષનો હેતુ બને છે. બીજા અર્થમાં, જે પુરુષોની એ બાહ્ય–બહારના–પદાર્થોમાં આસક્તિ છે, તેઓ પોતાના ભાવ દ્વારા, એ પદાર્થોમાં બંધાઈ જાય છે. પરંતુ જે પુરુષોની એ પદાર્થોમાં આસક્તિ હોતી નથી, તેઓ પોતાના અનાસક્ત ભાવદ્વારા, તેમનાથી બંધાઈ જતા નથી અને મોક્ષના અધિકારી બને છે. આ રીતે, એટલું તો સ્પષ્ટ

થાય છે કે, આપણો ભાવ જ આપણા બંધનનો અને મોક્ષનો હેતુ છે–બહારના પદાર્થો અને જડ કર્મ બંધન કે મોક્ષના હેતુ નથી. આ વિષે કહેવામાં આવ્યું છે કે:—

"आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ।"

(ગી૦ અ૦ ૬, શ્લો૦ ૫)

એટલે કે, આપણે પોતે જ આપણા મિત્ર છીએ અને આપણે પોતે જ આપણા શત્રુ પણ છીએ. બહારનો કોઈ પદાર્થ આપણો શત્રુ કે મિત્ર થઈ શકતો નથી. આપણા પોતાના ભાવનું પરિવર્તન સાધીને આપણે શત્રુને મિત્ર અને મિત્રને શત્રુ બનાવી શકીએ છીએ. એટલું જ નહિ પણ આ અણુસજર્યું અનાદિ બ્રહ્માંડ કેવળ આપણા કર્તૃત્વભાવને લીધે જ આપણે આપણી સન્મુખ ઊભું કરી દીધું છે, જેણે "હું બીજો છું અને એ કોઇ બીજો છે"–આવી ભેદભાવના આપણામાં જગાડીને, આપણો દમ ખેંચી કાઢ્યો છે. જયારે એ શિવ–શંભુ પોતાનું જ્ઞાનરૂપી ત્રીજું નેત્ર ખોલીને, "બધે બધું જ હું છું"–એ અભેદ ભાવના જગાવી આપણામાં રહેલી સર્વ કામનાઓ ભસ્મ કરી દે છે, ત્યારે આ દુ:ખરૂપ સંસાર નિત્યાનંદ રૂપમાં ફેરવાઈ જાય છે. ભાવરાજયનું આવું કંઇ વિલક્ષણ મહત્ત્વ છે.

## બંધ અને મોક્ષના હેતુરૂપ ભાવનું સ્વરૂપ

આથી સિદ્ધ થાય છે કે, કર્તા તરીકેની બુદ્ધિનો ભાવ એ જ કર્તાના બંધ અને મોક્ષના હેતુરૂપ બને છે–જડ કર્મ કોઈ કાળે બંધ અને મોક્ષના હેતુરૂપ થતાં નથી. હવે જોવું એ જોઇએ કે, ભાવ કર્તાના બંધ અને મોક્ષના હેતુરૂપ કેવી રીતે બને છે? કર્તામાં કર્તાપણાનો અહંકાર અને કર્મના ફળની ઇચ્છા એ જ તેના બંધનનો હેતુ થાય છે; પછી ચાહે એ શુભ હો અથવા અશુભ–એની જોડે કોઇ જાતની તેને નિસ્બત નથી. "હું કર્મનો કર્તા છું અને આ કર્મને લીધે મને અમુક ફળની પ્રાપ્તિ થાય"–આવો ભાવ જ જીવને બંધનના હેતુરૂપ છે. એવા

ભાવને લીધે કરેલાં યજ્ઞ, દાન, તપ વગરે પણ જીવને બંધનના હેતુરૂપ છે. એ બધાં પુણ્યસંસ્કારદ્વારા સુખભોગને માટે, જીવને શરીરના બંધનમાં લાવ્યા વિના છોડતાં નથી. ભલે, એ સુખભોગને માટે હોય પણ અમર્યાદને મર્યાદિત શરીરનું બંધન, મૂળે જ ક્ષય વગેરે દોષોથી ભરેલું હોવાના કારણે, દુઃખરૂપ બને, એ સ્વતઃસિદ્ધ વાત છે, જે આપણે પહેલાં પણ જોઈ ચૂકયા છીએ. "હું કર્મનો કર્તા નથી, પરંતુ પ્રકૃતિના ગુણો દ્વારા આ બધી ચેષ્ટાઓ થઈ રહી છે,"–આ ભાવ જીવને મોક્ષ-ના હેતુરૂપ છે.

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।**
**अहंकार विमूढात्मा कर्ताऽहमिति मन्यते ॥**
**तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।**
**गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥**

(ગી૦ અ૦ ૩, શ્લો૦ ૨૭, ૨૮)

અર્થઃ—હે અર્જુન ! વાસ્તવમાં, સંપૂર્ણ કર્મ પ્રકૃતિના ગુણોને લીધે–ગુણોદ્વારા થતાં કે બનતાં રહે છે, તો પણ અહંકારથી મોહ પામેલા અંતઃકરણવાળો પુરુષ "હું કર્તા છું," એવું માની લે છે, એ જ બંધન છે. પરંતુ હે મહાબાહો ! ગુણવિભાગ અને કર્મવિભાગના તત્ત્વને જાણનાર જ્ઞાની પુરુષ સંપૂર્ણ ગુણો પોતાના ગુણોમાં વર્તે છે, એવું જાણીને, આસક્ત થતો નથી.

આ રીતે તત્ત્વદષ્ટિ દ્વારા, પ્રકૃતિના ગુણ અને કર્મના વિભાગથી, આપણા આત્માને આપણે સારી રીતે ભિન્ન–અળગો કરી લેવો, એ જ કર્તાપણાના અહંકારથી છુટકારો પામવો છે અને એ જ મોક્ષનો હેતુ છે. જો કે ચારે* સાધનથી સંપન્ન બનીને, જીવ બ્રહ્મના અભેદ સાક્ષાત્કાર દ્વારા જ, આ પરમ ઉચ્ચ ભાવને સિદ્ધ કરી શકાય છે, છતાં આ નિષ્કામભાવી

* વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્સંપત્તિ અને મુમુક્ષુતા.

જિજ્ઞાસુની અવસ્થામાં, આ કર્તાપણાનો અહંકાર અને કર્મના ફળની ઇચ્છા, જે પામર અને વિષયીની અવસ્થાથી માંડી આજ સુધી પથ્થર જેવાં ઠોસ અને દૃઢ બની ગયેલાં હોય છે, તેમને ભાવનું પરિવર્તન કરીને શિથિલ અને ઢીલાં કરવામાં આવે છે. પીપળાના ઝાડને મૂળસહિત ઉખેડવા માગીએ તો જમીનમાં ઊંડે ફેલાયલી તેની જડોને ચારે તરફથી માટી ખણીને પહેલાં સાફ કરવી પડે છે અને પછી તેની બહારની જડ પર કુહાડો ચલાવી એને નિર્મૂળ કરી શકાય છે, એ રીતે અહંકારરૂપી વૃક્ષ, જે હૃદયરૂપી ક્ષેત્રમાં ઊગેલું છે, તેની ઊંડે પાતાળ સુધી પ્રસરેલી જડોને પ્રથમ નિષ્કામ કર્મરૂપી કોદાળીથી સાફ કર્યા બાદ, એ વૃક્ષને જ્ઞાનરૂપી કુઠારથી કાપી શકાય છે. એ સિવાય, બીજી રીતે તેને નિર્મૂળ કરી શકાતું નથી.

## નિષ્કામ કર્મનો ઉપયોગ અને સ્વરૂપ

ઉપર જણાવેલા આશયથી, જિજ્ઞાસુનાં સઘળાં કર્મ કેવળ ઈશ્વરભાવે બને છે, અને પોતાના અધિકારનાં કર્મો દ્વારા તે ઈશ્વરની જ પૂજા કરતો હોય છે. ગીતા અધ્યાય ૧૮, શ્લોક ૪૫, ૪૬માં કહ્યું છે કેઃ—

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः।**
**स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु॥**
**यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम्।**
**स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः॥**

અર્થઃ—પોતપોતાનાં સ્વાભાવિક કર્મમાં લાગી રહીને, મનુષ્ય ભગવત્પ્રાપ્તિરૂપી પરમ સિદ્ધિને પામે છે. પરંતુ પોતાનાં સ્વાભાવિક કર્મમાં લાગી રહીને મનુષ્ય જે રીતે પરમ સિદ્ધિને પામે છે, તેની વિધિને તું સાંભળ. જે પરમાત્માથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થઈ છે અને જેનાથી આ બધું જગત વ્યાપ્ત છે, તે પરમાત્માનું પોતાનાં સ્વાભાવિક કર્મદ્વારા પૂજન કરીને, મનુષ્ય પરમ સિદ્ધિને પામે છે.

રાજાના અનેક કર્મચારી તેની પ્રજાની, પોતપોતાના અધિકાર મુજબ, સેવા કરીને પણ રાજાની જ સેવા ઉઠાવતા હોય છે. તહસીલદાર પ્રજાની ભૂમિની સેવા કરે છે, પોલીસ અધિકારી પ્રજાના જાનમાલનું રક્ષણ કરે છે; મેડિકલ ઓફિસર પ્રજાના સ્વાસ્થ્યને સંભાળે છે, વગેરે. આમ પોતપોતાના અધિકાર–હકૂમત હેઠળની પ્રજાની ભૂમિરક્ષા, જાનમાલરક્ષા અને સ્વાસ્થ્યરક્ષા કરતા રહીને, એ બધા પોતે પોતાના રાજાની સેવા કરી રહ્યા છે, એમ માને છે. એમને એમનો પગાર પ્રજા પાસેથી ઉઘરાવેલા કર દ્વારા અપાય છે; છતાં તેઓ જાણે છે કે, એ પગાર તો તેમને રાજા જ આપે છે. આ પ્રકારે તેઓ પ્રજાની સેવા કરીને અને પ્રજાનો પગાર ખાઈને પણ, પોતાનો સીધો સંબંધ તો રાજાથી જોડે છે. આ રીતે નિષ્કામ જિજ્ઞાસુ પણ કુટુંબસેવા, જાતિસેવા, દેશસેવા તેમ જ બીજી રીતે ખાનપાન અને ઓઢણપહેરણનો વ્યવસાય કરવા છતાં, ઉપરોક્ત નિષ્કામભાવનાના જોરે, ઈશ્વરસેવા કરી રહેલો છે અને અન્તઃકરણની નિર્મળતા દ્વારા, પોતાના વ્યક્તિગત મમત્વથી છૂટો પડેલો હોઈ તે ઈશ્વરીય કુટુંબ, જાતિ અને દેશની જ સેવા કરતો હોય છે. તે પોતાના વ્યવસાય દ્વારા, શેઠનો જાણે ગુમાસ્તો હોય, તેમ ઈશ્વરીય પ્રજાને અન્નવસ્ત્ર વગેરે પહોંચાડે છે. આ પ્રકારે, પોતાની બધી ચેષ્ટાઓ દ્વારા ઈશ્વરની સેવા તે કરતો રહેવા છતાં, જો કાંઈ અનિચ્છિત પ્રાપ્ત થાય છે, તો તેને પણ ભગવતદ્વારા આવેલું માની ગ્રહણ કરે છે, અને કેવળ અન્નવસ્ત્ર મળે એ જ પોતાને માટે પૂરતો પગાર છે એવું સમજી, બાકીનું દ્રવ્ય તે ઈશ્વરના કુટુંબના પોષણ અર્થે ખર્ચે છે. આ પ્રમાણે, કોઈ વસ્તુ પર તેની મમતા રહેતી નથી. આવા ગીતોક્ત સ્વકર્મદ્વારા ઈશ્વરની જ પૂજા થાય છે.

**एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।**
**अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥**

(ગી૦ અ૦ ૩, શ્લોક ૧૬)

અર્થ:—હે પાર્થ! જે આ લોકમાં એવી રીતે ચલાવેલા સૃષ્ટિચક્રને અનુસરીને વર્તતો નથી, એટલે કે, પોતાનાં સ્વાભાવિક કર્મોદ્વારા ઈશ્વરસેવા કરતો નથી, તે કેવળ ઇન્દ્રિયોના સુખને ભોગવનારો પાપજીવી પુરુષ ફોકટ જીવે છે.

આ પ્રમાણે નિષ્કામભાવે ઈશ્વરના ફરમાનને માથે ચઢાવીને સંસારચક્ર ચલાવવાને, જે ક્રિયાઓ કરવામાં આવે છે, તે જ વાસ્તવમાં યજ્ઞાર્થ કર્મ છે. એ જ ક્રિયાઓ પોતાના ફળના બંધનમાંથી જીવને મુક્ત કરે છે.

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।**
**तदर्थं कर्म कौन्तेय मुक्तसंग समाचर ॥**

( ગી૦ અ૦ ૩, શ્લોક ૮ )

અર્થ:—ઈશ્વરનિમિત્ત કર્મ સિવાય, બીજાં કર્મમાં વળગી રહેલો એ પુરુષ કર્મથી બંધાય છે, માટે હે અર્જુન! આસક્તિથી રહિત ઈશ્વરનિમિત્ત કર્મનું ભલી રીતે તું આચરણ કર.

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।**
**असक्तो ह्याचरन्कर्म परमाप्नति पूरुषः ॥**

( ગી૦ અ૦ ૩, શ્લોક ૧૯ )

અર્થ:—તે માટે, તું અનાસક્ત થઈને કર્તવ્યકર્મનું રૂડી રીતે આચરણ કર. આસક્તિરહિત બનીને કર્મનું આચરણ કરવાથી પુરુષ પરમાત્માને પ્રાપ્ત કરે છે. આ પ્રકારે, એ ભાવિક પુરુષોનાં યજ્ઞ, દાન, તપાદિ સર્વ કર્મ સત્ત્વગુણપ્રધાન હોય છે, જેનાં લક્ષણ ગીતા, અધ્યાય ૧૭ માં નીચે પ્રમાણે કહ્યાં છે:—

**अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।**
**यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥**

( શ્લો૦ ૧૧ )

અર્થ:-ફલેચ્છા રહિત પુરુષોદ્વારા શાસ્ત્રવિધિને અનુસરી, "યજ્ઞ કરવો એ મારું કર્તવ્ય છે," એવા મનના નિશ્ચયપૂર્વક જે યજ્ઞ કરવામાં આવે છે તે સાત્ત્વિક યજ્ઞ છે.

**श्रद्धया परया तप्तं तपस्तत् त्रिविधं नरैः ।**
**अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥**

(શ્લો૦ ૧૭)

અર્થ:–શરીર, મન અને વાણી–એ ત્રણ પ્રકારનાં તપ, જે પરમ શ્રદ્ધાથી અને ફળની ઇચ્છાથી રહિત પુરુષોદ્વારા આચરવામાં આવે છે. તે સત્ત્વિક તપ કહેવાય છે.

**दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।**
**देशेकाले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥**

(શ્લો૦ ૨૦)

અર્થ:–"દાન દેવું એ કર્તવ્ય છે" એ દૃષ્ટિથી, દેશ, કાળ અને પાત્રને વિચારીને, બદલાની ઇચ્છા વિના જે દાન અનુપકારીને કરવામાં આવે છે; તેને સાત્ત્વિક દાન કહે છે.

### કર્મનું મહત્ત્વ

જીવનો કર્મની સાથે અતૂટ સંબંધ છે. જે કાંઇ પણ, જ્યારે કદીપણ, જે કોઇને પણ, જે પ્રકારે પણ, પ્રાપ્ત થાય છે, તેના મૂળમાં કર્મ જ છે. સંસારમાં ધન, પુત્ર, સ્ત્રી, માન અપમાન, સુખ, દુઃખ, રોગ, નિરોગ–એમ કોઇ પણ પદાર્થની પ્રાપ્તિ તેમ વિયોગ પણ કર્મને આધીન છે. અંગપ્રત્યંગની રચના પણ કર્માનુકૂળ રચાઇ છે. એટલું જ નહિ પણ, જે કંઈ આપણે આંખથી દેખીએ છીએ, કાનથી સાંભળીએ છીએ તે તેમજ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધમય સંપૂર્ણ સંસાર જીવનાં પોતાનાં કર્મથી રચાયો છે. આ લોક, પરલોક, અને સંપૂર્ણ ઈશ્વરસૃષ્ટિના મૂળમાં પણ એક માત્ર કર્મ જ છે. બ્રહ્મા કર્મથી બંધાઇને સંસારની રચના કરે છે, વિષ્ણુ કર્મથી બંધાઇને પાલન કરે છે અને શિવ પ્રલય કરે છે, તે પણ કર્મને આધીન બનીને. જીવની પ્રકૃતિ અને પ્રકૃતિના ત્રણે ગુણોમાં જે હેરફેર હોય છે તે પણ કર્મને લીધે જ. કર્મ કરીને જીવ બંધાય છે અને કર્મદ્વારા તેને મુક્તિ મળે છે. કર્મ પ્રધાન છે. કર્મથી ભિન્ન બીજી કોઇ સાર વસ્તુ સંસારમાં છે જ નહિ.

કર્મપ્રધાન વિશ્વ કરી રાખા,
જો જસ કરહિં સો તસ ફલ ચાખા.

( તુલસીકૃત રામાયણ )

આવી મુખ્ય અને સાર વસ્તુ કર્મ તેનું સ્વરૂપ જાણવું જોઈએ. એ માટે એ વિષયમાં થોડો વિચાર કરીએ.

## કર્મની વ્યાખ્યા

સામાન્ય રીતે, કોઈપણ પ્રકારની ક્રિયા, ચેષ્ટા, હલન, ચલન વગેરે સ્પન્દરૂપ ગતિ અગર પરિણામનું નામ કર્મ છે. ન્યાયમતમાં ૧ ગુણ, ૨ કર્મ, ૩ દ્રવ્ય, ૪ સમવાય, ૫ સામાન્ય, ૬ વિશેષ અને ૭ અભાવ–આ મુખ્ય સાત પદાર્થોમાં કર્મને પણ પદાર્થ માનવામાં આવ્યો છે. વળી ૧ ઉત્ક્ષેપણ (ઉપર ફેંકવું), ૨ અપક્ષેપણ (નીચે ફેંકવું), ૩ આકુઞ્ચન સંકોડાવું) ૪ પ્રસારણ ( ફેલાવું ) અને ૫ ગમન ( ચાલવું ) આ પાંચ કર્મના ભેદ કરવામાં આવ્યા છે. જેટલી ક્રિયાઓ થાય છે તે તમામ આ પાંચેમાં સમાઈ જાય છે, એવું માનવામાં આવે છે. પરંતુ વેદાન્ત કર્મની વ્યાખ્યા વિલક્ષણ રીતે કરે છે વેદાન્તની દૃષ્ટિએ હલન ચલન વગેરે ગતિ જ કર્મરૂપ નથી; શરીરની અંદર અને બહાર, પ્રત્યેક ક્ષણ ક્ષણ પ્રકટ થતી અસંખ્ય ક્રિયાઓ, જો કે તે બધી પ્રકટ થાય છે તો શરીર દ્વારા જ, છતાં પણ વેદાન્તની દૃષ્ટિએ તે બધી કર્મની વ્યાખ્યામાં આવતી નથી. આપણે ઉદાહરણથી આ સમજી શકીએ છીએ. ભોજન ખાધા પછી, તે પાકીને મળ વગેરે દ્વારા વિસર્જન થવા ન પામે ત્યાં સુધીમાં, ખાદ્ય પદાર્થને અસંખ્ય નાડીઓમાંથી પસાર થવું પડે છે, અને ખાદ્યનાં અસંખ્ય રૂપાંતરો થઇ જાય છે. બધી જ નાડીઓમાં ક્ષણ ક્ષણ લોહી ફરતું રહે છે, શરીરના રોમેરોમમાં ક્રિયા ચાલી રહે છે, વાળ વધતા રહે છે, આંખો પલકારા મારી રહે છે, નાડીઓ ફફડી રહે છે, અંગ હાલેચાલે છે–આ બધી ચેષ્ટાઓની ગણુતરી કોણ કરી શકે એમ

છે ? જો કે આ બધી ચેષ્ટાઓ શરીરમાં ચાલી રહે છે, છતાં વેદાન્તની દૃષ્ટિએ એ કર્મની યથાર્થ ગણુનામાં નથી આવી શકતી. વેદાન્તની દૃષ્ટિથી શારીરિક, વાચિક અને માનસિક એ ચેષ્ટાઓનું નામ કર્મ છે, જેની સાથે મનનો પણુ સંબંધ છે. ગીતામાં એ જ આશયથી કર્મની વ્યાખ્યા એક લીટીમાં આ પ્રમાણે આપી છે:-

**भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥**

(અ० ૮, શ્લો० ૩)

અર્થાત્ ભૂતોમાં ભાવને ઉત્પન્ન કરનાર ચેષ્ટારૂપ વ્યાપારને "કર્મ"-એ નામે ઓળખવામાં આવે છે.

મન અને બુદ્ધિમાં સ્પન્દરૂપ-થડકાટરૂપ-જે પરિણામ જાગે છે, તેનું નામ "ભાવ" છે. એટલે જે ચેષ્ટાઓ મનબુદ્ધિમાં, અગર મનબુદ્ધિની મદદથી થાય છે, તે "કર્મ" છે. જે ચેષ્ટાઓમાં મનબુદ્ધિની મદદ નથી હોતી, એટલે કે, મનબુદ્ધિની જાણુમાં જે ચેષ્ટાઓ થતી નથી, તે કર્મરૂપ નથી. કેમકે તે કોઈ ભાવને જગાવતી નથી, તેમજ કોઇ વાસના અને સંસ્કાર જન્માવતી નથી-એટલે કે, કોઇ સુખદુઃખરૂપી ભોગ તેનાથી નથી જન્મતા વર્તમાનમાં, તેમજ નથી કોઇ પુણ્ય પાપરૂપ સંસ્કારો ઉદય પામતા ભવિષ્યમાં. શરીરની અંદર ભોજન જમી રહ્યા બાદ, ખાદ્ય પદાર્થનાં, ન જાણે રસ, રક્ત, માંસ, મેદ, મજ્જા, વીર્ય વગેરે ધાતુરૂપ, કેટકેટલાંયે અસંખ્ય પરિણામો વિવિધ સ્વરૂપે રચાતાં હશે, છતાં એ સર્વ પરિણામ મનબુદ્ધિની મદદથી નથી થતાં, એટલે કર્મની વ્યાખ્યામાં વાસ્તવિક રીતે તેમનો સમાસ થતો નથી. પરંતુ સૂવું, જાગવું કર્મ છે; ચાલવું, ફરવું કર્મ છે; બોલવું, મૂંગા રહેવું કર્મ છે; ગ્રહણુ, ત્યાગ કર્મ છે; સંન્યાસ અને ભિક્ષા માગવી કર્મ છે; વિવેક, વૈરાગ્ય, શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, તિતિક્ષા, ઉપરતિ, મુમુક્ષુતા કર્મ છે; શ્રવણુ, મનન, નિદિધ્યાસન કર્મ છે; વિચાર કર્મ છે; યમ, નિયમ, આસન, પ્રાણુાયામ, પ્રત્યાહાર, ધારણુા, ધ્યાન, સમાધિ, કર્મ છે; સારાંશ પ્રત્યેક પ્રવૃત્તિ અને પ્રત્યેક

નિવૃત્તિ કર્મ છે, તેમજ ગીતોક્ત સાંખ્યયોગ અને કર્મયોગ પણ કર્મ છે. એ કેમ ? કારણ કે, એ સર્વ ચેષ્ટાઓ મનબુદ્ધિનાં સાક્ષાત્ પરિણામરૂપ છે અગર મનબુદ્ધિની મદદથી થાય છે, એટલે ભાવને જગાવે છે અને અને પોતાનાં ફળ પણ તેમને આપવાનાં હોય છે..

## કર્મની અનિવાર્યતા

કર્મની ઉપલી વ્યાખ્યાને ધ્યાનમાં રાખીને કહેવું પડશે કે, કર્મ હમેશાં અનિવાર્ય છે. કર્મ ન કરવું એ પણ એક કર્મ છે, એમ જ્યાં સિદ્ધ થાય છે, તો પ્રકૃતિના રાજ્યમાં કોઇપણ રીતે કર્મથી છુટકારો પામવાપણું રહેતું નથી. વળી, વાસ્તવિક રીતે વિચાર કરવાથી જણાય છે કે, અધિકાર પ્રમાણે કર્મનું આચરણ કરતાં કરતાં પ્રકૃતિના બંધનમાંથી મુક્તિ પણ કર્મ મારફતે જ મેળવી શકાય છે. સ્વકર્મના પ્રવાહમાં પડીને જ, આ જીવે બ્રહ્મરૂપી સમુદ્રમાં મળી જઇ બ્રહ્મરૂપ બનવું, એ એનું કર્તવ્ય છે, અને એ જ કર્મનું ફળ છે. એ કક્ષાએ પહોંચીને કર્મ ખતમ થાય છે, અને જીવને પોતાનાં બંધનમાંથી મુક્ત કરે છે. જ્યાં સુધી તત્ત્વસાક્ષાત્કાર દ્વારા, જ્ઞાનીનાં કર્મ અકર્મતા (નૈષ્કર્મ્યતા) ને પ્રાપ્ત થતાં નથી, ત્યાં સુધી "હું દુઃખી છું અને મને સુખ મળે"–એ કર્તવ્યરૂપી વૈતાલ તેનો પીછો છોડતો નથી. એ કર્તવ્યથી મુક્તિ મેળવવી એ સ્વકર્મરૂપી યજ્ઞની પૂર્ણાહુતિ છે. એથી ઊલટું, પોતાને પ્રાપ્ત અધિકારથી ભિન્ન રીતે થયેલાં કર્મ જીવને બંધનના હેતુરૂપ બને છે. એવા કર્મનું આચરણ કરીને, જીવ કર્મબંધનથી માર્યો માર્યો ભટકે છે, અને તેની ગતિ વંટોળિયે ઊડતા એક સૂકા તણખલા જેવી થાય છે. આ કારણસર કર્મનો પ્રવાહ જો શુભમાર્ગની દિશામાં વાળી દેવામાં આવે, તો અશુભની દિશામાં વહેતો તે રોકાઇ જશે. એ જો શુભની દિશામાં બંધ થશે, તો અશુભને માર્ગે આપોઆપ વહેવા માંડશે. આખરે, એ પ્રવાહ રોકાવાનો તો છે જ નહિ. જેવી રીતે સીધે રસ્તે વહી જતા જળના પ્રવાહને રોકતાં એ

પોતાનો માર્ગ પોતે ગમે તેવા બંધનને તોડીને, ગમે તે કોઇ એક દિશામાં કરી લે છે અને રોકયો રોકાતો નથી, તેવી રીતે, પ્રકૃતિના રાજ્યમાં કર્મનો પ્રવાહ પણ જો બળવાન અને અનિવાર્ય છે, તો એને પ્રકૃતિને અનુકૂળ સીધા માર્ગે કેમ ના વહેવા દઇએ ? આમ થતાં, પોતાની સ્વાભાવિક ગતિથી વહેતો એ પ્રવાહ બ્રહ્મરૂપી સમુદ્રમાં મળશે અને પોતે પોતાની મેળે શાન્ત પડશે. આ આશયને લક્ષ્યમાં રાખી ગીતા, અધ્યાય ૩ જા ના શ્લોક ૪ થી ૮ માં કહ્યું છે:-

**न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।**
**न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥**
**न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।**
**कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥**
**कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥**
**यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।**
**कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥**
**नियतं कुरु कर्म त्वं कर्मज्यायो ह्यकर्मणः ।**
**शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥**

અર્થ:—કોઈપણ પ્રકારે કર્મના સ્વરૂપનો ત્યાગ અશકય છે. એટલા માટે ભગવાન કહે છે:—પુરુષ કર્મ ન કરવાથી નિષ્કર્મતાને* સિદ્ધ કરતો નથી, તેમજ કર્મનો ત્યાગ કરવાથી ભગવત્‌સાક્ષાત્કારરૂપ ફળને પણ સિદ્ધ કરતો નથી. વળી, કોઇ પણ ક્ષણમાં કોઇ પણ પુરુષ કર્મ કર્યા વિના રહેતો નથી, પરંતુ તે પ્રકૃતિએ ઉત્પન્ન કરેલા ગુણોદ્વારા પરાણે કર્મ કર્યાં જ કરે છે. (જો કર્મ એવું બળવાન અને અનિવાર્ય છે તો) કર્મેન્દ્રિયોને રોકીને મનથી ભોગોનું ચિન્તન કરી

* જળમાં વસતું કમળ જળમાં રહેવા છતાં જગથી અલિપ્ત રહે છે, એ રીતે, કર્મ કરીને પણ કર્મના બંધનમાં ફસાવું નહિ એ અવસ્થાનું નામ "નિષ્કર્મતા" છે.

રહેનાર મિથ્યાચારી એટલે કે, દંભી છે. હે અર્જુન! જે પુરુષ મનથી ઇન્દ્રિયોને વશ કરીને, અનાસક્તપણે, કર્મેન્દ્રિયોદ્વારા કર્મ-યોગ (ફળાશા રહિત કર્મ)નું આચરણ કરે છે તે શ્રેષ્ઠ છે. એ માટે, તું શાસ્ત્રવિધિ અનુસાર (પોતાની પ્રકૃતિ અનુસાર) નક્કી કરી રાખેલાં સ્વધર્મરૂપ કર્મને આચર; કેમકે કર્મ ન કરવા કરતાં કર્મ કરવાં એ શ્રેષ્ઠ છે, અને તે એટલે સુધી કે, કર્મ કર્યા વિના તારો શરીરનિર્વાહ પણ સિદ્ધ થાય તેમ નથી.

## કર્મદ્વારા પ્રકૃત્તિની નિવૃત્તિમુખીનતા

જો કે પ્રકૃતિના રાજ્યમાં કર્મ સર્વથા અનિવાર્ય છે, તો પણ પ્રકૃતિનો સ્વાભાવિક પ્રવાહ કર્મદ્વારા નિવૃત્તિમાર્ગે જ વહેતો રહે છે. જીવભાવના વિકાસના મંડાણરૂપ ઉદ્ભિજ્જાદિ જડ યોનિઓથી માંડીને સ્વેદજ, અણ્ડજ, જરાયુજ યોનિઓને વટાવી પ્રાપ્ત થતી મનુષ્યયોનિ પર્યન્ત, જેટલી ચેષ્ટા કે કર્મ પ્રકૃતિદ્વારા પ્રકટ થાય છે, એ બધાના મૂળમાં ખરું જોતાં ત્યાગનું જ અસ્તિત્વ છે. વળી જીવભાવનો મનુષ્યયોનિમાં વિકાસ થવા છતાં, બ્રહ્મભાવની પ્રાપ્તિ પર્યન્ત, પામર વિષયી આદિ કોટિઓમાં, સ્થૂળ દૃષ્ટિથી પ્રતીતિ ન થવા છતાં પણ, પ્રકૃતિની બધી ચેષ્ટાઓમાં કેવળ નિવૃત્તિરૂપ ત્યાગ જ ભરેલો છે. દાખલા તરીકે, પાષાણ, ઉદ્ભિજ્જાદિ જડ યોનિઓથી લઈ મનુષ્યયોનિની પ્રાપ્તિ સુધી, ક્રમે ક્રમે પ્રત્યેક યોનિમાં પ્રકૃતિદ્વારા જડતા ઓગળતી રહે છે અને તેમાં ચેતનાશક્તિ જાગતી રહે છે. પાષાણયોનિમાં જીવ ગાઢ સુષુપ્તિ અવસ્થામાં હોય છે. એ જડ અવસ્થાને પિગળાવીને પ્રકૃતિદ્વારા ઉદ્ભિજ્જયોનિમાં ક્ષીણ સુષુપ્તિ અવસ્થા પ્રાપ્ત થાય છે, એટલે કે પ્રથમ અન્નમય કોશનો વિકાસ સધાય છે. આ અવસ્થામાંથી આગળ વધી જીવ સ્વેદજ યોનિમાં ગાઢ સ્વપ્ન અવસ્થાનો વિકાસ સાધે છે, એટલે તેનામાં બીજા પ્રાણમય કોશનો પ્રાદુર્ભાવ થાય છે. એથી આગળ વધતાં, અણ્ડજયોનિમાં ક્ષીણ સ્વપ્નની અવસ્થા-માં ત્રીજા મનોમય કોશનો અને જરાયુજયોનિમાં કેવળ સ્વપ્ન-

ની અવસ્થામાં ચોથા વિજ્ઞાનમય કોશનો વિકાસ પ્રકૃતિદ્વારા થાય છે. આ રીતે આગળ વધતાં, મનુષ્યયોનિમાં જાગ્રત અવસ્થા અને આનન્દમય કોશનો વિકાસ થાય છે, અને ચેતનાશક્તિ પૂર્ણપણે સાંપડે છે. આ ક્રમનું વિસ્તૃત વર્ણન "પુણ્યપાપની વ્યાખ્યા"માં (વિકાસવાદનિરૂપણ"ના મથાળા હેઠળ) આપણે પ્રથમ કરી ગયા છીએ.

આ પ્રકારે, નીચલી જડયોનિઓથી આરંભીને મનુષ્યયોનિ સુધીમાં પાંચે કોશોનો વિકાસ સધાય છે અને પ્રકૃતિની પ્રત્યેક ચેષ્ટામાં, જડતાના ત્યાગ દ્વારા, નિવૃત્તિરૂપ ત્યાગનાં જ દર્શન થાય છે. આથી પ્રકૃતિની નિવૃત્તિમુખીનતા સિદ્ધ ઠરે છે. સંસારમાં જડ અને ચેતન બે જ પદાર્થ છે. આ બેમાંથી ચેતન કદાપિ નિવૃત્ત થવાને યોગ્ય નથી. તેને નિવૃત્ત કરવાનું પ્રકૃતિનું લક્ષ્ય પણ નથી. કેવળ જડને જ ધીરે ધીરે ઓગાળતા રહી નિવૃત્ત કરવું, એ જ પ્રકૃતિનું ધ્યેય છે. મનુષ્યયોનિમાં પાંચે કોશોનો પૂર્ણ વિકાસ થયેલો હોવાના કારણે, તેમાં સુખદુઃખના તારતમ્યનું જ્ઞાન, સુખદુઃખનાં સાધનોનું જ્ઞાન, પુણ્યપાપનું જ્ઞાન, આ લોક પરલોકનું જ્ઞાન, છળકપટ તેમજ ભલાબૂરાનું જ્ઞાન, વ્યાવહારિક ચતુરાઇનું જ્ઞાન, વિદ્યુત, વરાળ વગેરે પદાર્થવિદ્યાનું તેમજ અનેક પ્રકારની વિદ્યાનું જ્ઞાનવિજ્ઞાન પ્રાપ્ત કરવાનું સામર્થ્ય પેદા થાય છે. છતાં જે જડતા આરંભથી દૃઢ થતી ચાલી આવેલી છે, તે આ મનુષ્યયોનિમાં પણ કોઇને કોઈ રૂપે અવશ્યપણે જામી રહેલી હોય છે. આને લીધે, દેહાભિમાન તથા સ્વાર્થરૂપે જડતા મનુષ્યયોનિમાં પણ ઊંડાં મૂળ નાંખી ઘર જમાવીને બેઠેલી છે. એટલે, કર્મદ્વારા એ હું હું કરતા દેહાભિમાનને તેમજ સ્વાર્થરૂપી જડતાને ધીરે ધીરે ઓગાળી તેનો સર્વથા નાશ કરવો એ પ્રકૃતિનું નિવૃત્તિરૂપ લક્ષ્ય છે. પામર અને વિષયી પુરુષોની બાબતમાં આપણે સ્વાર્થની ભિન્ન ભિન્ન કોટિઓનું વિવરણ પાછળ કરી ચૂકયા છીએ, અને તેની નિવૃત્તિનો ક્રમ પણ આપણે અહીં સુધી સ્પષ્ટ કરી ચૂકયા છીએ.

શારીરિક ચિકિત્સા કરનારાઓ પણ આ વિષયમાં સાક્ષી પૂરે છે. શારીરિક પ્રકૃતિનો સ્વાભાવિક નિયમ એ છે કે, મલ-મૂત્રાદિ વિકારો તથા વાત, પિત્ત, કફાદિ દોષો, જ્યારે શરીરમાં પ્રકૃતિવિરુદ્ધ ચેષ્ટાઓ દ્વારા કુપિત બને છે, ત્યારે પ્રકૃતિ સ્વાભાવિકપણે એ કુપિત દોષોને બહાર ફેંકી દેવાનો પ્રયત્ન કરે છે. તાવ, અતિસાર, વગેરે અનેક રોગ આ નિયમને અનુસરી દેખા દે છે. પિત્તની વૃદ્ધિ વર્ષાઋતુમાં થાય છે, ત્યારે મેલેરિયાના તાવ દ્વારા એ પિત્તનો પ્રકોપ બહાર ફેંકાય છે. અજીર્ણની વૃદ્ધિ થવાથી જ્યારે મળ દુષિત બને છે, ત્યારે તેના વેગને અતિસાર-દ્વારા બહાર કાઢવાના માર્ગ શરીરમાં ઊઘડે છે. રક્ત દુષિત થાય છે, ત્યારે ફોલ્લા વગેરે ચામડીના રોગો દ્વારા રક્તદોષને બહાર ખેંચી કાઢવામાં આવે છે. બરાબર આ જ અવસ્થા માનસિક પ્રકૃતિની છે. પામર અને વિષયી પુરુષમાં જ્યારે મનોવિકારની વૃદ્ધિ થાય છે, ત્યારે પ્રકૃતિદેવી પ્રથમ તો અંદરથી એ વધી ગયેલા વિકારને, નિષિદ્ધ પ્રવૃત્તિ અને સકામ પ્રવૃત્તિ દ્વારા ખેંચી કાઢવાનો પ્રયત્ન કરે છે, તેમજ બહારથી એ નિષિદ્ધ કર્મોના ફળસ્વરૂપે સમસ્ત સંસારને એની વિરુદ્ધ સશસ્ત્ર ઊભો કરી દે છે. આ ઉપરાંત, ત્રીજું, "મને સુખ મળે," એવી તીવ્ર ઇચ્છારૂપ વૈતાલ એના પર સવાર થઇ એની ગર્દન દબાવે છે. આ રીતે, અંદરથી, બહારથી અને ઉપરથી એમ બધી બાજુથી, પ્રકૃતિ એના વધી ગયેલા વિકારને નિવૃત્ત કરવાને એની પૂઠ પકડે છે. આમ કર્મની અનર્ગલ પ્રવૃત્તિ એ પ્રકૃતિની નિવૃત્તિમુખીનતાનું સ્પષ્ટ પ્રમાણ ઠરે છે.

**कषायपक्तिः कर्माणि ज्ञानं तु परमागतिः ।**
**कषाये कर्मभि पक्वे ततो ज्ञानं प्रवर्तते ॥**

(સૂત્ર૦ ભાષ્ય ૩, ૪, ૨૬

અર્થ:—કર્મનું ફળ કષાયો (રાગદ્વેગના સંસ્કારો)ને પકાવવા એ છે. જ્ઞાન એ જ પરમ ગતિ છે. કર્મથી કષાય પાકી ગયા પછી જ્ઞાન આવે છે.

## નિષ્કામકર્મનું રહસ્ય

કર્મદ્વારા પ્રકૃતિની નિવૃત્તિમુખીનતા સિદ્ધ કરવામાં આવી ગઈ. ઉપરોક્ત નીતિને અનુસરી, નિષિદ્ધ સકામ અને શુભ સકામની કક્ષાઓમાંથી પસાર થઇને, જિજ્ઞાસુ નિષ્કામકર્મની કક્ષામાં પ્રવેશ કરે છે. ફળાશા રૂપ ઇચ્છા જે કર્મમાં વિષરૂપે ભળી હતી અને જે અહંકારરૂપી દુઃખની વૃદ્ધિનું કારણ હતી, તેને જિજ્ઞાસુએ, પ્રકૃતિની સહાયથી, પોતાના હૃદયમાંથી હાંકી કાઢી છે. પાછળ જણાવી દેવામાં આવ્યું છે તેમ, અહંકારથી ઇચ્છાની ઉત્પત્તિ થાય છે તેમ જ ઇચ્છાથી અહંકારને પુષ્ટિ મળે છે અને એ જ દુઃખ છે. સંસારસંબંધી ઇચ્છાઓથી પલ્લો છોડવી, જેમ હિમાલયં પરનો બરફ ઓગળી જઇને ગંગારૂપે સમુદ્ર તરફ દોડે છે તેમ, જિજ્ઞાસુ અહંકારની જડતાને ઓગાળી તેના પ્રવાહને બ્રહ્મરૂપી સમુદ્ર તરફ વાળે છે. જેઠ માસના મધ્યાહ્નના ધૂપથી તપી ગયેલો કોઈ પુરુષ, પોતાના માથાનો ભાર નીચે ઉતારી, વૃક્ષની છાયામાં વિશ્રામ કરી સુખનો અનુભવ કરે છે. એ રીતે જિજ્ઞાસુ સાંસારિક ઇચ્છાના ભારથી ફારેગ થઈ, કર્મ કરવા છતાં પણ, કર્મરૂપી મધ્યાહ્નના તાપથી ફળાશાના ત્યાગરૂપી વૃક્ષની છાયામાં વિશ્રામ લેતો રહે છે. આશય એ છે કે કર્મ પોતાના સ્વરૂપથી તેના આરંભ અને પરિણામ બંને રૂપે દુઃખરૂપ છે અને તેનો સંસર્ગ પણ તાપના હેતુરૂપ છે, છતાં કર્મની સાથે જો કાંઇ વિશ્રામ મળે છે તો તે ફળાશાના ત્યાગ દ્વારા જ મળી શકે છે. એટલા ખાતર, કર્મને મધ્યાહ્નના તાપની ઉપમા આપી, ફળાશાના ત્યાગને વૃક્ષની છાયા સાથે સરખાવ્યો. એને (જિજ્ઞાસુને) સંસાર સંબંધી સ્વાર્થ કોઈ પ્રકારે રહેતો નથી. બલ્કે તે હવે પરમાર્થને જ પોતાના સ્વાર્થરૂપે અપનાવી લે છે. બીજા અર્થમાં, "ઈશ્વરપ્રાપ્તિ" રૂપ પરમાર્થ એ જ તેનો કેવળ સ્વાર્થ છે, અને તેની બધી દોડધામ તેને માટે છે. વાસ્તવમાં, વાત એ છે કે, ફળની ઇચ્છા, એ રજોગુણનું પરિણામ હોવાને લીધે, કર્તાને ફળથી વિમુખ રાખે છે.

કારણ કે રજોગુણ ચંચળ છે, અને તેથી તે જ્યાં હોય ત્યાં ફળની પ્રાપ્તિનો સંભવ હોતો નથી. ફળની પ્રાપ્તિ સદૈવ એ અવસ્થામાં થાય છે, જે અવસ્થામાં આપણું ચિત્ત રજોગુણમાંથી નીકળી સત્ત્વગુણને ધારણ કરે છે. જ્યારે જ્યારે કોઇને કોઈ પણ પ્રકારની ફળપ્રાપ્તિ થાય અને જો તે જ સમયે, પોતાના ચિત્તની અવસ્થાનું કોઇ પણ પ્રકારના પક્ષપાતથી રહિત થઇને તે સૂક્ષ્માવલોકન કરે, તો પ્રત્યેક વ્યક્તિ સ્વાનુભવથી એ વિષય પરત્વે જરૂર સાખ પૂરશે કે, જ્યારે જ્યારે તેનું ચિત્ત ફળની ઇચ્છા કરીને ચંચળતાથી પૂર્ણ બન્યું હતું, ત્યારે ત્યારે તેને એ ફળ ખોવાનો વારો આવ્યો હતો, પણ જ્યારે તેનું ચિત્ત ફળની આશા સંબંધમાં નિરાશા સેવીને, ચંચળતાથી હઠી જઈ દૈવેચ્છા પર નિર્ભર બન્યું હતું, ત્યારે તેને સફળતા પ્રાપ્ત થઇ હતી. આનું દૃષ્ટાંત તપાસીએ. ધારો કે, આપણને કોઈ પ્રવાહી ચંચળ પદાર્થ કોઈ સાંકડા મોંવાળા વાસણમાં ભરવાની જરૂર છે. હવે એ પદાર્થને એ સાંકડા મોંવાળા વાસણમાં રેડતાં જો આપણું ચિત્ત ચંચળતા અને ભયને અનુભવે છે, તો અવશ્ય આપણો હાથ હાલી જાય છે અને પેલો પદાર્થ જમીન પર ઢોળાય છે આમ ન થતાં જ્યારે આપણું ચિત્ત સામે પક્ષે ચંચળતાથી રહિત નિર્ભય હોય છે, તો એક પણ ટીપું બહાર પાડ્યા વિના એ પ્રવાહી પદાર્થને પૂરેપૂરો આપણે એ વાસણમાં રેડી શકીએ છીએ. આમ, રજોગુણની હાજરીમાં અસફળતા અને સત્ત્વગુણની હાજરીમાં સફળતા મોજૂદ છે. આમાં રહસ્ય એ છે કે ફળની આશા દ્વારા રજોગુણયુક્ત ચંચળતા સેવી મનુષ્ય પોતે હલકો અને દીન બની જાય છે. એટલે સફળતા નજદિકમાં છતાં પણ તેનાથી પીઠ ફેરવી દે છે, કેમકે દીનતાને લીધે તેનામાં આકર્ષણશક્તિ મારી ગયેલી હોય છે. આથી ઊલટું ફળની આશાના ત્યાગ વાટે, સત્ત્વગુણની હાજરીમાં, મનુષ્ય ભારે નિશ્ચયી બને છે અને તેનામાં આકર્ષણશક્તિ જન્મે છે, એટલે સફળતાને તેના તરફ આકર્ષાવું પડે છે. રાજા બેગરજ

રહે છે, ત્યારે બધા પદાર્થ તેની તરફ આપોઆપ ખેંચાઈ આવે છે, પરંતુ ભિખારી ગરજવાન હોવાથી તેને માગવા છતાં પણ વસ્તુ પ્રાપ્ત થતી નથી.

ફળની ઇચ્છા આપણી કાર્યશક્તિને ક્ષીણ કરે છે અને ચિંતા અને ભયને ઉત્પન્ન કરે છે. ચિંતાથી ઉત્સાહ નાશ પામે છે અને કાયરતા વધે છે. ચિંતાથી ઈશ્વરમાં વિશ્વાસ હઠી જાય છે, બલ્કે ચિંતા ઈશ્વરના અસ્તિત્વને હરી લે છે. જો આપણે ઈશ્વરના અસ્તિત્વમાં માનીએ, તો ચિંતા માટેનો કોઈ પણ અવસર આપણે માટે હોઈ શકે નહિ. આપણે યથાર્થરૂપે જાણવું જોઇએ કે, એ અન્તર્યામી દેવે ગર્ભવાસમાં પણ આપણી રક્ષા કરી છે. જીવ જ્યારે ગર્ભરૂપી કારાગારમાં સર્વથા દીનહીન દશામાં બંધન હતો, જ્યારે તે પોતાના પુરુષાર્થથી એક ઇંચ પણ હાલીચાલી શકવાને શક્તિમાન નહોતો, જ્યારે તેને ખાન-પાન માટે કોઈ પણ દ્વાર ખુલ્લું નહોતું, ત્યારે તેણે જ—એ વિચિત્ર સિવિલ સર્જને જ—ગર્ભસ્થ શિશુની નાભિ દ્વારા, નાળરૂપી પિચકારીની મદદથી, માતાના ઉદરમાંથી રસ ખેંચી, તેને નિયમિતપણે ત્યાં પણ આહાર પહોંચાડ્યો છે, એટલું જ નહિ પણ, ગર્ભથી બહાર નીકળતાં વેંત, માતાનાં સ્તનોમાં દૂધ પણ એવી રીતે હાજર કરી દીધું છે કે, જાણે કોઈ બાદશાહ સવારીમાં નીકળ્યો હોય અને તેને છોટીબડી હાજરી કરવાને માટે તેના મેજ પર, વગરમાગ્યે વિવિધ વાનીઓ સમય સમય પર, ગોઠવાતી જ ચાલી જતી હોય! એ જ અન્તર્યામી દેવે એ જીવનું અનન્ત યોનિઓમાં—જળ, થળ, આકાશ અને પાષાણમાં—પણ પાલન કર્યું છે, અને સમય સમય પર, તેના ગુજારા માટે ફિકર પણ તેણે જ કરી છે. એ દેવ આજે પણ એ જીવને માટે સર્વ પ્રકારની—જુમ્મેદારી પોતાને માથે લઈ રહ્યો છે. આવા વિચારોની જ્યાં પરિપક્વતા હોય, ત્યાં ચિંતાને માટે કોઈ પણ અવસર હોવો ન જોઇએ. આ કારણે, ચિંતા-ગ્રસ્ત મનુષ્ય પરમ નાસ્તિક છે.

હોય નિચિંત કરે મત ચિંતહિ, સોંચ દઈ સોઈ ચિન્ત કરેગો,
પાંવ પસાર પર્યો કિં ન સોવત, પેટ દિયો સોઇ પેટ ભરેગો;
જીવ જીતે જલકે થલકે પુનિ, પાહનમેં પહુંચાય ધરેગો.
ભૂખ હિ ભૂખ પુકારત હૈ નર, સુંદર તૂ કહા ભૂખ મરેગો ?
કાહેકો દૌરત હૈ દશહું દિશિ, તૂ નર દેખ કિયો હરિજૂકો,
બૈઠ રહે દૂરિ કૈ મુખ મુંદિ, ઉઘારત દાંત ખવાઈ હૈ દૂકો;
ગર્ભ થકે પ્રતિપાલ કરિ જિન, હોઈ રહ્યો તબ હી જડ મૂકો,
સુંદર ક્યોં બિલલાત ફિરે અબ, રાખ હૃદે વિશ્વાસ પ્રભુકો.

વાસ્તવમાં એ નિયમ છે કે, જ્યારે આપણે ફળને માટે ચિંતાતુર રહીએ છીએ, ત્યારે એ દેવ નિશ્ચિંત બેસે છે. અને જ્યારે આપણે ફળને માટે નિશ્ચિંત રહીએ છીએ, ત્યારે તેની છાતી ધડકવા લાગે છે. તો પછી વૃથા ચિંતા કરીને દેવને નિશ્ચિંત કેમ કરીએ ? એને નિશ્ચિંત કરવાથી આપણે નિશ્ચિંત ઓછા જ રહી શકીએ એમ છીએ !

**चिता चिन्ता समाप्युक्तो चिन्ता च बिन्दुनाधिका ।**
**चिता दहति निर्जीवं चिन्ता सा तु सजीविका ॥**

અર્થ:—"ચિતા" અને "ચિંતા" બરાબર કહી છે; બલ્કે, ચિંતા પર એક બિન્દુ વિશેષ છે. (એનું ફળ એ છે કે) ચિતા નિર્જીવને બાળે છે, જ્યારે ચિંતા જીવતાને.

જ્યારે આપણે આપણા હૃદયરૂપી સિંહાસન પરથી એ અંતર્યામી દેવને નીચે હડસેલી દઇએ છીએ, અને "હું જ સર્વ કરું છું," એવા ભાવથી પરિચ્છિન્ન અહંકારને તે સિંહાસન પર ચઢાવી દઇએ છીએ, ત્યારે નિર્વિવાદપણે ચારેબાજુથી ચિંતાઓ આપણું સ્વાગત કરે છે અને આપણું વાતાવરણ દુઃખ અને શોકમય બની જાય છે. જો એ દેવને ફરીથી આપણે તેની પોતાની ગાદી પર પધરાવીએ અને આપણા પરિચ્છિન્ન અહંકારને નીચે ગબડાવી દઇને તેને એ દેવનો આજ્ઞાંકિત "જી હજૂર" બનાવવામાં આવે તો—

કુન્દન કે હમ ડલે હૈ, જબ ચાહે ચાહે તૂ લગાલે,
[1]બાવર ન હો તો હમકો, લે આજ [2]આજમાલે.
જૈસી તેરી ખુશી હો, સબ નાચ તૂ નચાલે,
સબ છાનવીન કરકે, હર તોર દિલ જમાલે.
રાજી હૈ હમ ઉસીમેં, જિસમેં તેરી [3]રજા હૈ,
યહાં યૂં ભી વાહવાહ હૈ, ઔર વૂં ભી વાહવાહ હૈ—

—એવી અવસ્થામાં, ચિંતાઓ એકદમ અલોપ થઈ જાય છે, અને આપણું વાતાવરણ શાંતિ અને આનંદથી છવાઈ રહે છે. એવી અવસ્થામાં ઇચ્છિત પદાર્થ આપોઆપ, જેમ ભૂખ્યું બાળક માતાની પાસે દોડી જાય છે તેમ, આપણા તરફ દોડી આવે છે.

"**यथेह क्षुधिता बाला मातारं पर्युपासते।**"

જે પુરુષ ફળની આશા રાખે છે તે દરિદ્રી અને દીન છે, પછી તે માયા દ્વારા લખેશરી બનેલો ભલેને હોય! જે પુરુષ ફળની આશાથી હાથ ધોઈ બેસે છે, તે વાસ્તવિક રીતે, ઉદારાત્મા અને ધની છે, પછી ભલે તેને પેટભર ખાવાનું યે ના મળતું હોય! ફળની આશા છોડવાથી શક્તિ અને ઉત્સાહનાં ઝરણ ફૂટી નીકળે છે. તેથી આપણું કાર્યક્ષેત્ર વિશાળ બને છે. એમાં તત્ત્વ એ સમાયલું છે કે, ફળની આશા રાખીને આપણે અહંકારને દૃઢ બનાવીએ છીએ અને આપણી શક્તિ ઘટાડીને તેને આપણા શરીર પૂરતી જ મર્યાદિત કરીએ છીએ. સ્વાર્થ અને ફળની આશાના ત્યાગ દ્વારા, અહંકારની ઉપરવટ થઇ, આપણે ઊંચે ઊડીએ છીએ અને બ્રહ્માંડશક્તિ પર આપણો અધિકાર જમાવીએ છીએ. એ અવસ્થામાં ઈશ્વરીય શક્તિ એ જ આપણી શક્તિ બની જાય છે, આપણું કાર્ય ઈશ્વરીય કાર્ય બની રહે છે અને જાણે કોઈ ઝરણુમાંથી પાણી ઝરીઝરીને મહાનદના રૂપે વહી નીકળ્યું હોય એવી રીતે, આપણી અંદરથી શક્તિનો પ્રવાહ વહેવા માંડે છે. વાસ્તવમાં, જે શક્તિ આપણામાં બિરાજેલી

૧. નિશ્ચય. ૨. પરીક્ષા કરી લે. ૩. ખુશી.

છે, તે અનન્ત અને અસીમ છે, પરંતુ તે પર પરિચ્છિન્ન અહં-કાર અને કર્મફળનું ઢાંકણું ઢાંકીને, આપણે તેને દબાવી દઇએ છીએ, અને એમ કરી તેને બહાર નીકળતાં રોકી રાખીએ છીએ. ફળની ઇચ્છાથી આપણામાં એક જાતની થકાવટ ઉત્પન્ન થાય છે, પણ ફળાશાના ત્યાગ દ્વારા થતી આપણી ચેષ્ટાઓ-ક્રિયાઓ-થાકને ઓળખતી નથી. પ્રકૃતિનો આ નિયમ છે. દૃષ્ટાંત લઇને આપણે સમજી શકીએ છીએ કે, કીડી વગેરે યોનિઓ દિનરાત, આઠે પહોર અને ચોસઠે ઘડી અવિરામપણે ક્રિયા કરતી જ રહે છે. તેઓ ક્રિયા કરતાં થાકતી નથી, તેમ આરામ લેવો એ શું છે તે જાણુતી પણ નથી. એનું કારણ શું? કારણ એ છે કે, તેમનામાં કર્તાપણાનો ભાવ જાગ્રત થયેલો હોતો નથી, તેઓ ફળની ઇચ્છાથી કામ કરતી નથી, બલ્કે કોઈપણ પ્રકારની ઈચ્છાથી રહિત બની તેઓ કર્મની ખાતર કર્મ કરતી હોય છે, અને ભગવાનનું વચન વ્યવહારમાં આચરતી હોય છે:—

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि॥**

(ગીતા અ૦ ૨, શ્લો. ૪૭)

અર્થ:—તારો અધિકાર કર્મ કરવામાં જ છે, ફળમાં કદાપિ નહિ. (ફળમાં અધિકાર મારો છે.) તું કર્મના ફળની વાસના (ગંધમાત્ર) પણ ન રાખ. (જ્યાં કર્મફળની ઇચ્છા જ નથી, તો કર્મ કરવાથી શું પ્રયોજન? એવા વિચારથી) તું કર્મ ન કરવામાં પ્રીતિવાળો રખે બનતો! (તારે કર્મ કરવું જ જોઈએ.)

આમ હોવાથી, કર્તાપણાનો અહંકાર અને કર્મના ફળની ઇચ્છા એ મનુષ્યમાં થાક પેદા કરે છે, એ સ્પષ્ટ થાય છે. એથી ઊલટું, કર્મની ખાતર કર્મ કરવામાં આવે છે, ત્યારે તેનો થાક હોતો નથી, એટલું જ નહિ પણ, તેનાં ફળ પણ બીજે કંઈ જતાં રહેતાં નથી. ક્રિયાની પ્રતિક્રિયા ઈશ્વરના રાજ્યમાં કદી

પણ નષ્ટ થતી નથી. કર્મમાં ફળ એવી રીતે છુપાયેલું પડ્યું હોય છે કે, જાણે વડના નાના સરખા બીજમાં આખા વડનું ઝાડ ગડી વાળીને મૂકી રાખ્યું હોય! નાના સરખા વડના બીજને ફક્ત ભૂમિમાં દબાવી દેવાની જરૂર છે. પછી તો ડાળીઓ, પાંદડાં, ફૂલ, ફળ સમયે સમયે આપોઆપ ખીલી ખીલી બહાર આવવાનાં જ. એમાં ચિંતા કરવાની જરૂર નથી. આવી રીતે, કર્મરૂપી બીજ હૃદયક્ષેત્રમાં ફક્ત વાવી દેવાય એટલી વાર છે. પછી એનાં બધાં અંગપ્રત્યંગ આપોઆપ દૈવી નિયમાનુસાર બહાર ફૂટી આવ્યા વિના રહે તેમ છે નહિ. આમ, જો કર્મનું ફળવું એ નક્કી કરેલી વાત છે, તો તેને માટે ચિંતારૂપી વેદના કેમ સહેવી? ચિંતારૂપી યમયાતના સહેવાનું કંઈ પ્રયોજન? એ નાનાસરખા બીજ પર ચિંતાનો ભારે પથ્થર રાખી તેને ફૂલવાફળવામાંથી પણ રોકવામાં કંઈ લાભ ખરો?

વાસ્તવમાં, કર્મ પોતાના સ્વરૂપથી રજોગુણી નહિ પણ કર્મની સાથે જે ફળાશા છે તે રજોગુણની મૂર્તિ છે. ફળાશા જ પોતાની હકૂમત ચલાવીને કર્મના કર્તાને અશાંતિ અર્પે છે અને પરમાર્થથી ભ્રષ્ટ કરે છે. ફળાશાના ઝેરને કાઢી બહાર ફેંકી દે એવા સજ્જનોના હૃદયમાં અને મસ્તક પર શાંતિરૂપી પૂર્ણિમાના ચંદ્રની કાન્તિ વિરાજે છે અને તેઓ આલોક અને પરલોક બંનેના અધિકારી થાય છે. **સારાંશ, કર્મનું પ્રયોજન જ આલોકમાં સુખ, શાન્તિ અને માન અને પરલોકમાં ઈશ્વરપ્રાપ્તિ છે. નિષ્કામ કર્મથી એ ચારેયને પમાય છે, સકામતાથી નહિ.**

## કર્મ–અકર્મનું રહસ્ય

જો કે જિજ્ઞાસુએ સંસાર સંબંધી ઇચ્છા અને કામનારૂપ ફળાશાનો ત્યાગ કરીને તેથી પોતાનો પલ્લો છોડવેલો હોય છે, છતાં તેણે સર્વથા એ છોડવ્યો છે એવું કહી શકાય નહિ. ફળાશાનો સર્વથા ત્યાગ તો તત્ત્વવેત્તા સાક્ષાત્કારવાન મહાપુરુષ જ્ઞાનીઓએ જ કરેલો હોય છે. એમણે સંસારના તત્ત્વને

તેના જેવા ને તેવા સ્વરૂપે ઓળખી લીધેલું હોય છે. તેમણે જ્ઞાનાગ્નિથી કર્તાપણાના અહંકારને સર્વથા ભસ્મ કરી દીધેલો હોય છે. તેઓ શરીર અને ઇન્દ્રિયો દ્વારા સર્વ કંઈ કરતા રહેતા હોવા છતાં પણ, બધાથી દૂર ઊભેલા હોય છે. જિજ્ઞાસુમાં સંસાર સંબંધી ફળાશા જો કે રહેલી હોતી નથી, પરંતુ કર્તાપણાનો અહંકાર અને કર્તવ્યબુદ્ધિ હજી પણ રહેલાં હોય છે. આના ફળસ્વરૂપે પોતાનાં કર્મદ્વારા એક માત્ર ઈશ્વરપ્રાપ્તિ રૂપ ઇચ્છા તેનામાં ઘર કરી રહેલી હોય છે, જેને સાંસારિક ઇચ્છાઓને મુકાબલે અનેક ગણી શ્રેષ્ઠ કહી શકાય. સાંસારિક ઇચ્છાઓથી છુટકારો પામવાનું કાર્ય પણ, એ પવિત્ર ઇચ્છા જ્યાં સુધી પ્રબળ બને નહિ ત્યાં સુધી, અસંભવિત છે. સાંસારિક ઇચ્છાઓને કાઢી કાઢી દૂર ફેંકવાનો એક માત્ર ઉપાય એ છે કે, ઈશ્વરપ્રાપ્તિરૂપ ઇચ્છાએ હૃદયનો પૂર્ણપણે કબજો કરી લેવો. ધારો કે, જળથી ટોચેટોચ ભરેલું એક પાત્ર છે. એને આપણે ખાલી કરવું છે. એ માટે ઉત્તમ રસ્તો એ છે કે, એ પાત્રને જળથી કોઈ ભારે પ્રવાહી પદાર્થ, એટલે કે પારાથી ભરી દેવું. આ રીતે, જેમ જેમ આપણે એ પાત્રમાં પારો નાખતા જઈશું, તેમ તેમ પાત્રમાંથી જળ બહાર આવતું જશે. એ પાત્રને બધું ખાલી કરી દઈને પારો ભરવા જતાં, તે ખાલી રહી શકશે નહિ. કેમકે, પાણીની જગ્યાએ પવને તરત પોતાનું સ્થાન જમાવી દીધું હશે. બસ આ જ રીતે, હૃદયરૂપી પાત્રને સાંસારિક ઇચ્છાઓથી ખાલી કરવા માટે, ઈશ્વરપ્રાપ્તિરૂપ જિજ્ઞાસાને તેમાં ઠાંસી ઠાંસીને ભરી દેવી, એ જરૂરનું છે. આ પવિત્ર જિજ્ઞાસાની ઉત્તરોત્તર ગાઢ બનતી અવસ્થા, એ જ વૈતાલને તૃપ્ત થવાનું એક મુખ્ય સાધન છે. એ સાધન દ્વારા ઈશ્વરકૃપા, ગુરુકૃપા અને શાસ્ત્રકૃપા વગેરે બીજાં સાધનો આપોઆપ ખેંચાઈ આવે છે. દીવો જ્યારે પોતાના પ્રકાશથી બળવા લાગે છે, ત્યારે ચારે બાજુથી પતંગિયાંઓને આપોઆપ બળવા માટે ખેંચાઈ આવતાં વાર લાગતી નથી. આવી રીતે, જિજ્ઞાસુદ્વારા બધાં

કર્મ, ફળાશાથી રહિત, કર્તવ્યબુદ્ધિથી ઈશ્વરાર્પણરૂપે થતાં રહે છે. પરંતુ, જ્યાં જ્યાં કર્તવ્યબુદ્ધિ હોય છે, ત્યાં ત્યાં કર્તાબુદ્ધિ પણ અવશ્ય હોય છે. "હું કર્મનો કર્તા છું અને અમુક કર્મ કરવું એ મારી ફરજ છે" એ કર્તાબુદ્ધિ અને કર્તવ્યબુદ્ધિનું લક્ષણ છે. આમ, કર્તાબુદ્ધિ વિના કર્તવ્યબુદ્ધિ આવી શકતી નથી. પહેલો "કર્તા" બનશે, એટલે "કર્તવ્ય" આવી ગર્દન પર સવાર થશે. આ પરિચ્છિન્ન અહંકારનું પરિણામ છે. એટલે, પરિચ્છિન્ન અહંકારદ્વારા, કર્તવ્યબુદ્ધિથી કરેલાં કર્મ, ભલે ફળની ઇચ્છાથી રહિતપણે થયેલાં તે કેમ ન હોય છતાં પણ, તેમનાં ફળ અવશ્ય હોય છે. "કર્મની વ્યાખ્યા"માં પાછળ જેમ સ્પષ્ટ કરવામાં આવ્યું છે તેમ, કર્તવ્યબુદ્ધિથી કરેલાં કર્મોમાં મન અને બુદ્ધિની દરમ્યાનગીરી, કર્તાબુદ્ધિ હોવા-પણાના કારણે, અવશ્યપણે રહેલી હોય છે. એટલે એવાં કર્મ ભાવને અવશ્ય જન્માવે છે, એટલે કે એ ભાવશૂન્ય રહી શકતાં નથી. "હું મારા કર્મનાં ફળ ઈશ્વરાર્પણ કરું છું"–એવો ભાવ જિજ્ઞાસુએ પોતે કરેલાં કર્મોની સાથે જડાયેલો રહેવો જરૂરી છે. એવો ભાવ રહેવાના પરિણામે, એ કર્મ ફળ વિનાનાં પણ રહી શકતાં નથી. કેમકે ફળ કર્મમાં નહિ પણ કેવળ ભાવમાં જ વસે છે. જો કે એ કર્મોનાં ફળ સંસાર-વિષયક નથી હોતાં, કેમકે એમની સાથેનો સાંસારિક વાસના-રૂપ ભાવ સર્વથા નષ્ટ થયેલો હોય છે, તો પણ ઈશ્વરપ્રાપ્તિ-રૂપ વાસનાના સદ્ભાવથી, અંતઃકરણની નિર્મળતા તેમજ ભક્તિના પ્રાદુર્ભાવદ્વારા પારમાર્થિક જિજ્ઞાસાની દઢતા, એ એવાં કર્મોનાં ફળરૂપે, અવશ્ય પ્રત્યક્ષ થાય છે અને પમાય છે.

પરંતુ, એક તત્ત્વવેત્તા જ્ઞાનીના સંબંધમાં આવું કાંઈ બનતું નથી. એણે પોતાના હૃદયમાં જ્ઞાનાગ્નિ પ્રજ્વલિત કરીને ભેદદષ્ટિને તેના સ્વરૂપથી જ–મૂળથી જ–બાળી દીધેલી હોય છે, તેમ જ પરિચ્છિન્ન અહંકાર અને તેનાં પરિણામ, એટલે કે, "કર્તાબુદ્ધિ" અને "કર્તવ્યબુદ્ધિ"ને પણ ભસ્મ કરી દીધેલાં

હોય છે. "ભાવ" અને તેનાં ઉત્પાદક મન અને બુદ્ધિને પણ તેણે, શેકેલા બીજની પેઠે, અંકુર ફૂટવાને અસમર્થ બનાવી દીધેલાં હોય છે, અને કર્મ અને કર્મનાં સાધન–નીચે જણાવેલાં છયે કારકો એટલે કે ક્રિયાઓને કરાવનાર હેતુઓ—

**[1]कर्ता [2]कर्म च [3]करणं [4]सम्प्रदानं तथैव च ।**
**[5]अपादान[6]मधिकरणमित्येतानि कारकाणि षट् ॥**

—એ બધાંનો બ્રહ્મરૂપે નિશ્ચય કરી લીધેલો હોય છે. જેથી કર્મોમાં ફળ ઉપજાવવાની શક્તિ રહેલી હોતી નથી. ભલે સ્થૂળ દૃષ્ટિએ જ્ઞાની દ્વારા થતાં કર્મોમાં મન, બુદ્ધિ અને ભાવનો સંબંધ જોવામાં આવતો હોય, છતાં વાસ્તવમાં, એ બધું શેકેલા બીજ અને બળેલી દોરડીના જેવું છે, જેમાં આકાર રહેવા છતાં, ફળવાનું અને બાંધવાનું સામર્થ્ય નષ્ટ થયું હોય છે. કર્તવ્ય-બુદ્ધિ એ જ અજ્ઞાનનું લક્ષણ છે અને તે જ બંધનનું મૂળ છે. જ્ઞાનીએ એથી પોતાની મુક્તિ સાધી લીધેલી હોય છે.

**ज्ञानामृतेन तृप्तस्य कृतकृत्यस्य योगिनः ।**
**नैवास्ति किञ्चित्कर्तव्यमस्ति चेन्न स तत्त्ववित् ॥**

(અષ્ટાવક્ર)

**यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिताः ।**
**ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥**

(ગી૦ અ૦ ૪, શ્લો૦ ૧૯)

અર્થ:—જ્ઞાનામૃતથી તૃપ્ત અને કૃતકૃત્ય બનેલા યોગીને કાંઈ પણ કરવાપણું હોતું નથી. (કેમકે, તેને પોતાના આત્મસ્વરૂપ-માં કોઇ પ્રકારે કર્મનો લેપ કે જન્મમૃત્યુનો લેપ લાગેલો દેખાતો નથી.) જો તેને કાંઈ કરવાપણું બાકી રહ્યું છે, તો તે તત્ત્વને જાણતો નથી. (અષ્ટાવક્ર). જેનાં સંપૂર્ણ કર્મ કામના અને સંકલ્પથી રહિત છે અને જેણે જ્ઞાનરૂપી અગ્નિથી સંપૂર્ણ કર્મોનો

---

૧. કર્મ કરવાવાળો. ૨. જેના પર કર્મ કરવામાં આવે તે. ૩. જે દ્વારા કર્મ કરવામાં આવે તે. ૪. જેને માટે કર્મ કરવામાં આવે તે. ૫. જ્યાંથી કર્મ કરવામાં આવે તે. ૬. જેમાં કર્મ કરવામાં આવે તે.

નાશ કર્યો છે, તેને જ બુદ્ધિમાન પુરુષ, તત્ત્વને જાણુવાવાળા પંડિત તરીકે ઓળખે છે.

સારાંશ, જિજ્ઞાસુમાં કામના ન દેખાવા છતાં જરૂર હોય છે, અને જ્ઞાનીમાં કામનાની ઝલક દેખાવા છતાં, સ્વરૂપતઃ હોતી નથી. આ કારણે, જ્ઞાનીદ્વારા થતાં કર્મ પણ અકર્મ જેવાં બની રહે છે. જિજ્ઞાસુ અને જ્ઞાનીદ્વારા થતાં કર્મોમાં, "કર્મ" અને "અકર્મ"નું વિલક્ષણ રહસ્ય આવું છે.

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**
**स बुद्धिमान् मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥**
(ગી૦ અ૦ ૪, શ્લો૦ ૧૮)

અર્થ:—જે પુરુષ (અહંકાર રહિત બનીને કરેલી) સંપૂર્ણ ચેષ્ટાઓમાં અકર્મ (એટલે કે વાસ્તવમાં, પોતાના સ્વરૂપમાં સર્વ પ્રકારે કર્મથી નિર્લેપતા) જુએ છે; અને (અહંકાર સહિત અજ્ઞાની પુરુષો દ્વારા થતી) સંપૂર્ણ ક્રિયાઓના ત્યાગમાં પણ કર્મ જુએ છે; (એટલે કે, અહંકાર સહિત કર્મત્યાગમાં પણ કર્મફળ જુએ છે; બીજા અર્થમાં એ કે, કર્મનો ત્યાગ ભલે કર્યો હોય, પરંતુ અજ્ઞાનના કારણે, ત્યાગનો કર્તા બનવાથી, એવા ત્યાગનો અહંકાર તેના કર્તાને ફળના બંધનમાં સંડોવે છે એ જુએ છે;) તે તત્ત્વને જાણુનાર પુરુષ મનુષ્યોમાં બુદ્ધિમાન છે અને એવો તત્ત્વવેત્તા યોગી કરવાનું બધું કરી ચૂકેલો છે.

## નિષ્કામકર્મનો ઉપસંહાર અને ત્યાગની પાંચમી ભેટ

પ્રસંગાનુસાર "કર્મનું મહત્ત્વ", "કર્મની વ્યાખ્યા," "કર્મની અનિવાર્યતા," "કર્મદ્વારા પ્રકૃતિની નિવૃત્તિમુખીનતા" "નિષ્કામકર્મનું રહસ્ય", "કર્મ અને અકર્મનું રહસ્ય"— આ વિષયો સ્પષ્ટ થઈ ગયા. ભર્તૃહરિજીના વચનાનુસાર—

"**एके सत्पुरुषाः परार्थघटकाः स्वार्थान्परित्यज्यये**"

—એ જ સત્પુરુષ છે, જે પોતાના સ્વાર્થને તિલાંજલિ દઈને બીજાનો સ્વાર્થ સાધવા તત્પર રહે છે. આવી નિષ્કામતા, ખરું જોતાં, પરમાર્થરૂપી વૃક્ષનું સુદૃઢ મૂળ છે. એ વૃક્ષમાંથી

નિત્યાનન્દરૂપી ફળની આશા રાખી શકાય છે. એ એક જ એવો ખાનદાન પથ્થર છે, જેના આશ્રયે જ્ઞાનની સાત ભૂમિકાઓના સાત માળવાળા ભવ્ય ભુવનનું નિર્માણ કરી શકાય છે. આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવામાં આડખીલીરૂપ અંતઃકરણમાં ત્રણ દોષો છેઃ (૧) મળદોષ, એટલે કે હૃદયમાં દુષ્ટ વાસનાનું ઉત્પન્ન થવું; (૨) વિક્ષેપદોષ, એટલે કે મનનું ચંચળ બની રહેવું; અને (૩) આવરણદોષ, એટલે કે સ્વરૂપનું અજ્ઞાન. આ ત્રણે દોષોમાં પહેલા દોષથી નિષ્કામ જિજ્ઞાસુ નિવૃત્ત થઇ ગયો છે; પરંતુ રજોગુણની સ્થિતિ હોવાને કારણે વિક્ષેપદોષ કર્મોમાં ડોકિયાં કરતો રહે છે. જો કે આ રજોગુણ ફળાશારહિત હોવાથી, સત્ત્વગુણમિશ્રિત છે, તો પણ "કર્મદ્વારા પ્રવૃત્તિની નિવૃત્તિમુખીનતા"વાળા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે, એ રજોગુણ ક્રમેક્રમે હૃદયમાંથી નીકળી જાય છે અને સત્ત્વગુણની ભરતી હૃદયમાં થતી ચાલે છે.

## ભક્તિનાં મુખ્ય ચાર પગથિયાં છે

(૧) "**तस्यैवाहम्**"–હું તેનો જ છુંઃ પરમાત્માથી દૂરઃ અહીં પડદો ભારે ગાઢ છે.

(૨) "**तवैवाहम्**"–હું તારો જ છુંઃ પરમાત્માની નિકટઃ પડદો પાતળો છે.

(૩) "**त्वमेवाहम्**"–હું તું જ છુંઃ પરમાત્માની અત્યંત નિકટઃ પડદો જર્જરિત, બહુ જ બારીક, તેમાંથી બધું દેખાય એવો છે.

(૪) "**शिवोऽहम्**"–હું શિવ છુંઃ પરમાત્માથી અભિન્ન.

સત્ત્વગુણની વૃદ્ધિ થતાં થતાં, કુંભારના ચાકનો વેગ તેને ફેરવતા દંડને કાઢી લેતાં જેમ ઘટતો જાય છે તેમ, કર્મના વેગથી આ નિષ્કામ જિજ્ઞાસુ છૂટી જાય છે. તે હવે ઉપર કહેલાં ચાર પગથિયાં પૈકી પ્રથમ પગથિયું–**तस्यैवाहम्** પર દૃઢતાપૂર્વક પગ રાખે છે. વૈતાલનાં ચરણોમાં રાજીખુશીથી ધરવામાં આવેલી ત્યાગની આ પાંચમી ભેટ છે.

## ઉપાસના અને ભક્તિનો અર્થ

"ઉપાસના" શબ્દની વ્યુત્પત્તિ ઉપ+આસન "ઉપાસન"-માંથી છે. "ઉપ" એટલે સમીપ અને "આસન" એટલે બેસવું એટલે કે, ઈષ્ટદેવની સમીપમાં મનને બેસાડવું એ "ઉપાસના" શબ્દનો અર્થ છે. ઈશ્વર સંબંધી પવિત્ર પ્રેમનું નામ ભક્તિ છે સંબંધભેદને લીધે પ્રેમનાં નામ ભિન્ન ભિન્ન પણ છે: જેમકે આપણાથી ઓછી ઉંમરના પુત્રાદિકોમાં જે પ્રેમ હોય તે "સ્નેહ" અને "વાત્સલ્યતા" પણ કહેવાય; આપણી સમાન ઉંમરવાળા પ્રત્યેનો પ્રેમ "મિત્રતા"ના નામે ઓળખાય; પૂજ્યો પ્રત્યેના પ્રેમને "શ્રદ્ધા" કહીએ; સ્વાર્થબુદ્ધિથી સાંસારિક પદાર્થોમાં જે પ્રેમ કરીએ તેને "રાગ" કહીએ; અને ઈશ્વરમાં પવિત્ર નિષ્કામ-ભાવથી જે પ્રેમ રાખીએ તેને "ભક્તિ"નું નામ આપીએ, એટલે કે ઈશ્વરમાં પવિત્ર નિષ્કામભાવે થતો પ્રેમ એ "ભક્તિ" છે.

## પ્રેમનો મહિમા

ખરું જોતાં, પ્રેમની બરોબરી કરી શકે એવો કોઇ રસીલો પદાર્થ સંસારમાં થયો નથી કે થશે પણ નહિ—"**न भूतो न भविष्यति**" બ્રહ્માથી માંડી કીડી પર્યંત બધો સંસાર પ્રેમથી છકેલો નજરે આવે છે. પ્રત્યેક વ્યક્તિની દોડધામ બેચેનીવાળી છતાં પણ, પ્રેમનું આલિંગન કરવાને માટે જ થઇ રહી છે. કોઇ સુંદર રૂપ પર મોહી રહ્યું છે, તો કોઇ રસીલા શબ્દો પર વારી જાય છે; કોઈ કોમળ સ્પર્શમાં કંપ અનુભવે છે, તો કોઈ મધુર મધુર રસોમાં લટ્ટુ બન્યું છે, કોઈ રસભીની સુગન્ધ પર આફરીન છે, તો કોઈ માનબડાઈ પર મરી ફીટે છે ક્યાં સુધી વર્ણન કરવું ? મનસહિત છયે ઇન્દ્રિયોએ સારા સંસારને નચવી મૂક્યો છે. આ સંસારરૂપી નૃત્યભુવનમાં સંપૂર્ણ ભૂત માત્ર માટે નૃત્યનો વિષય એક જ છે અને તે કેવળ પ્રેમ છે. અરે,

અભાગિ પ્રેમ ! તું એવી તે કઈ વસ્તુ છે, જેણે "ફણી મણિ બિનુ જિમિ જળ બિનુ મીના"ની જેમ સંપૂર્ણ બ્રહ્માંડને પોતાની પાછળ ઘેલું કરી મૂક્યું છે? સાચું કહે, તારામાં એવો શો જાદૂ ભર્યો છે, જેણે બધાં જ ચિત્તોને ભરમાવી નાખ્યાં છે?

"જાદૂ વહુ જો સર પર ચઢકે બોલે."

પાંચ વર્ષના બાળક ધ્રુવને તેં રાજમહેલથી બહાર કાઢી નિર્જન વનમાં ધકેલી દીધો. પ્રહ્‌લાદને તપાવેલા થાંભલે બાંધ્યો, અગ્નિમાં ફેંક્યો અને પથ્થરની વર્ષા કરી પીડ્યો. ગોપીઓએ તારી ખાતર બધી ધર્મની મર્યાદાઓ નેવે મૂકી. અને બ્રહ્માદિ દેવતાઓ, જેની ભ્રૂકુટીના વિલાસ માત્રથી કંપાયમાન થાય છે એવા શ્રીકૃષ્ણની પાસે પણ તેં વાંદરાની પેઠે નાચ નચાવ્યા.

"તાહિ અહીર કી છોહરિયાં છછિયા ભરી છાછ પૈ નાચ નચાવૈ"*

રાજા ભર્તૃહરિ અને ગોપીચંદ વગેરેએ તારી ખાતર રાજસિંહાનને તિલાંજલિ દઈને શરીરે ભસ્મ ચોપડી. બિચારા મજનૂંને તેં વનવનમાં રઝળાવ્યો. ફરહાદ જેવા મુફ્લીસે તારી ખાતર પહાડો તોડી મેદાન કર્યાં અને આખરે પોતાના હાથે પોતાના પર કુઠાર ચલાવી તારા પર પોતાની જાતનું બલિદાન આપ્યું. કોયલ તારે માટે કૂકકૂક બોલી રહી છે; બુલબુલ તારે કારણ રડી રહ્યાં છે; ફૂલ તારામાં ભળી ખીલખીલ હસી રહ્યાં છે; હસનારને રડાવવું અને રડનારને હસાવવું એ તારો ખેલ છે. ઓ વહાલા ! તું બહુ રસીલો છે. તારા રસરૂપની જરા અમસ્થી ચટક જેને લાગી તે અમૃત બની જાય છે. તારા સંયોગથી કુજાતિ ભીલડીનાં ખાધેલાં બોર પણ અમૃતરૂપ સિદ્ધ ઠર્યાં. દાસીપુત્ર વિદુરની કેળાંની છાલે શુદ્ધબુદ્ધ હરી લીધી. દરિદ્ર સુદામાના લૂખાસૂખા તાંદુલે એવી મજા આપી કે તેનાં

* શેષ ગણેશ મહેશ દિનેશ સુરેશહુ જાહિ નિરન્તર ગાવેં,
જાહિ અનાદિ અનંત અખંડ અછેદ અભેદ સુવેદ બતાવેં;
જાહિ હિયે લખિ આનંદ હ્વૈ જડ મૂઢ હિયે રસખાનિ કહાવેં,
તાહિ અહીર કી છોહરિયાં છછિયાં ભરિ, છાછ પૈ નાચ નચાવૈં.

પાદપ્રક્ષાલન કરતી વખતે કનૈયાએ—

"પાની પરાત કો હાથ છુયો નહિ, નૈનનકે જલસોં પગ ધોયે"×

સાચું કહ્યું છે–"પ્રેમમાં નેમ (નિયમ) નથી.' સારાંશ સંપૂર્ણ બ્રહ્માંડમાં એવું કોઇ પણ પ્રાણી નથી, જેને તેં બાજીગરના વાંદરાની જેમ નાગ નચાવ્યો ન હોય! મુડદાંયે તારા નામે જાગી બોલે છે. સાચે, તું એક એવો અદ્ભુત પદાર્થ છે. જે પર ત્રણે લોક કુરબાન કર્યાં જાય!

કિસ કિસ અદાસેં તૂને, જલ્વા[1] દિખા કે મારા,
આઝાદ હો ચુકે થે, બન્દા બના કે મારા. ૧
ખુદ બોલ ઊઠા અનલ્હક,[2] ખુદ બન કે શરહ[3] તૂને,
એક મર્દે [4]હકકો નાહક, સૂલી ચઢા કે મારા. ૨
કયોં [5]કોહકન પે તૂને, યહ સંગરે[6] જિયાં કી,
લી ઉસકી જાને [7]શીરીં, [8]તેશા ઊઠા કે મારા. ૩
ગર્દન મેં [9]કુમરિયાં કે, [10]ઉલ્ફતકા તોક[11] ડાલા,
બુલબુલ કો પ્યારે! તૂને, ગુલ બનકે ખુદ હી મારા. ૪
આંખોં મેં તેરે જાલિમ! છુરિયાં છૂપી હુઈ હૈં,
દેખા જિધર કો તૂને, પલકેં ઊઠા કે મારા. ૫
[12]ગુઞ્ચે મેં આકે મહકા, બુલબુલ મેં જાકે ચહકા,
ઈસકો હંસા કે મારા, ઉસ કો રુલા કે મારા. ૭

"મારા માલિક! તારી "બાંકી અદા" અને તિરછી નજર છે!" હાય! તું ભારે મતવાલો છે. જ્યાં તારી નજર

---

× ઐસે બિહાલ બિવાયન સોં ભયે કંટક જાલ લગે પુનિ જોયે,
હાય મહાદુઃખ પાયો સખા તુમ આયે ઈતૈ ન કિતૈ દિન ખોયે;
દેખિ સુદામાકી દીન દશા કરુણા કરિકે કરુણાનિધિ રોયે,
પાની પરાત કો હાથ છુયો નહિ, નૈનનકે જલસોં પગ ધોયે.

૧ ચમત્કાર. ૨. શિવોઽહં; હું બ્રહ્મ છું. ૩. ધાર્મિક કાનૂન. ૪. સાચા. ૫. ફરહાદ, નામ છે. ૬. પાષાણવૃષ્ટિ. ૭. મીઠી, ફરહાદની માશૂકનું નામ પણ એ છે. ૮. કુહાડો. ૯. પક્ષી વિશેષ. ૧૦ પ્રેમ, ૧૧, બેડી, ૧૨, પુષ્પકળી.

સાથે નજર મળી કે કંસના કારાગારમાં વસુદેવ–દેવકીની જેમ, લોક અને વેદરૂપી બેડીઓ કપાઈ જ ગઈ! બધા વેદ અને ધર્મનું ફળ તું છે. તને તારા સોગન, તું સાચું કહે કે તું કયું વળગણ છે? તારું સ્વરૂપ કેવું છે? તું ક્યાં રહે છે? તારો હેતુ શો છે? આના પરિણામે, પ્રેમ જે ઉત્તર આપે છે તે વીજળી સમાન સોંસરો ગળે ઊતરી જાય છે અને હૃદય શીતળતા અનુભવે છે.

## પ્રેમનો ઉત્તર

હું સાતમા આસમાનમાં નથી, તેમ સાતે સમુદ્રની પાર પણ નથી. મારો નિવાસ મૃગનયનીઓનાં નયનમાં નથી. હું શબ્દસ્પર્શાદિ વિષયોમાં જકડાયેલો પણ નથી. બલ્કે, હું સર્વ પ્રાણીઓનાં પોતપોતાનાં હૃદયમાં ઘર કરી બેઠો છું. આમ છતાં, કૃપણ ચિત્ત એવું છે કે, ત્યાં ઢૂંઢવાને બદલે બાહ્ય પદાર્થોમાં મને તે ખોળતું ભટકે છે. જેમ કોઈ મૃગ પોતાની નાભિમાંથી આવતી કસ્તૂરીની ગંધને પોતાનામાં ન અનુભવતાં, એ ગંધની તલાશમાં ઉન્મત્તપણે વનવન ભટકતો ફરે છે, તેમ આ પશુજીવ પણ, મને પોતાના અંતરમાં ન જોતાં, મારે માટે બહાર વલખાં માર્યા જ કરે છે. પણ અંદર જે વસ્તુ હોય તેની બહાર ઝાંખી કેમ થાય, ભલા? આખરે, મને તેઓ પામી શકતા નથી અને દીનના દીન જ રહે છે.

ફિરા હો +રૂયે જમીં પે યારો! તલાશ મેરી મેં મારે મારે,
અમલ કરો તુમ દિલોં મેં દેખો, મૈં નહને* અકરબ સુના રહા હું.

આ વિષયમાં તેમની સ્થિતિ પેલી વાતમાંની ડોશી જેવી છે. એણે અંધારી રાતમાં, પોતાના ઘરમાં એક સોય ખોઈ નાખી હતી, પણ તેને શોધવાને બહાર ફાનસની રોશનીમાં તે સડક પર ઘૂમતી હતી. ડોશીને ધૂળ ધમતાં આમ સડક પર જોઇને એક રસ્તે જનારે કારણ પૂછ્યું. ઉત્તર મળ્યો: "બેટા! સોય ખોવાઇ છે, તેને શોધું છું." રસ્તે જનારે પૂછ્યું કે, તેણે

+ પૃથ્વીતલ. * કંઠથી પણ અધિક સમીપ શબ્દ.

તે ક્યાં ખોઈ હતી? ઉત્તર મળ્યો: "ઘરમાં." પેલો હસીને બોલ્યો: "અંદર ગૂમ થયેલી વસ્તુને બહાર ખોળવી એ મૂર્ખતા નહિ તો?" ડોશી બોલી: "હા, બેટા, ખરું કહે છે, પણ ઘરમાં દીવો કરવાને કંઈ છે નહિ. મને થયું કે કંઈક તો કરવું જ જોઈએ, એટલે સડક પરની ધૂળમાં પણ ખોળું છું." પોતાના હૃદયમાં દીવો કરીને મને મેળવવાનું સામર્થ્ય જેમનામાં નથી, એવા પુરુષોની દશા આવી છે. તેઓ બહાર ચમકવાળા રંગબેરંગી પદાર્થોમાં, મારી શોધ માટે, ધૂળ ધમતા ભટકે છે. જેમ વરાળને દાબી શકાતી નથી, તેમ મારો વેગ પણ દબાવ્યો દબાતો નથી. આને લીધે સંસારભરમાં કોઇ પણ ભૂતપ્રાણી એવો નથી, જે પ્રેમ વિનાનો હોય, પછી ભલે દરેકના પ્રેમનો વિષય જુદો જુદો હોય. પ્રત્યેક શરીરમાંથી મારો સ્રોત કોઇને કોઈ રૂપે, ઝરણુમાંથી પાણી ઝરપે છે. એ રીતે, ફૂટ્‌ફૂટ્‌ કરતો વહે છે. કારણ કે, પ્રેમ સ્વાભાવિક રૂપે પ્રત્યેક જીવની અંદર દબાયેલો પડ્યો જ છે, તે અંદર ના હોય તો બહાર પણ કેમ કરી આવે? પરંતુ, જીવ પવિત્ર પ્રેમનો સદુપયોગ કેવી રીતે કરવો તે જાણતો નથી. આમ હોવાથી કોઇ ધનની ખાતર જાન આપે છે, તો કોઈ પુત્ર, કોઇ સ્ત્રી કે કોઇ માન ખાતર મરી મટે છે. આમ મારો અસદુપયોગ કરવાના કારણે મને તે ન પામતાં કેવળ ખેદને પામે છે. વાસ્તવમાં વિષય પોતાના સ્વરૂપથી પ્રેમરૂપ હોતો નથી. જે પ્રકારે દર્પણદ્વારા આપણું મુખ પ્રકાશે છે, એ પ્રકારે વિષયદ્વારા પ્રેમ પ્રકાશે છે એટલું જ. પરંતુ આપણને દર્પણ વહાલું નથી હોતું, વહાલું મુખ હોય છે. આ ન્યાયે, બાહ્ય પદાર્થ–વિષય–પ્રેમ સ્વરૂપ નથી. આપણા વાસ્તવિક પ્રેમસ્વરૂપી મુખનાં તે દર્શન કરાવે છે એ કારણથી વિષય પ્રિય છે; તે (વિષય) પોતાના સ્વરૂપથી કદાપિ પ્રિય હોતો નથી.

હે પ્રેમીઓ! તમે પોતે જ તમારા અંતરના વેગથી આતુર બની, તમારી પ્રેમભરી દૃષ્ટિથી બાહ્ય પદાર્થોને સુંદરતા અર્પો

છો અને પછી તમે તેની પાછળ દોડો છો. મહાન આશ્ચર્ય! હે પ્રેમીઓ! સુંદરતા પદાર્થમાં નથી; બલ્કે, તમે તમારી પોતાની મનોહર દૃષ્ટિથી વસ્તુઓને મનોહર બનાવો છો. તેમને મનોહરતાનું દાન કરનાર તમે જ છો, અને એમ કરીને, પછી તેમને માટે તડફડાટ સેવી વ્યાકુળતા દાખવો છો. જો સુંદરતા પદાર્થમાં ભરેલી હોત, તો કોઈએક પદાર્થ બધાને સુંદર પ્રતીત થાત, અગર તો, જે પદાર્થ જે વ્યક્તિને એક વખત સુંદર લાગ્યો, તે તેને માટે હરહંમેશ સુંદર બની રહ્યો હોત. પરંતુ, અહીં તો એ બંને નિયમો ઊલટી રીતે જ પ્રવર્તે છે.

એકવાર એક રાજાએ લયલા અને મજનૂંના પ્રેમની ચર્ચા સાંભળીને મજનૂંને પોતાના દરબારમાં બોલાવ્યો, અને તેનો લયલા પ્રત્યે સંપૂર્ણ પ્રેમ છે એવું જાણીને વળી, લયલાને પણ જોવાની તેને ઇચ્છા થઈ. લયલા આવી, પણ રાજાએ જોયું તો તે બિલકુલ કાળે રંગે હતી. રાજાએ પોતાના મહેલની સુંદર રાણીઓને હાજર કરી, મજનૂંને તેમાંથી એકને પસંદ કરવાની આજ્ઞા કરી. મજનૂંએ ઊંચે સ્વરે કહ્યું: "રાજા! તારી મૂર્ખતાને તું કેમ ઉઘાડી પાડે છે? મારી લયલાને જોઈ શકે એવી તારી આ આંખો જ ક્યાં છે? તું મારી આંખોથી મારી લયલાને જો."

ઠીક, આ જ અવસ્થા બધા સંસારની છે. સંપૂર્ણ સૌન્દર્યનો સ્રોત પ્રાણીઓનાં પોતાનાં હૃદયમાંથી નીકળે છે અને પ્રત્યેક પ્રાણી પોતપોતાની સુવર્ણમયી દૃષ્ટિથી પોતપોતાની વસ્તુઓમાં સુંદરતા આરોપે છે. જેમ સૂર્યનું તેજ પર્વત, પૃથ્વી, વૃક્ષાદિ સંપૂર્ણ જડ પદાર્થો પર પડીને તેમને પ્રકાશમાન કરે છે, એટલે કંઈ પર્વતાદિ પોતે પોતાના સ્વરૂપથી પ્રકાશમાન કરતા નથી, પોતે પોતાના સ્વરૂપે પ્રકાશમાન તો સૂર્ય જ છે, તેમ પ્રત્યેક પ્રાણી પોતાના અંતરમાં રહેલા પ્રેમસ્વરૂપનાં રશ્મિઓથી પોતાને પ્રિય પદાર્થોને પ્રેમમય બનાવે છે, પરંતુ સાચી રીતે, પ્રેમસ્વરૂપ તો તેનો પોતાનો આત્મા જ છે. પુત્રના મિત્રથી

પ્રેમ મિત્રની ખાતર હોતો નથી, બલ્કે પુત્રની ખાતર થાય છે. જ્યારે એ મિત્ર પુત્રને અનુકૂળ રીતે વર્તતો નથી, ત્યારે તેના પ્રત્યેનો આપણો પ્રેમ પણ પલાયન કરી જાય છે. આપણાં શરીર સંબંધી સ્ત્રીપુત્રાદિથી પ્રેમ સ્ત્રીપુત્રાદિ ખાતર હોતો નથી, બલ્કે તે આપણા શરીર ખાતર કરવામાં આવે છે; કેમકે, એનાં એ જ સ્ત્રીપુત્ર આપણા શરીરને અનુકૂળ નથી વર્તતાં, ત્યારે તેમનો ત્યાગ પણ થાય છે. શરીરનાં અંગ-પ્રત્યંગ પ્રત્યે પ્રેમ પણ એ અંગપ્રત્યંગ ખાતર નથી થતો, બલ્કે, તે આપણા જીવનની ખાતર કરવામાં આવે છે. પગ જો આપણા જીવનને અનુકૂળ રહેતા નથી, તો તેમને કાપી નાખવામાં આવે છે; હાથ જો આપણા જીવનને પ્રતિકૂળ માલૂમ પડે છે તો તેને ઉરાડી દેવામાં આવે છે; આંખ જો આપણને સુખરૂપ નથી થતી તો તેને ખેંચી કાઢી ફેંકી દેવાય છે. જે અંગ આપણા જીવનની વધારે નજદીક છે તે પર, બીજાં અંગોને મુકાબલે, વધારે પ્રેમ આવે છે. હાથની ખાતર પગની કુરબાની થઈ શકે છે. આંખ અને માથાની ખાતર હાથનું બલિદાન દઈ શકાય છે. આ સ્વાભાવિક છે. એટલા ખાતર તો જ્યારે કોઈ શત્રુ માથા પર ઘા કરવાને દોડે છે, ત્યારે કોઈ પણ પ્રકારની પ્રેરણા સિવાય આપોઆપ, માથાને ચોટથી બચાવી લેવાને, માથાની આડે હાથ ઝટ લઈ ઊંચા આવી ખડા થઈ જાય છે અને ઢાલનું કામ બજાવે છે. આ એમ કેમ ? શું આંખ અને માથાને મુકાબલે હાથ પણ પોતાનું અંગ નથી ? અંગ તો છે, પણ આંખ અને માથું જીવનની વધારે નજદીક છે, એટલા માટે, એ બંનેની ખાતર હાથનું બલિદાન દેવાય છે. જીવન-રૂપ પ્રાણ પણ જીવનની ખાતર પ્રિય નથી, પણ આપણા આત્માની ખાતર પ્રિય છે. જ્યારે એ જીવનરૂપ પ્રાણ આપણા આત્માને માટે સુખદાઇ લાગતો નથી, ત્યારે તે પણ બલિરૂપે હોમાય છે. અનેક સતી સ્ત્રીઓનું જીવન આના જ્વલન્ત દૃષ્ટાંત-રૂપ છે. આજના વખતમાં પણ, જળમાં ડૂબી મરવું, અગ્નિથી

બળી મરવું, જાતે ફાંસો ખાઇ લેવો, વગેરે દ્વારા મૃત્યુને અકાળે નોતરવું એ એ હકીકતને પ્રત્યક્ષપણે પુરવાર કરે છે કે, 'એવી રીતે મરનારનાં જીવન તેમને માટે સુખરૂપ નહોતાં. આથી સ્પષ્ટ થાય છે કે, સંપૂર્ણ પ્રિય પદાર્થ પણ આપણા પોતાના આત્માની ખાતર પ્રિય છે; પદાર્થની ખાતર પદાર્થ પ્રિય નથી. જે વસ્તુ જેટલી આત્માની વધારે નજદીક છે, તેટલો વધારે પ્રેમ તે પર આવે છે. પુત્રના મિત્રને મુકાબલે, પુત્ર પર અધિક પ્રીતિ થાય છે. પુત્રાદિને મુકાબલે, આપણા સ્થૂળ શરીરમાં વધારે પ્રીતિ લાગે છે, અને સ્થૂળ શરીર કરતાં, પ્રાણ પર પ્રીતિ વધારે છે. પ્રાણ પર પ્રીતિ સૂક્ષ્મ શરીરના સંબંધને લીધે છે. અને સૂક્ષ્મ શરીરમાં જે પ્રીતિ છે, તે આત્માના આભાસને લીધે છે. બીજા અર્થમાં સૂક્ષ્મ શરીર આપણા આત્માનું મુખ બતાવવામાં દર્પણની ગરજ સારે છે. આથી ચોખ્ખું સમજાય છે કે, ખરું જોતાં, પ્રેમ સ્વરૂપ નથી કોઇ બહારનો પદાર્થ, નથી સ્થૂળ શરીર, કે નથી સૂક્ષ્મ શરીર; પરંતુ પરમ પ્રેમનો વિષય કેવળ "હું" **જ વાસ્તવિક પ્રેમ અંતર્સ્થિત આત્મા છું.** બાહ્ય પદાર્થ ખરી રીતે પ્રેમસ્વરૂપ નથી પણ વાસ્તવ પ્રેમસ્વરૂપની છાયા છે. જે જે પદાર્થ પર વાસ્તવ પ્રેમસ્વરૂપની છાયા પડે છે, તે તે પ્રેમનો વિષય બની જાય છે. એટલે કે બાહ્ય પદાર્થ આપણે માટે પ્રેમસ્વરૂપ ત્યાં લગી રહે છે, જ્યાં લગી આપણે તેને આત્મત્વ દૃષ્ટિએ ગ્રહણ કરીએ છીએ. જે ક્ષણે તે પરથી આપણી આત્મભાવના હઠી કે તે પરનો આપણો પ્રેમ પણ તે પરથી તત્કાળ પીઠ ફેરવી લે છે.

પરંતુ, હે પ્રેમીઓ! આ રહસ્યને તેના યથાર્થરૂપમાં જાણ્યા વિના પ્રેમને માટે તમે કષ્ટ સહન કરો છો પણ પ્રેમને પામતા નથી, અને અંતમાં, પ્રેમને માટે જે તમારી ભૂખ છે તે ભાગ્યા વિના, તમે ભૂખ્યા ને ભૂખ્યા રહો છો, દરિદ્રી બનો છો, સંપૂર્ણ જીવન હારી બેસો છો, અને ખાલી હાથે સિધાવો છો, જેમ કોઇ દર્પણમાં પડેલા પોતાના મોઢાના, પ્રતિબિંબને

પકડવાને દોડે, તો તેનું માથું દર્પણના કાચમાં કુટાયા વિના કશું હાથ નથી આવતું, તેમ તમને પ્રેમસ્વરૂપ લાગતા તમારા પ્રિય પદાર્થ એ તમારા આત્માનું મુખ બતાવનારાં દર્પણ છે, છતાં એ તમારી પોતાની છાયા–તમારા પોતાના પ્રતિબિંબને સત્ય માનીને, તેને આલિંગન કરવાને, જ્યારે તમે દોડો છો ત્યારે તમારું મોં–માથું પણ કુટાય તો નવાઇ નહિં!

એક બુલબુલને એક પાંજરામાં પૂર્યું હતું. એ પાંજરાને નીચે. ઉપર બધી બાજુ જાતજાતનાં દર્પણ જડ્યાં હતાં. પાંજરાની બરોબર વચલા ભાગે એક સુંદર ફૂલ લટકી રહ્યું હતું. આ ફૂલનું પ્રતિબિંબ પેલાં ભિન્ન ભિન્ન દર્પણોમાં પડતું હતું. પરિણામ એ આવતું કે જયાં જયાં બુલબુલ આંખ ઉઠાવી જોતું ત્યાં ત્યાં તેને ફૂલની છબી દેખાતી અને તે તેના મનને મોહિત કરતી. તેણે સામે જોયું, ફૂલ દેખાયું અને પકડવા દોડ્યું ત્યાં કપાળમાં કાચ વાગ્યો; પાછળ જોયું, ફૂલ દેખાયું અને વિહ્‌વલ બની પકડવા દોડ્યું, ત્યાં ડાચું કુટાયું; જમણે ફર્યું ડાબે ફર્યું તો માથું ભાગ્યું વગેરે. આમ ઉપર, નીચે, આજુબાજુ, ચોતરફથી હેરાન થઈ તે ઢગલો વળી ગયું.

હે પ્રેમીઓ! તમારી પણ એવી જ અવસ્થા છે. જેવી રીતે ઉપરોક્ત બુલબુલ તદ્દન પાસેના ફૂલને ન પામતાં, તેનાં પ્રતિબિંબો સાથે અફળાઇકુટાઇને જીવન હારી બેઠું, એવી રીતે, તમે બહારના જાતજાતના ભોગ્ય પદાર્થોરૂપી દર્પણોમાં તમારી આન્તરિક પ્રેમમૂર્તિનાં પ્રતિબિંબોને સાચાં માની તેમને પામવાને પતંગની માફક, તૂટી પડો છો, અને જાતે ને જાતે અફળાઈ–કુટાઇ મરો છો. હા, એમને માત્ર પ્રતિબિંબો તરીકે ઓળખી લઇને, જો બિંબ તરફ પાછા ફરી, બિંબને જ આલિંગન કરો, તો છાતી અવશ્ય ઠંડી પડે પરંતુ, તમે તો એ કાચના ટુકડા પર લટ્ટુ બની ચિન્તામણિથી હાથ ધોઈ બેસો છો.

પ્રેમ હમેશાં પોતાને અનુકૂળ પદાર્થો સાથે થાય છે. પ્રતિકૂળ પદાર્થથી પ્રેમ ઊપજે પણ કેવી રીતે? એ અનુકૂળતા

આત્મરૂપ દૃષ્ટિનું પરિણામ છે, એટલે કે, જે પદાર્થ આપણને પ્રિયરૂપ આત્માની પ્રેમમયી રશ્મિઓથી છવાઈ જાય છે, તે જ પદાર્થ અનુકૂળતાનો વિષય બને છે, જ્યાં સુધી એમાં અનુકૂળ બુદ્ધિ છે, ત્યાં સુધી મન એ પદાર્થથી પ્રેમ કરવાને દોડે છે. જે ક્ષણે એ પદાર્થ પ્રત્યે પ્રતિકૂળ આત્મબુદ્ધિ થાય છે કે મન તરત ત્યાંથી પાછું હઠી જાય છે. જો એ વસ્તુ સાચી રીતે પ્રેમ-પાત્ર જ હોત તો તેમાં એક વખત ઊપજેલો પ્રેમ ટકી રહેવો જોઇતો હતો. પરંતુ તે વસ્તુ પોતે પ્રેમપાત્ર નહોતી; એ તો કેવળ આપણા આંતરિક પ્રેમને પ્રત્યક્ષ કરવાને માત્ર સાધન-રૂપ હતી. આપણું પોતાનું મોં જોવાને દર્પણરૂપ હતી. જ્યાં સુધી તેમાં આપણું મુખ જોવાયું, ત્યાં સુધી તેના પર મોહી જઇને આપણે તેને છાતીએ વળગાડી રાખી અને જ્યારે તેનો, મોં જોવાને, આપણને ખપ રહ્યો નહિ, એટલે કે, જ્યારે તે મોં દર્શાવવાના કાર્યથી વિમુખ બની ત્યારે તેને તજી પણ દેવાઇ આ રીતે, હે પ્રેમીઓ! આ ભોગ્ય પદાર્થો દ્વારા પણ આપણા હૃદયમાં વિરાજેલો પ્રેમ સ્વરૂપ આત્મા જ, ખરી રીતે આપણા પરમ પ્રેમનો વિષય છે. જેમ દીવાલ સાથે જોરથી અફાળેલો દડો ફેંકનારની તરફ પાછો ફેંકાઇ આવે છે, અથવા જેમ નેત્ર દ્વારા બહાર નીકળેલી આપણા અંતઃકરણની વૃત્તિ દર્પણ સાથે અફળાઈને, આપણા મુખને વિષય બનાવે છે, એટલે કે આપણા મુખનું આપણને દર્શન કરાવે છે અને દીવાલ તેમ જ દર્પણ બંને, એ દડો તેમ જ વૃત્તિને, આપણા તરફ ફેંકવાને સાધન-માત્ર છે. એવી રીતે એ ભોગ્ય પદાર્થોમાં રાગરૂપ વૃત્તિ પણ, ભોગ્ય પદાર્થો સાથે અફળાઇને આપણા અંતરાત્માને જ સ્પર્શે છે. આમ છતાં, એ વૃત્તિનો એવો પ્રેમ અવિધિપૂર્વક જ છે.

**યેऽપ્યન્યદેવતા ભક્તા યજન્તે શ્રદ્ધયાન્વિતાઃ ।**
**તેऽપિ મામેવ કૌન્તેય યજન્ત્યવિધિપૂર્વકમ્ ॥**

(ગી૦ અ૦ ૯, શ્લો૦ ૨૩)

અર્થઃ—હે અર્જુન! જોકે શ્રદ્ધાથી ભરેલો જે સકામી

ભક્ત (અજ્ઞાની પુરુષ) બીજા દેવતાઓને (ભોગ્ય પદાર્થોને) પૂજે છે, તે પણ (ખરું જોતાં) મને (પોતાના અન્તરાત્માને) પૂજે છે, પરંતુ, તેનું એ પૂજન અવિધિપૂર્વક છે, અર્થાત્ અજ્ઞાનસહિત છે અને વિપરીત છે.

હૃદયસ્થ મને—પરમ પ્રેમને—સીધી રીતે ન ભજતાં, ભોગ્ય પદાર્થોને ભજવા એ અવિધિપૂર્વક કરેલું મારું ભજન છે, એટલે કે સીધી રીતે નાકને ન પકડતાં, ઊલટી રીતે પકડવા જેવી વાત છે. આનું ફળ એ આવે છે કે, મારે માટેની તરસ છિપાવવાને ખાતર, મૃગતૃષ્ણાનાં જળ સમાન, એ ભોગ્ય પદાર્થોની પાછળ પાછળ દોડીને પ્રાણી પોતાની કમર પોતે પોતાને હાથે કરી તોડી નાંખે છે અને મારાથી વંચિત રહે છે. એમ કરવાથી, નથી હું હાથ આવતો કે નથી ભોગ્ય પદાર્થ હાથ આવતો. પણ જ્યારે હું હાથમાં પકડાઈ જાઉં છું, ત્યારે ભોગ્ય પદાર્થો, પોતાની મેળે જ, કંઈ પણ કર્યા સિવાય, હાથમાં આવી પડે છે.

એક નાદાન બાળક પોતાની છાયાને પોતાનાથી ભિન્ન એ કોઈ બીજો બાળક છે એમ સમજી, તેના પર પ્રેમ કરવાને દોડ્યો. બાળકોનો પ્રેમ, પોતાની સમાન વયનાં બાળકો પર, સ્વાભાવિકપણે હોય છે. એ બાળકે પેલી છાયામાં દેખાતા બાળકનું માથું પકડવાને ઇચ્છા કરી. પરંતુ જેમ જેમ તે માથું પકડવાને આગળ દોડતો ગયો, તેમ તેમ છાયા પણ દોડતી જ ગઈ. બાળક તેની પાછળ દોડી દોડીને થાકી ગયો, પણ છાયા તેના હાથમાં ના પકડાઈ. આખરે તે ઊભો રહ્યો. છાયા પણ ઊભી રહી. એ છાયાનો બાળક હવે નજદીક છે, એમ પેલા બાળકને લાગ્યું, એટલે વળી પાછો તેને પકડવાને દોડ્યો, ત્યાં છાયા પણ દોડી. બાળક હેરાન હેરાન થઇ ગયો અને છાયારૂપી બાળક પકડાયો નહિ, એટલે તે રડવા લાગ્યો. તેની માતાએ આ બધું જોયું. તેને બાળકની દયા આવી. તેણે બાળકની પાસે તેનું જ માથું તેના બંને હાથે પકડાવ્યું, એટલે

બાળકે જોયું કે છાયારૂપી બાળકનું માથું તે પકડી શકયો છે!

હે પ્રેમીઓ! બરાબર, આ જ રીતે, તમે તમારા અંતરસ્થ પરમ પ્રેમ પર અધિકાર જમાવીને, સંસારના બધા જ પદાર્થો દ્વારા, પ્રેમ પામી શકો છો અને સંપૂર્ણ બ્રહ્માંડ તમારે માટે પ્રેમસ્વરૂપ બનાવી શકો છો. એમ કર્યા સિવાય, કોઈ પણ પદાર્થ તમને સંતોષ આપી શકતો નથી; બલ્કે તમારી ભૂખ અધિકાધિક વધતી જ રહે છે.

હમણાં સુધી, આ પ્રસંગમાં "બાહ્ય પદાર્થ પ્રેમસ્વરૂપ નથી; બલ્કે, આપણો હૃદયસ્થ આત્મા જ પરમ પ્રેમનો વિષય છે"–એવું કહેવામાં આવ્યું છે, તેનો અર્થ રખે કોઈ એવો કરે કે, એ કથન કોરું સ્વાર્થમૂલક છે! "પોતાથી જ પ્રેમ કરો" એ સ્વાર્થગીત, સંસારભરમાં કીડીથી માંડી બ્રહ્માપર્યંત, પ્રત્યેક પ્રાણી પોતાની પ્રત્યેક ચેષ્ટા દ્વારા લલકારી જ રહ્યું છે, તો પછી તમારા એવા કથનથી શું સિદ્ધ થાય છે?–એમ કહીને, અર્થનો અનર્થ કરવો, એ પરમ પ્રેમના ગળા પર છરી ફેરવવા જેવું છે. એ આત્મપ્રેમ સ્વાર્થમૂલક નહિ, પરંતુ સ્વાર્થત્યાગની અવધિરૂપ છે. એ પ્રેમ કેવળ ભારોભાર સમતાભર્યો પ્રેમ છે. આ આત્મપ્રેમનો અર્થ મન, ઇન્દ્રિય, શરીર, વગેરે સાથે અથવા શરીરનાં સ્વાર્થી સંબંધીઓ સાથે પ્રેમ કરવો એવો નથી; પરંતુ, મન, ઇન્દ્રિય, શરીર, વગેરેના સાર અને આધારભૂત પરમ જ્યોતિ, જે મન આદિના વિકારોથી સર્વથા રહિત છે–નિર્વિકાર છે, તે જ, આત્મપ્રેમ–પરમ પ્રેમને જ વિષય કરવો, એવો તેનો અર્થ છે. શરીર વગેરે વિકારી વસ્તુ પ્રેમ યોગ્ય બની શકતી નથી. જે વસ્તુ પ્રત્યેક ક્ષણે બદલાતી રહે છે, તેની સાથે પ્રેમ જોડી સુખ પામવાની ઇચ્છા કરવી ફોકટ છે. એવો પ્રેમ ધીંગાબાજી છે; અને કલેજાને કોરી ખાધા સિવાય પીછો છોડતો નથી. નિત્ય, નિર્વિકાર પરમ સત્ય એ જ એક પ્રેમ કરવા યોગ્ય છે. જેમ કુંડળ વગેરેમાં સુવર્ણ, ઘટ વગેરેમાં માટી, પટમાં સૂત્ર અને તરંગ, ફીણ અને પરપોટાઓમાં એક

જળ જ તરંગાયમાન બની વિલસી રહ્યાં છે, તેમ એ પરમ સત્ય એક રસરૂપે સંપૂર્ણ પદાર્થોમાં પરિપૂર્ણપણે વિલસી રહ્યું છે. "જે એક મારા પોતાના શરીરમાં વ્યાપી છે તે જ પરમ જ્યોતિ, સમગ્ર શરીરોમાં, તૃણ, મૃત્તિકા, પાષાણ, નદી, પર્વત, વૃક્ષ, પશુ, પક્ષી, ચારે ખાણ અને ચારે વાણીમાં પસરી રહી છે; જે મારામાં છે તે સર્વમાં છે. આ જુદાં જુદાં રૂપોમાં મારો જ આત્મા પોતાની ઝાંખી વિવિધ પ્રકારે કરાવી દર્શન દઇ રહ્યો છે"—આ પ્રકારે તરંગભાવદૃષ્ટિથી મુક્ત બનવું અને જળભાવદૃષ્ટિમાં સમાઈ જવું અને એ દૃષ્ટિએ, સર્વ ભૂતોમાં એ અંતર્યામીદેવને જ નમસ્કાર કરવા, એ રૂપે પ્રેમ અમૃતરૂપ બની જાય છે.

**समोऽहं सर्वभूतेषु नमेद्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥**

(ગી૦ અ૦ ૯, શ્લો૦ ૨૯)

અર્થ:—હું સર્વ ભૂતોમાં સમભાવે વ્યાપી રહ્યો છું, નથી કોઇ મને અપ્રિય કે નથી કોઇ મને પ્રિય. પરંતુ (હું આવા સમભાવે વ્યાપી રહેલો હોવા છતાં પણ) જે પ્રેમી મને ભક્તિપૂર્વક ભજે છે, તે મારામાં છે અને હું તેનામાં છું. હે પ્રેમીઓ! આનો આશય એ છે કે, હું તો સદાસર્વદા સર્વ ભૂતજાતમાં સમાનભાવે વ્યાપક છું જ, પરંતુ તમે અભિમાન અને સ્વાર્થનો પડદો મોંઢા પર ઓઢી રાખ્યો છે, એને લીધે તમે મારી સમતાભરી વ્યાપકતાને જોઇ શકતા નથી. જેણે ઉપરોક્ત પ્રેમભક્તિદ્વારા એ સ્વાર્થ અને અભિમાનના પડદાને પોતાના મોંઢા પરથી દૂર કરી ફાડી ફેંકી દીધો છે, તે જ જેમ સમુદ્ર પોતાના વિવિધ તરંગોમાં સમતારૂપ આનન્દની મોજ માણી રહે છે તેમ, મારી સમતાભરી વ્યાપકતાનો યથાર્થરૂપે સાક્ષાત્કાર કરે છે. આમાં સ્વાર્થની ગંધ પણ નથી, બલ્કે સ્વાર્થના હેતુરૂપ શરીર આદિ પરથી આત્મત્વભાવને અળગો કરવાનો છે. હા, આ અસ્થિ, માંસ, ચર્માદિથી બનેલા શરીરમાં આત્મત્વભાવ-

બુદ્ધિ જગાડીને, જે પ્રેમ નામરૂપાદિ પાછળ, વાંદરાની પેઠે, તમને ભટકતા કરી મૂકે છે, તે જ પ્રેમ વાસ્તવમાં સ્વાર્થમૂલક છે. એવો પ્રેમ પ્રેમના પદને લાયક નથી, પરંતુ તે સ્વાર્થમૂલક કોરો રાગ છે અને દ્વેષથી દોષિત પણ છે. જો કે તે દેખીતી રીતે મધુર લાગે છે, પણ તેમાં વિષ છે. વિષવાળું દૂધ પીવામાં જોકે મધુર લાગે છે, છતાં પીનારનાં આંતરડાંને ફાડી નાંખતાં તેને વાર નથી લાગતી.

આ રીતે, હે પ્રેમીઓ ! જો કે રાગમૂલક પદાર્થોમાં તમે તમારી જ આકૃતિ જુઓ છો, પરંતુ એ પદાર્થો દ્વેષથી દોષિત હોવાના કારણે, તેમાં તમારી આકૃતિ જોવી, એ પોતાના મૂત્રમાં પોતાની આકૃતિ જોવા સમાન છે. એ રીતે જોવામાં તમારું પ્રતિબિમ્બ સ્પષ્ટ દેખાતું નથી, એટલું જ નહિ, સાથે સાથે તમારી આકૃતિ પણ અપવિત્ર તેમજ ગ્લાનિપાત્ર બની જાય છે. આથી ઊલટી રીતે, ઉપરોક્ત નિ:સ્વાર્થ પ્રેમ જ નિર્મળ દર્પણ સમાન છે. તેમાં તમારી જે મુખાકૃતિ દેખાય છે તે સ્પષ્ટ દેખાય છે, અને ક્ષણે ક્ષણે ઉલ્લાસનું કારણ બને છે.

આવી રીતે હે પ્રેમીઓ ! બધી ભેદભાવનાને ઉડાવીને, અભેદરૂપ સમતાભરી એકતા સ્થાપન કરવી, એ મારું (પ્રેમનું) પરમ પ્રયોજન છે.

## ઉપરોક્ત સમતારૂપી પ્રેમનું સાધન

ઉપરોક્ત સમતાભરી પ્રેમની અવસ્થામાં સ્થિતિ કરવાને માટે પ્રથમ એ જરૂરનું છે કે, સાંસારિક ધન, પુત્ર, સ્ત્રી વગેરે બે ચાર વસ્તુઓ જેમનાં બન્ધને આપણા હૃદયગત પ્રેમને બાંધી મર્યાદિત કરી રાખ્યો છે, અને એ પ્રેમના પ્રવાહને રોકી ગંદો તેમ જ અપવિત્ર બનાવી દીધો છે, તે બન્ધનને તોડી નાખવાં. જેવી રીતે તલાવનાં બાંધ્યાં પાણી બાંધ્યાં રહેવાને કારણે ગંદાં બની, સડી સડીને પરિણામે સુકાઇ જાય છે, પણ નદીનાં જળ વહેતાં રહેવાથી નિત્ય નિત્ય નિર્મળાં રહે છે—

"બહતા પાની નિર્મલા, ખડા સો ગન્દા હોય–"

—એવી રીતે, હૃદયગત પ્રેમ પણ તુચ્છ સ્વાર્થમયી સીમાઓનાં બંધનમાં બંધાઇ સ્વાર્થમૂલક રાગના રૂપે રોકાઈ રહી દ્વેષરૂપી કોહવાણને જન્માવે છે અને આખરે સુકાઈ જાય છે. આમ એ બન્ધનને તોડવાં એ પરમ જરૂરનું છે, જેથી પ્રેમનો પ્રવાહ આગળ ચાલે અને નિર્મળ પણ રહે. આમ કરવામાં મુખ્ય સાધન એ છે કે, એ પ્રેમનો સંબંધ નિષ્કામતાપૂર્વક ઈશ્વર, જે સર્વ પ્રેમનું ઉદ્‌ભવસ્થાન છે, તેની સાથે જોડી દેવો. આમ કરવાનું કારણ એ છે કે, જ્યાં સુધી એ પ્રેમનો મેળ ઈશ્વર સાથે પાડવામાં નથી આવતો, ત્યાં સુધી તેનું અહીંથી તૂટવું પણ અસંભવિત છે. જો આપણે તેને અહીંથી તોડવાની વાત કરીશું અને સાથે ત્યાં જોડવાની વાત નહિ કરીએ, તો આપણો પરિશ્રમ વ્યર્થ જશે. આમ કેવી રીતે બની શકે ? આ બાજુથી તોડી એ બાજુ જોડવું અને એ બાજુથી જોડી આ બાજુ તોડવું–બંને ક્રિયાઓ સાથે સાથે થવી જરૂરી છે. મનનો એ સ્વભાવ છે કે એ પ્રેમશૂન્ય રહી શકતું નથી. કેમકે તેની અંદર વાસ્તવમાં, એક એવી કોઇ પ્રેમસ્વરૂપ વસ્તુ મોજૂદ છે જે પ્રેમ વિના એક ક્ષણ પણ રહી શકતી નથી; આપણે પછી ભલે તેનો સદુપયોગ કરીએ કે ચાહે દુરુપયોગ, ચાહે તેના પ્રવાહને સંસાર તરફ વાળીએ કે ચાહે ઈશ્વર તરફ; એ બધી વાત આપણી પોતાની ખુશી પર નિર્ભર છે. ઈશ્વર તરફ તેને વાળીને આપણે આપણા માટે મોક્ષદ્વાર ખોલી દઇએ છીએ અને સંસારની તરફ તેને વાળીને નરકદ્વાર ઉઘાડાં કરીએ છીએ. એ હૃદયગત પ્રેમ એવો પરિપૂર્ણ છે કે, જેમ જેમ યથાર્થરૂપે તેને વહેવાનો માર્ગ મળતો રહે છે, તેમ તેમ તે ખાલી નહિ થતાં, અધિક ને અધિક ઊભરાતો જાય છે. ઝરણનાં પાણી જેમ જેમ પ્રવાહરૂપે વહેતાં રહે છે, તેમ તેમ તે અંદરથી ફૂટતાં અને ફૂટતાં રહી આખરે એક નદી રૂપે પ્રવાહમાં રેલાઇ રહે છે, તેવી રીતે આ બધી ક્રિયા બને છે. જો આપણે એ પ્રેમના

પ્રવાહને સંસારની દિશાએ બંધ કરી દેવામાં મચી રહી, પરમાર્થની દિશામાં તેને વહેવાનો માર્ગ મોકળો કરી આપીશું નહિ, તો પરાણે તે સંસારની દિશાએ જ વહેશે, અને તેને તેમ કરતાં રોકવાનો બધો પ્રયત્ન વ્યર્થ જશે. જો આપણે તે પ્રવાહને ઈશ્વરની દિશામાં વહેવાનો માર્ગ કરી આપીશું, તો તે સંસારની દિશાએ વહેતો આપોઆપ બંધ પડતો જશે. આ સમજવાને એક દૃષ્ટાંત લઈએ, ધારો કે એક હોજ છે, અને તેનો સંબંધ કોઇ અતૂટ જળાશય સાથે જોડેલો છે. એ હોજને પાણીના નિકાસ માટે બે નળીઓ ગોઠવેલી છે. એક ઉપર અને એક નીચે. નીચેની નળી બંધ કરીએ તો પાણી ઉપલી નળી વાટે બહાર જરૂર આવશે; જો આપણે નીચલી નળી ખોલીશું તો ઉપલી નળી ભલે આપણે બંધ ના કરીએ, છતાં જળનો પ્રવાહ આપોઆપ ઉપલી નળીમાંથી વહેતો બંધ પડશે અને ફક્ત નીચલી નળી મારફતે જ વહેવા લાગશે. એ પ્રમાણે હૃદયગત પ્રેમરૂપી હોજની ઈશ્વર સંબંધી નીચલી નળીને ખોલીશું તો સંસાર સંબંધી ઉપલી નળી વાટે વહેતો પ્રવાહ આપ મેળે બંધ પડશે. ખરું જોતાં વાત એ છે કે એ પ્રવાહને બળપૂર્વક ઈશ્વરના માર્ગે વાળી દેવો એ જરૂરનું છે; સંસારની દિશામાં તે બંધ કરવો એ પણ જરૂરનું નથી. કારણ કે સત્ય એ સત્ય છે અને જૂઠ એ જૂઠ છે. સત્યમાં આકર્ષણ ભર્યુંભાદર્યું પડ્યું છે. એની સાથે જરા અમસ્થો સંબંધ જોડવા જેટલી જ જરૂર છે. પછી તો તે આપોઆપ સોયને જેમ ચુંબક ખેંચે એ રીતે ચિત્તને પોતાની તરફ ખેંચ્યા જ કરશે. મિથ્યા નામરૂપ સંસારમાં તેનું પોતાનું કોઈ પ્રકારનું આકર્ષણ નથી, બલ્કે એમાં જે આકર્ષણની પ્રતીતિ થાય છે, તે કેવળ તેનો સત્ય સાથે સંબંધ છે એ જ કારણે થાય છે. દાખલા તરીકે ભ્રમરૂપે દેખાતી ચાંદીમાં જે આકર્ષણ હોય છે; તે સત્યસ્વરૂપ છીપને લીધે હોય છે. બહાર દેખાતા પદાર્થો ચિત્તને ખેંચે છે તે એ કારણથી કે તેમાં સત્યબુદ્ધિ

જાગેલી હોય છે. એટલે કે, જે સત્ય કેવળ પરમાત્મામાં જ છે, તેને જ્યારે આપણે આપણી ભૂલને લીધે, મિથ્યા નામરૂપાત્મક પદાર્થોમાં આરોપીએ છીએ, ત્યારે આપણે ઠગાઇ જઈએ છીએ. જ્યારે એ પદાર્થોમાં જોડેલી સત્ય બુદ્ધિ એ કેવળ ભ્રાન્તિરૂપ છે એમ આપણને સમજાય છે, ત્યારે ચિત્તનું આકર્ષણ પણ એની મેળે ઓસરી જાય છે.

## સગુણભક્તિની આવશ્યકતા

મનમાં રહેલી રજોગુણજનિત ચંચળતા, અર્થાત્ વિક્ષેપદોષને નિવૃત્ત કરવો, એ ભક્તિનું પ્રયોજન છે. રજોગુણની નિવૃત્તિનો ઉપાય એને દબાવી દેવામાં નથી, અગર તો તેને બહાર નીકળવાનો માર્ગ ન આપવામાં નથી. એવી પ્રક્રિયા ઊલટું નુકસાન કરે છે. શરીરમાં રક્તવિકારને લીધે ફોલ્લો ઉત્પન્ન થાય છે. એની પીડાથી મુક્તિ પામવાનો માર્ગ એ છે કે, તેમાં રહેલાં રુધિર અને પરુને બહાર કાઢવાં. એ બહાર નીકળ્યાં કે શાંતિ પણ દૂર નથી. એમ ન કરતાં તેમને અંદરને અંદર રહેવા દઇ બહાર નીકળવાનો માર્ગ જો ન આપીએ, તો હાડકામાં પ્રવેશીને પણ પોતાને બહાર આવવાનો માર્ગ તે ખોલી લે છે. આ પ્રાકૃતિક નિયમને અનુસરીને, રજોગુણના વેગને દબાવી ના દેતાં, તેને ઈશ્વરીય ભક્તિ દ્વારા બહાર વહી જવાનો માર્ગ આપવો જરૂરી છે. હા, આમાં કરવાનું જે છે તે એટલું જ કે, રજોગુણના પ્રવાહને બદલી દેવો; એટલે કે એ પ્રવાહ જે સંસારની દિશામાં વહેતો હતો, તેને ત્યાં વહેતો ખાળી પરમાર્થની દિશામાં વહેતો કરવો. "ઘરબાર મારું, કુટુંબ મારું, પરિવાર મારો, શરીર મારું, પ્રાણ મારા"—આવી કથનીને "ઘરબાર તારાં, કુટુંબ તારું, પરિવાર તારો, શરીર તારું, પ્રાણ તારા"—આ પ્રકારની કથનીમાં બદલવી જરૂરનું છે. જોકે ભક્તિ સંબંધી સાધનસામગ્રી પણ રજોગુણમાંથી જ સંભવે છે, છતાં, જેમ લોઢાથી લોઢું કપાય છે, પણ ગરમ લોઢું કંઈ ગરમ લોઢાને કાપતું નથી—ઠંડું લોઢું જ ગરમ લોઢાને કાપે છે તેમ, રજો-

ગુણથી રજોગુણની નિવૃત્તિ થાય છે, એટલે કે ઠંડા લોઢા જેવો ભક્તિપ્રધાન–સત્ત્વગુણવાળો રજોગુણ જ રજોગુણની નિવૃત્તિ કરે છે. સંસારની દિશામાં ચાલી રહેલો રજોગુણનો પ્રવાહ–રજોગુણને શાંત કરી શકતો નથી, બલ્કે તે અગ્નિમાં ઘીની જેમ, તેના વેગને અધિકાધિક વધારી મૂકે છે. આનું કારણ એ છે કે, સંસાર સ્વયં રજોગુણની મૂર્તિ છે, એટલે જેમ અગ્નિથી તાપ દૂર થતો નથી, પણ જળથી જ તાપની નિવૃત્તિ થાય છે, તેમ ઈશ્વરની દિશામાં વહેતો કરેલો એ રજોગુણનો પ્રવાહ સાંસારિક રજોગુણને શાંત કરવાનો એકમાત્ર ઉપાય છે. ઈશ્વર ઘન સત્ત્વ-ગુણની મૂર્તિ છે, એટલે, જેમ જળના સંબંધથી અગ્નિ શાંત પડે છે તેમ, ઈશ્વરથી સંબંધ બાંધીને રજોગુણની નિવૃત્તિ થઈ શકે છે.

ઉપરોક્ત હેતુની સિદ્ધિને માટે પ્રથમ સગુણભક્તિને ઉત્પન્ન કરવી એ જરૂરનું છે. આનું કારણ એ છે કે, મન એ નામરૂપનું પૂતળું છે, તે નામરૂપમાં ફસેલું છે, નામરૂપથી જ મદોન્મત છે, એટલે, એકાએક તે બેનામ બેરૂપની ભૂમિકાએ પહોંચી શકતું નથી, બલ્કે તે નામરૂપનો જ આશરો લઈ નામરૂપની પેલીપાર પહોંચી શકે છે. આ સિદ્ધાંતને અનુસરીએ તો, બીજો કોઈ ઉપાય, એ સિવાય છે જ નહિ, જેના પરિણામે તેને નામરૂપથી છોડવી શકાય. આ આશયના સંબંધમાં શાસ્ત્રકારનું વચન છે કેઃ–

**“ तामेव भूमिमालम्ब्य स्खलनं यत्र जायते । ”**

અર્થઃ—મનુષ્ય જે ભૂમિ પર પડી ગયો છે, તેનો આશ્રય લઈને જ તે તે ભૂમિ પરથી ઊઠી ઊભો થઈ શકે છે; એ ભૂમિનો આશ્રય લીધા વિના ઊઠી શકવું, એ તેને માટે અસંભવિત છે. આ દૃષ્ટાંત અને સિદ્ધાંત પ્રમાણે, મન નામ–રૂપની ભૂમિ પર પડેલું છે, એટલે તે ઈશ્વર સંબંધી નામરૂપની સહાયથી જ આ સાંસારિક નામરૂપની ઉપર ઊંચે ઊઠી શકે છે. જો વિચાર કરીને જોઇએ તો જ્યાં ઉપાસ્ય–ઉપાસક ભાવવાળી ભેદદૃષ્ટિ મોજૂદ છે, ત્યાં વૈખરી વાણી દ્વારા જે કાંઈ પણ કહેવામાં આવે છે, તે બધું સગુણતાની અંદર રહીને બને છે; કેમકે મન-

વાણી દ્વારા જે કાંઈ પણ ચિંતન થાય છે અથવા બોલાય છે, તે કોઈ ને કોઈ વિશેષણનું સૂચક હોય છે. નિર્વિશેષ પદમાં મનવાણીની ગમ પહોંચતી જ નથી. વાણી પ્રતિયોગી[1] અને વ્યવચ્છેદકની[2] વાચક છે, અને જ્યાં વિશેષણ વિશેષ્યરૂપ ગુણ-ગુણીભાવ મોજૂદ છે, ત્યાં નિર્ગુણતા સાથે સંબંધ પણ કેમ હોય? પછી, ભલે આપણે સગુણભક્તિનો દ્વેષ કરીને, નિર્ગુણ ભક્તિનો આગ્રહ સેવીએ, કે કોઈ આકારની ઘૃણા કરીએ, એ જુદી વાત છે. પરંતુ, આપણાં આચરણોથી તો સગુણ અને સાકારભક્તિ જ આપણે સિદ્ધ કરી રહ્યા છીએ—પણ તે એક અસતરૂપે! વાસ્તવમાં, જ્યાં સગુણથી દ્વેષ હોય, ત્યાં નિર્ગુણ ભક્તિની વાત જ શી કરવાની હોય? નિર્ગુણ ભક્તિ ત્યારે જ

---

૧. પરસ્પર વિરોધીનું નામ "પ્રતિયોગી" છે; જેમ "ઘટ" એ પોતાના અભાવનો, એટલે કે, "ઘટાભાવ"નો પ્રતિયોગી છે. ૨. "વ્યવચ્છેદક" એ વિશેષણને કહેવામાં આવે છે, જે બીજી વસ્તુઓથી પોતાના વિશેષ્યને જુદું પાડીને તેનો બોધ કરાવે છે; જેમકે, "કુંડળી પુરુષ." અહીં કુંડળે બીજા પુરુષોથી કુંડળવાળાને જુદો પાડી બતાવ્યો. આ પ્રકારે શબ્દનો એ સ્વભાવ જ છે કે તે કોઈને કોઈ વિશેષણ લઈને મર્યાદિત વસ્તુનો બોધ કરાવે. અમર્યાદિત-અપિરિચ્છિન્ન વસ્તુનો બોધ કરાવવાનું કોઈ પણ શબ્દમાં સામર્થ્ય નથી. આશય એ છે કે, નિર્ગુણ પરમાત્મામાં મનવાણીની ગમ હોતી નથી. જો એનું ચિંતન નિત્ય, અજ, અવિનાશી શબ્દો દ્વારા કરવામાં આવે, તો અજ વગેરે તેનાં વિશેષણ બને અને તેનું એ સ્વરૂપ હોઈ શકે નહિ. વળી, જો એ વિશેષણ હોય, તો અનિત્ય, જન્મ અને નાશથી ભિન્ન જે હોય તે પરમાત્મા એવો બોધ પણ નીકળે પરંતુ, એ પરમાત્મા પોતાની વ્યાપકતાને લીધે કોઈ પણ વિશેષણનો વિશેષ્ય હોઈ શકતો નથી. જો તેને કોઈ વિશેષણવાળો માની લઈએ, તો તેની વ્યાપકતાનો ભંગ થાય છે, અને અનિત્ય, જન્મ, નાશાદિ ગુણક્રિયાઓમાં તેનો અભાવ સિદ્ધ થાય છે. પરંતુ તેનો કોઈ પણ સ્થળે અભાવ તો છે જ નહિ, અને મનવાણી કોઈને કોઈ વિશેષણ વિના તેનું કથન ચિંતન કરવા સમર્થ નથી. કેમકે, તે પોતે જ દેશ, કાળ અને વસ્તુથી મર્યાદિત છે. એ કારણે, વાણી અને મન દ્વારા જે કથન ચિંતન થાય તે સગુણતાના ભાવની અંદર રહીને જ થાય.

ઉત્પન્ન થાય છે, જ્યારે સમસ્ત રાગદ્વેષથી હૃદય નિર્મળ બને છે, જ્યારે આપણાં આચરણો દ્વારા સમસ્ત સંસાર દેવમંદિર બની રહે છે, અને જ્યારે પ્રત્યેક ક્રિયા ભગવાનની પૂજારૂપ બની જાય છે.

જેતા ચલૂં તેતી પ્રદક્ષણા, જો કુછ કરું સો પૂજા,
ગૃહ ઉદ્યાન એક સમ જાન્યો, ભાવ મિટાયો દૂજા.

આથી ઊલટી રીતે, કોઈ પ્રકારનો દ્રેષ મનમાં રાખીને, અથવા કોઇ મતમતાંતરનો આગ્રહ પકડીને, નિર્ગુણ ભક્તિની હઠ કરવી, એ નિર્ગુણ ભક્તિને એક રીતે હસી કાઢવા જેવું છે. નિર્ગુણ ભક્તિનો પ્રાદુર્ભાવ થાય છે, ત્યારે કોઇ ચિત્ત–ચોર પોતાની ચિત્રવિચિત્ર છબિઓ દ્વારા ચિત્તને ચોરી લઇ જાય છે. વળી ત્યારે ચિત્ત પરથી આપણો અધિકાર પણ જતો રહે છે. ચિત્ત પર અધિકાર કાયમ રાખીને, નિર્ગુણ ભક્તિનો આગ્રહ સેવવો એ નરી ભૂલ છે. આ સંબંધમાં ભગવાને કહ્યું છે કેઃ-

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्त चेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥**

(ગી૦ અ૦ ૧૨, શ્લો૦ ૫)

અર્થઃ—એ આસક્ત ચિત્તવાળાઓને અવ્યક્ત સ્વરૂપમાં અધિકતર કલેશ થાય છે. કેમકે દેહધારી દ્વારા અવ્યક્તરૂપ ગતિ દુઃખપૂર્વક પ્રાપ્ત થાય છે. અર્થાત્ જેને દેહમાં અહંભાવ કે અભિમાન હોય છે એવો પુરુષ એ અવ્યક્ત ગતિ (નિર્ગુણ ભક્તિ)નો અધિકારી બની શકતો નથી. સગુણભક્તિ દ્વારા જ એ અધિકારી પોતાના સુન્દર ભાવોના ઉદ્‌ગાર કાઢી શકે છે અને પવિત્ર ભાવોદ્‌ગાર દ્વારા હૃદયમાં સત્ત્વગુણ ભરપૂર રીતે જમાવીને રજોગુણને બહાર હાંકી કાઢે છે. આમ કરતાં, તેના હૃદયમાં શાન્તિની લહરીઓ ઊપડે છે, અને તેની આંખો પણ હસતી બની તેનો જવાબ વાળે છે. ખરી રીતે, મનની જડતાને પિગળાવવાનું સાધન સગુણ ભક્તિ જ છે. એ દ્વારા મન અને શરીર પરનો અધિકાર તણખલાની પેઠે તૂટી જાય છે. એવી અવસ્થા જ્યારે પ્રબળ થાય છે, ત્યારે એ બંસીધર શરીર

અને મનરૂપી વાંસળીને પોતાના હાથમાં લઇ લે છે. અને તેમાં-થી મનોહર સૂર કાઢે છે. ભગવાને ગીતામાં સગુણ ભક્તિનો મહિમા આ પ્રકારે ગાયો છેઃ—

**मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।**
**श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मता ॥**

(અ૦ ૧૨, શ્લો૦ ૨)

અર્થઃ—અર્જુને એવો પ્રશ્ન કર્યો કે સગુણ અને નિર્ગુણ ભક્તિમાં કઇ શ્રેષ્ઠ છે, એના જવાબમાં ભગવાન કહે છે કે, મારા સગુણરૂપમાં મનને એકાગ્ર કરીને, નિરંતર મારામાં જોડાયલો રહી, જે ભક્ત અતિશય શ્રેષ્ઠ શ્રદ્ધાથી યુક્ત બની, મને ભજે છે, તે અતિ ઉત્તમ યોગી મને માન્ય છે.

### શ્રદ્ધાનું મહત્ત્વ

શ્રદ્ધાનો સામાન્ય અર્થ વિશ્વાસ છે. "**ગુરુ અને શાસ્ત્રનાં વચનોમાં વિશ્વાસ** એ શ્રદ્ધાનો મુખ્ય અર્થ છે. માનસિક પ્રકૃતિનો એ નિયમ છે કે, જેવો જેવો જીવનો વિશ્વાસ હોય, તેવી તેવી તેની ભાવના હોય, તેવી તેવી તેની ગતિ અને ચેષ્ટા હોય અને તેનું સ્વરૂપ પણ તેવું જ બને. પુનર્જન્મના મૂળમાં રહસ્ય એ છે કે, જેવી જેવી જીવની શ્રદ્ધા થાય છે, તેવી તેવી તેની ભાવના હોય છે, એ ભાવનાને અનુસરીને તેનાં કર્મ પણ તેવાં થતાં હોય છે, અને એ કર્મોને અનુસરીને એ જીવને જે તે યોનિની પ્રાપ્તિ પણ થાય છે. આથી એ સ્પષ્ટ થાય છે કે, આ લોકમાં તેમજ પરલોકમાં સર્વ પ્રકારની વૃદ્ધિ અને ક્ષયના મૂળમાં એક માત્ર શ્રદ્ધા જ રાજ્ય કરે છે. કહેવું પડશે કે, વર્તમાનમાં જે જે જીવોને જે જે યોનિ અને ભોગોની પ્રાપ્તિ થયેલી છે, તે તે તેની કોઇ ને કોઈ પ્રકારની શ્રદ્ધાના જ પરિણામરૂપ છે, અર્થાત્ શ્રદ્ધારૂપી મૂળનું જ એ ફળ છે. આને માટે ભગવાનનું એ વચન છે કેઃ—

**श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ।**

(ગી૦ અ૦ ૧૭, શ્લો૦ ૩)

સત, રજ અને તમ ભેદથી ત્રિવિધ શ્રદ્ધાનું નિરૂપણ કરીને ભગવાન બોલે છે કે, "જેવી જેની શ્રદ્ધા હોય છે, તેવું જ તેનું સ્વરૂપ હોય છે. કેમકે એ પુરુષ શ્રદ્ધામય છે."

આ તત્ત્વને અનુસરી, શ્રદ્ધા દ્વારા દાની પુરુષોનાં શ્રવણ, કીર્તન અને સ્મરણથી કૃપણ પણ ઉદાર થઈ શકે છે. વીર પુરુષોનાં, શ્રદ્ધા દ્વારા, શ્રવણ, કીર્તન અને સ્મરણથી કાયર પણ વીર બને છે, દયાળુ પુરુષોનાં શ્રદ્ધાદ્વારા, શ્રવણાદિથી કઠોર પણ દયાળુ થાય છે. આથી ઊલટું, કૃપણોમાં શ્રદ્ધા કરવાથી ઉદાર પણ કૃપણ બને છે, કાયરોમાં શ્રદ્ધા કરવાથી વીર પણ કાયર બને છે, અને કઠોરમાં શ્રદ્ધા કરવાથી કોમળ પણ કઠોર બને છે. સંસારમાં જે કોઈ પુરુષને સાંસારિક વિદ્યા અથવા વ્યવસાયની જે પ્રાપ્તિ થઈ હોય છે, તે તેની શ્રદ્ધાનું ફળ છે. શ્રદ્ધા વિના જો તુચ્છ સાંસારિક કળાકૌશલાદિની પ્રાપ્તિ પણ જો અશક્ય છે, તો શ્રદ્ધા વિના એ અગમ્ય વસ્તુ, જે મનઇન્દ્રિયોથી અતીત છે, તેની પ્રાપ્તિ થવી કેમ કરી સંભવે ? આ કારણે, ભગવાને શ્રદ્ધાનો મહિમા ગીતામાં ઠામ ઠામ ગીતામાં ગાયો છેઃ—

"**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः** ।

( ગી૦ અ૦ ૪, શ્લો૦ ૩૯ )

"**अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति**"।

( ગી૦ અ૦ ૪, શ્લો૦ ૪૦ )

**अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परन्तप ।**
**अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसार वर्त्मनि ॥**

( ગી૦ અ૦ ૯, શ્લો૦ ૩ )

અર્થાત્ શ્રદ્ધાવાન, તત્પર અને જિતેન્દ્રિય પુરુષ જ્ઞાનને પ્રાપ્ત કરે છે. શ્રદ્ધાહીન, અજ્ઞાની, સંશયાત્મા પુરુષ નાશ પામે છે. હે પરંતપ ! જે આ ધર્મમાં શ્રદ્ધા રહિત છે તે મને નહિ પામતાં, જન્મમરણરૂપ સંસારમાં પુનરાગમનને પામે છે.

ઉપલાં વચનને અનુસાર નિષ્કામ જિજ્ઞાસુ, જેનું અંતઃકરણ ગુરુશાસ્ત્રનાં વચનોમાં શુદ્ધ સાત્ત્વિકી શ્રદ્ધાથી પૂર્ણ છે,

તે ભગવાનના અલૌકિક અવતારોની અલૌકિક લીલાઓનાં શ્રવણ, કીર્તન વગેરે નવધા ભક્તિનો આશ્રય લઈ, અંતિમ આત્મ-નિવેદન ભક્તિને પ્રાપ્ત કરી શકે છે અને ઉપાસકભાવથી ઊંચે ચઢી, ઉપાસ્યરૂપ બનીને, ઉપાસ્યદેવની ઉપાસના કરી શકે છે, તેમ જ સાધકમાંથી સિદ્ધ બની જાય છે.

"કૃષ્ણ કૃષ્ણ કહતે કહતે, મૈં હી કૃષ્ણ હો ગઈ" (મીરાંબાઈ)

વાસ્તવમાં, આ જ નિર્ગુણ ઉપાસના છે, જે ઉપરોક્ત સગુણ ઉપાસનાદ્વારા પ્રાપ્ત કરી શકાય છે. એ દ્વારા દેહ અને ઇન્દ્રિયો વગેરે પરનો સાધકનો અધિકાર અનાયાસે ઓગળી જાય છે અને પછી એ બંસીધર તેને પોતાના હાથમાં ઉઠાવી તેમાંથી મધુર મધુર શબ્દામૃતનાં ઝરણ વહાવે છે. આ માર્ગને નહિ અનુસરતાં, વિપરીત રીતે સગુણ ઉપાસનાનો ત્યાગ કરીને, નિર્ગુણ ઉપાસનાની હઠ પકડી રાખવી, એ કેવળ પ્રલાપ માત્ર છે.

## સગુણ ઉપાસનાનું સાધન : પ્રથમ શ્રેણી

સગુણ ઉપાસનાની આવશ્યકતા સ્પષ્ટ કરવામાં આવી. આમ છતાં, કૃપણ ચિત્ત એ ઉપાસનાનું અધિકારી ઓછું બની શકે છે. જેણે સાંસારિક તુચ્છ પદાર્થો પર અધિકાર જમાવેલો છે, તેમજ "ઘર મારું છે, કુટુંબ મારું છે," ઇત્યાદિ દ્વારા, તુચ્છ પદાર્થોની પકડથી જેનું હૃદય કઠોર બની ગયું છે, તેને એ માર્ગે જવાનું કહેવામાં શો લાભ ? કેમકે નિયમ એ છે કે, જેટલી જબરી પદાર્થોની પકડ, તેટલી હૃદયની કઠોરતા પણ હોય અને કઠોરતાનો ભક્તિ સાથે દ્વેષ પણ સ્વાભાવિક રીતે હોય. ભક્તિને માટે કોમળતાની જરૂર છે. હૃદય કોમળ હોય તો તેમાંથી, ગંગાના પ્રવાહની જેમ, પ્રેમનો પ્રવાહ પણ વહી રહે. આ કારણે, પદાર્થો પરનો મમત્વભાવ છોડીને, નિષ્કામ ભાવે (જેનું નિરૂપણ "નિષ્કામ કર્મ"ના પ્રસંગમાં પાછળ કરવામાં આવ્યું છે) જેમની સંસારમાં પ્રવૃત્તિ થાય છે, જેમની દોષદષ્ટિ ઉદારતાના પરિણામે ગળી ગયેલી હોય છે, જેમનાં હૃદય કોમળતાથી પૂર્ણ છે અને જેમનાં અંતરમાં ખાનપાન,

ઓઢણપહેરણ અને ભાષા સંબંધી વ્યવહારમાં સરળ ભાવ પ્રવેશી ચૂક્યો છે, તેઓ ઉપાસનાના અધિકારી છે. પ્રથમ માતા, પિતા તથા આચાર્યમાં દેવબુદ્ધિથી શ્રદ્ધાની ચિનગારી પ્રકટાવીને એ ઉપાસનાના શ્રી ગણેશ મંડાય છે. આ અભિપ્રાયને સંમત શાસ્ત્રાજ્ઞા છે કેઃ—

**"मातृदेवो भव, पितृदेवो भव, आचार्यदेवो भव।"**

અર્થાત્ માતા, પિતા અને આચાર્યને દેવરૂપે સ્વીકારો. આવી રીતે જ્યારે માતા, પિતા અને આચાર્યનાં શરીર પ્રત્યે ભક્તિભાવ જાગે છે, અને પોતાનાની વયોવૃદ્ધ, વર્ણવૃદ્ધ, આશ્રમવૃદ્ધ, વિદ્યાવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ શરીરોને પ્રણામ, વંદના, આદિ દ્વારા શ્રદ્ધાભાવ ઉત્પન્ન થાય છે. ત્યારબાદ એ અધિકારી ઈશ્વરભક્તિને પાત્ર બની શકે છે. ચિત્તની કોમળતા દ્વારા, સીડીનાં પગથિયાંના ક્રમે, અહંભાવને ગાળી નાંખીને, સર્વત્ર ઈશ્વરદર્શન કરાવવું, એ ઉપાસનાનો મુખ્ય હેતુ છે. પણ જ્યાં ઉપરોક્ત જીવતાંજાગતાં પૂજ્ય શરીરો પ્રત્યે ઝૂકવાનું ચિત્તને ના ગમે અને તેમના પ્રત્યે પણ અક્કડ ભાવે ઊભા રહેવાનું જ્યાં તે પસંદ કરે, ત્યાં એકાએક પ્રતિમામાં ઈશ્વરબુદ્ધિ જાગી ઊઠે એવી આશા કેમ રાખી શકાય? આ કારણથી ઉપરોક્ત શરીરોમાં શ્રદ્ધા ભક્તિભાવની પરમ આવશ્યકતા રહે છે અને એ ઉપાસનાની પ્રથમ શ્રેણી છેઃ—

**अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः।**
**चत्वारि सम्प्रवर्द्धन्ते आयुर्विद्यायशोबलम्॥**

અર્થઃ—અભિવાદન (પ્રણામ, વંદના) સ્વભાવવાળો તેમજ નિત્ય વૃદ્ધોની સેવા કરવાવાળો આયુ, વિદ્યા, યશ અને બળ (મનોબળ)–એ ચારેય બાબતોમાં વૃદ્ધિ પામે છે. વૃદ્ધોની સેવા આદિ દ્વારા, હૃદય કોમળ બની, સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે એ નિયમ છે, અને સત્ત્વગુણની જ્યાં વૃદ્ધિ થઈ કે તે દ્વારા આયુર્વૃદ્ધિ, વિદ્યાવૃદ્ધિ, યશવૃદ્ધિ અને બળવૃદ્ધિ પણ સાંપડે છે. રજોગુણી અભિમાનરૂપ ઘમંડ અથવા શારીરિક પુષ્ટિ દ્વારા

પ્રતીત થતું બળ એ બળ નથી, પણ વિષ છે. પરંતુ સત્યતા, આસ્તિકતા, દૃઢ નિશ્ચય અને સત્ય પ્રતિજ્ઞતારૂપ બુદ્ધિબળ, એજ ખરું બળ છે, એટલે, ઉપરોક્ત બળવૃદ્ધિ ઉપાસનામાં સાચી સહાયક છે.

## દ્વિતીય શ્રેણી–શ્રવણભક્તિ

ઉપાસનાની પ્રથમ શ્રેણીની બધી સામગ્રી સંપાદન કરવા છતાં પણ, જે પુરુષના આહારવ્યવહાર અનિયમિત છે, એ પુરુષ ભક્તિમાર્ગમાં આગળ વધી શકતો નથી; બલ્કે એવી અનિયમિતતા ઉપાસનામાં વિઘ્નરૂપ છે. આ કારણથી, આહાર વ્યવહારને નિયમિત કરવા અને દિનચર્યાને શુદ્ધ કરવી, એ પરમ જરૂરનું છે. ઘાંચીના બળદને બાંઝે છે તેમ, ગૃહસ્થાઈ કે વડાઈનો જૂવો જેની ગર્દનને વળગી રહ્યો છે, એવો પુરુષ આ પવિત્ર માર્ગ પર ચાલવાને યોગ્ય ઠરતો નથી. આ સંબંધમાં ભગવાને આજ્ઞા કરી છે કે:—

**युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।**
**युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥**

(ગી૦ અ૦ ૬, શ્લો૦ ૧૭)

અર્થ:—જેના આહારવિહાર નિયમિત છે, જેની કર્મોમાં પ્રવૃત્તિ નિયમિત છે, અને જેની સૂવા–જાગવારૂપ ક્રિયા પણ નિયમિત છે, તેને આ દુઃખનાશક યોગ પ્રાપ્ત થાય છે. ('યોગ' શબ્દનો અર્થ 'જોડાવું તે' થાય છે. જે ચેષ્ટાઓ દ્વારા મન ભગવાનમાં જોડાય, એવી ચેષ્ટાઓને 'યોગ' શબ્દ લાગુ પડે છે. કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ–એ રીતે યોગના ભેદ પાડવામાં આવ્યા છે.)

આ પ્રકારે, આહારવિહાર નિયમિત બનાવીને એવા સદ્‌ગ્રન્થોનો અભ્યાસ કરવો, જેમાં ભગવદ્‌ગુણાનુવાદનાં વર્ણન હોય અને ભગવદ્‌ભક્તોનાં ચરિત્ર નિરૂપણ કરવામાં આવ્યાં હોય. સાથે સાથે જેમને સત્ય પ્રિય હોય, જેઓ મતમતાંતર કે પંથપંથાઈનો આગ્રહ સેવતા ના હોય, જે પોતે જીવનની

ઉપરોક્ત શ્રેણિઓમાંથી પસાર થયા હોય, અને જેઓ અધિકારીને તેના અધિકાર પ્રમાણે ઉપદેશ આપતા હોય એવા સત્પુરુષોનો સંગ પણ આદરવો. આ ઉપાસનાની શ્રવણરૂપ દ્વિતીય શ્રેણી છે. જે પ્રકારે શરીરની પુષ્ટિ માટે અન્નાદિનું સેવન જરૂરી છે, એ પ્રકારે ભક્તિની પુષ્ટિ માટે મનને નિત્ય નિત્ય શુદ્ધ ભાવોનો ખોરાક મળે, એ પણ જરૂરી છે. આ ખોરાક ભાવિક પુરુષો દ્વારા શાસ્ત્રશ્રવણથી મળી શકે છે.

ભક્તિ સ્વતંત્ર સકળ સુખ ખાની, બિનુ સત્સંગ ન પાવહિં પ્રાણી;
પુણ્યપુંજ બિનુ મિલહિં ન સન્તા, સત્સંગતિ સંસૃતિ કરી અન્તા.
જલચર, થલચર, નભચર નાના, જે જડ ચેતન જીવ જહાના,
મતિ, કીરતિ, ગતિ, ભૂતિ, ભલાઈ, જે જેહિ જતન જહાં જબ પાઈ
સો જાનહુ સત્સંગ પ્રભાઉ, લાકેહુ વેદ ન આન ઉપાઉ.

સત્શાસ્ત્ર અને સત્સંગનું ફળ એ છે કે, તેમના સંબંધથી જન્મજન્માંતરથી જે વિરોધી સંસ્કાર હૃદયમાં ઘર કરી બેઠેલા હોય છે, તે બહાર નીકળી જાય છે અને અસંભાવના દોષની નિવૃત્તિ થાય છે. વળી તેમના પ્રતાપે ભગવત્ સંબંધી સંસ્કાર હૃદયમાં ઠસી જાય છે અને સુખસાધનતામાં ડૂબેલી બુદ્ધિ સાંસારિક વસ્તુઓથી પાછી હઠી, "ભગવાન એ જ એક માત્ર સુખ સ્વરૂપ છે," એવા નિશ્ચયમાં દૃઢપણે જામી જાય છે. જીવને માટે મુખ્ય વસ્તુ સંસ્કાર છે. જેવા જેવા સંસ્કાર હોય છે તેવી તેવી જીવની ચેષ્ટા, ગતિ અને દૃષ્ટિ હોય છે. જે અંદર હોય છે તે જ બહાર આવે છે સિનેમાના ખેલમાં જે જે રૂપ અંદર ફિલ્મ પર સૂક્ષ્મ રૂપે પડે છે, તે તે બહાર પડદા પર સ્થૂળરૂપે દેખાઈ આવે છે. એ રીતે જેવા જેવા સંસ્કાર જીવની અંદર સૂક્ષ્મરૂપે પડેલા હોય છે તેવા તેવા સંસારમાં સ્થૂળરૂપે બહાર દેખાઈ આવે છે.

## તૃતિય શ્રેણી–કીર્તનભક્તિ

ઉપાસનાની ત્રીજી શ્રેણી "કીર્તનભક્તિ" છે. જે કાંઇ સત્સંગ અને સત્શાસ્ત્ર દ્વારા શ્રવણ કરવામાં આવ્યું હોય, તેની

ચર્ચા અને કથન, પરસ્પર મળીને કરવાં તથા ભગવાન અને ભગવાનના ભક્તોના ગુણાનુવાદ વારંવાર ગાવા, એનું નામ "કીર્તનભક્તિ" છે. જે સંસ્કાર, ઉપરોક્ત સત્સંગ અને સત્-શાસ્ત્ર દ્વારા સૂક્ષ્મરૂપે હૃદયમાં પ્રવેશ કરી ચૂકયા હોય તે બધા દઢ બનીને ફળવાફૂલવા યોગ્ય બને, એ કીર્તનભક્તિનું પ્રયોજન છે. કીર્તનભક્તિ એ સંસ્કારોને જળસિંચન કરે છે. કીર્તનનો પ્રભાવ ચિત્ત પર અજબ પડે છે. શ્રદ્ધા અને ભાવનાયુક્ત ભક્તના ચિત્તને કીર્તન સ્તબ્ધ બનાવી દે છે.

**सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।**
**नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥**

(ગી૦ અ૦ ૯, શ્લો૦ ૧૪)

**मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।**
**कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥**

(ગી૦ અ૦ ૧૦ શ્લો૦ ૯)

અર્થ:—દઢ નિશ્ચયવાન ભક્તજન મારાં નામ અને ગુણોનું કીર્તન નિરંતર કરતો રહી, મને પામવાને યત્ન કરતો રહી, મને ભક્તિપૂર્વક પ્રણામ કરતો રહી, મારા ધ્યાનમાં રચ્યોપચ્યો રહી, મને પૂજે છે.

ચિત્ત અને પ્રાણોની ચેષ્ટા જેમની મારામાં છે, એવા ભક્ત-જન, પરસ્પર એકબીજાને બોધ કરતા રહી, તેમ મારા જ ગુણપ્રભાવનું કથન કરતા રહી, નિત્ય સંતુષ્ટ રહે છે, અને મારામાં રમી રહે છે.

## ચતુર્થ શ્રેણી—સ્મરણભક્તિ અને નામમહિમા

ઉપાસનાની ચોથી શ્રેણી "સ્મરણભક્તિ" છે. ભગવાનના નામનું વારંવાર પ્રેમ અને એકાગ્રતાપૂર્વક ઉચ્ચારણ કરવું, તેને જપ કહે છે. ભગવાને ગીતામાં જપને યજ્ઞરૂપે ગણાવી પોતાની વિભૂતિઓમાં પોતાનું રૂપવર્ણન કર્યું છે, અને બધા યજ્ઞોમાં જપયજ્ઞને મહત્ત્વનું સ્થાન આપ્યું છે.

**यज्ञानां जपयज्ञोऽस्मि।** (ગી૦ અ૦ ૧૦, શ્લો૦ ૨૫)

સર્વ શાસ્ત્રો, સર્વ મતો અને પંથોએ નામમહિમાનું વર્ણન મુક્તકંઠે કર્યું છે. આધુનિક કાળના ભિન્નભિન્ન પંથોના સંચાલક અવતારી મહાપુરુષ કબીરજી, ગુરુ નાનકદેવજી, ગોસ્વામી તુલસીદાસજી, દાદુદયાળજી, રામદાસજી અને રામચરણજી વગેરેએ પોતપોતાના અનુભવના ઉદ્ગાર નામમહિમા સંબંધમાં ચિત્તાકર્ષક રીતે કાઢેલા છે, અને નામના–ગુણાનુવાદ ગાવા ખાતર ગ્રંથના ગ્રંથ ભરી દીધા છે. સંસારમાં "નામ" અને "રૂપ," એટલે કે "શબ્દ" અને "અર્થ" બે જ પદાર્થ છે. "નામ" તથા શબ્દ" એક જ છે, અને "રૂપ" તથા "અર્થ" એક જ વસ્તુને બતાવે છે. પ્રપંચરૂપ સંસાર બધો જ "નામ" અને "રૂપ"માં સમાઇ ગયો છે. "ઘટ" એ બે અક્ષરવાળો શબ્દ નામ છે, અને "ઘટ" શબ્દનો અર્થ, જે એક પ્રકારનું મૃત્તિકાપાત્ર એવો થાય છે, તે તેનું "રૂપ" છે. આ રીતે સકળ પ્રપંચ નામરૂપની ભીતર સમાયલો છે– નામરૂપની બહાર કશું પણ નથી. વિચારી જોતાં "રૂપ"થી "નામ"નો મહિમા વધારે મોટો છે:—

(૧) ઘટ "રૂપ" નો સંબંધ એક વ્યક્તિગત ઘટથી છે અને ઘટ "નામ"નો સંબંધ સમષ્ટિ ઘટો સાથે છે, એટલે રૂપથી નામ વ્યાપક છે.

(૨) "રૂપ" સ્થૂળ છે, "નામ" સૂક્ષ્મ છે, અર્થાત્ રૂપ વિષય છે અને પ્રકાશ્ય છે, નામ વિષયી છે અને પ્રકાશક છે. એટલે રૂપથી નામ સૂક્ષ્મ છે. એ નિયમ છે કે, સ્થૂળ કરતાં સૂક્ષ્મમાં શક્તિ અધિક હોય છે. બરફથી જળમાં અને જળથી બાષ્પમાં અધિક બળ છે. એટલે, "રૂપજગત" થી "નામ-જગત" વધારે પ્રભાવશાળી છે.

(૩) "નામ" વિના "રૂપની સિદ્ધિ થઇ શકતી નથી, અર્થાત્ વસ્તુ હાથમાં પડેલી હોવા છતાં, તેના "નામ" વિના "રૂપ" નો બોધ થઇ શકતો નથી.

"રૂપ વિશેષ નામ બિનુ જાને, કરતલ ગત ન પરહિં પહિચાને."

કોઇ વ્યક્તિને મળવાની આપણને અભિલાષા હોય. એ આપણી સન્મુખ આવીને ઊભી પણ હોય, પરંતુ તેનું નામ જાણ્યા વિના, તેનો બોધ થતો નથી. જ્યારે તેના નામનો પરિચય થાય છે, ત્યારે તેના પ્રત્યે પ્રેમનો પ્રવાહ એકાએક વહેવા લાગે છે, એ મહિમા નામનો છે.

(૪) "નામ" વિના સંસારમાં કોઈ ક્રિયા કે ચેષ્ટા બની શકતી નથી. નામ રહે નહિ તો બધો સંસાર જડ રૂપે થંભી જાય. એટલે કે, શબ્દપ્રયોગ વગર આપણો ભાવ કોઇના પર પણ પ્રકટ કરી શકાતો નથી, કે કોઈની પાસે કશી ક્રિયા પર કરાવી શકાતી નથી, અને તે એટલે સુધી કે, પાસે પડેલી વસ્તુ પણ નામ વિના આપણા હાથમાં આવી શકતી નથી.

(૫) નામરૂપી વીજળી, વાયુયાન વગેરેમાં કામ કરી રહેતી સંસારની સ્થૂળ વીજળી કરતાં બહુ વધારે પ્રભાવશાળી છે. નામના પ્રભાવથી કઠોરને કોમળ અને કોમળને કઠોર કરી શકાય છે. પ્રેમોદ્‌ગારપૂર્ણ નામ દ્વારા, પથ્થરને પિગળાવીને પાણીરૂપે વહાવી શકાય છે. ક્રોધાવેશપૂર્ણ નામ દ્વારા પાણીમાં અગ્નિ ઉપજાવી શકાય છે. ઉદ્ધવ જ્યારે દ્વારકાથી શ્રીકૃષ્ણનો સંદેશ લઇને વ્રજમાં ગોપીઓને યોગનો ઉપદેશ કરવાને આવ્યા, ત્યારે ગોપીઓનાં પ્રેમવિરહનાં વચનોએ ઉદ્ધવ પર એવો પ્રભાવ પાડ્યો કે, તેઓ પોતાની બુદ્ધિ ખોઈ બેઠા અને જ્ઞાનધ્યાનની બધી વાતો ભૂલી ગયા. ગોપીઓએ કહ્યું, "પ્યારાના વિના, હે ઉદ્ધવ! પ્યારાના પત્રને અમે ક્યાં સંઘરીએ? છાતીએ લગાવીએ, તો તે બળી જશે, અને આંખોએ લગાવીએ, તો તે ગળી જશે." આજે પણ એ વિરહનું ચિત્ર પ્રેમીઓની મંડળીને કીર્તન દ્વારા વિહ્‌વળ બનાવી દેવાની તાકાદ ધરાવે છે. કહો, ત્યારે તેમ આજે સ્થૂળ વીજળી દ્વારા આવું કાર્ય થઈ શકયું હોત? આ બધો પ્રભાવ નામનો છે. સૃષ્ટિના પ્રારંભથી, અનંત ઋષિમહર્ષિઓના સુંદર ભાવ અને

વિચાર, નામનાં ચિત્રોરૂપ પદો દ્વારા શ્રુતિસ્મૃતિ વગેરેના રૂપે, આજલગી આપણને પહોંચતા રહ્યા છે અને પહોંચતા રહેશે. ભગવાનના સંદેશરૂપ, "ભગવતીગીતા," નામ દ્વારા સંપૂર્ણ વાયુમંડળને આવરીને ઊભી છે, અને સંપૂર્ણ બ્રહ્માંડમાં તેનો નાદ ગુંજી રહ્યો છે. એ શબ્દબ્રહ્મને આપણા હાર્દિક નમસ્કાર હો!

(૬) નામી (રૂપ, અર્થ) નષ્ટ થવા છતાં પણ, નામ શેષ રહે છે, વળી નામી એક દેશમાં સ્થિત રહે છે, જ્યારે નામ દેશદેશાંતરમાં વ્યાપી રહે છે. આ કારણથી, નામીથી નામ અધિક દેશ અને અધિક કાળ વ્યાપી રહે છે.

(૭) જે રૂપના શ્રવણજન્ય અથવા નેત્રજન્ય સંસ્કાર હૃદયમાં હોય, તે રૂપ અને રૂપના ગુણ કર્મસ્વભાવના સંસ્કાર, હૃદયમાં "નામ"નું ઉચ્ચારણ કરવાની સાથે જાગી ઊઠે છે, તથા રૂપના ગુણકર્મસ્વભાવનું ચિત્ર નેત્ર સન્મુખ ખડું થઇ, તે સંબંધમાં વિચિત્ર ભાવોનો સંચાર થવા લાગે છે, એવો નામનો અદ્ભુત પ્રભાવ છે. નામના ઉચ્ચારણ સાથે સંસ્કારનો બોધ થાય છે, સંસ્કારના બોધથી પદાર્થની સ્મૃતિ જાગે છે, સ્મૃતિથી રૂપગુણ વગેરે દશ્ય નજર સમક્ષ ખડું થાય છે, અને દશ્ય ખડું થતાં ભાવોના ઉદ્ગાર જન્મે છે. આ બધાના મૂળમાં નામ છે. આ સિદ્ધાંત અનુસાર, ઈશ્વર તથા તેનાં ભિન્નભિન્ન અવતારોનાં નામનું સ્મરણ કરવાથી, તેનું વિચિત્ર રૂપ તથા તેનાં ભિન્નભિન્ન ગુણ કર્મ, સ્વભાવ અને લીલાઓનું દશ્ય સન્મુખ આવી ઊભું રહે છે અને પ્રેમીઓનાં હૃદયમાં, સમુદ્રની પેઠે, પ્રેમના તરંગો ઊછળી આવે છે. "કૃષ્ણ" નામનું ઉચ્ચારણ કૃષ્ણપ્રેમીના હૃદયમાં કૃષ્ણનાં રૂપ, ગુણ, કર્મ અને સ્વભાવનું ચિત્ર ખડું કરે છે, જેને લીધે તેનું હૃદય નાચી ઊઠે છે. એ સિદ્ધાંત આપણે તાજો જ વિચારી ગયા છીએ કે, જીવ શ્રદ્ધાનું પૂતળું છે, અને જેવી તેની શ્રદ્ધા હોય છે, તેવા તેવા રૂપે તે ભૃંગ–કીટ ન્યાયે બની જાય છે, અને એ બધું માહાત્મ્ય નામ, જે રૂપને મુકાબલે અનેકગણું વધી જાય છે, તેને આભારી છે.

ધ્રુવ, પ્રહ્લાદ, નામદેવાદિ આનાં પ્રત્યક્ષ દૃષ્ટાંત છે. એમણે નામના પ્રભાવથી રૂપને પકડી આણી, પોતાની સમક્ષ હાજર કર્યું છે. અહીં કોઇને એવી શંકા થાય કે, "જે વસ્તુ જોવામાં આવે તેના પર પ્રીતિ થાય છે; જોયા વિનાની વસ્તુ પર કોઈને પ્રીતિ થતી નથી. ઈશ્વરને કોઇએ જોયો નથી, એટલે, તેનામાં પ્રીતિ હોઈ શકે નહિ." આવી શંકા આસ્તિકતાશૂન્ય છે. જોયેલી વસ્તુમાં જ પ્રીતિ હોય એવો નિયમ નથી, પરંતુ સાંભળેલી વસ્તુમાં પણ પ્રીતિ થવાનો સંભવ છે. પરલોકનાં સ્વર્ગાદિ, જે સાંભળવામાં આવે છે, તેમાં શ્રદ્ધાવાન પુરુષની પ્રીતિ થાય છે, તેમ જ આલોકમાં પણ પૅરિસ વગેરે સ્થળોના વિલાયતી ભોગોમાં કામી પુરુષોની પ્રીતિ, શ્રવણ દ્વારા થતી જોવામાં આવે છે. આ પ્રકારે શુદ્ધ અંતઃકરણવાળા પુરુષોની પ્રીતિ ઈશ્વરમાં શ્રવણ દ્વારા જામે એ નિશ્ચિત છે. નામનો મહિમા ગાતાં તુલસીદાસજીએ બહુ સુંદર કથન કર્યું છે:—

સમુઝત સરિસ નામ અરૂ નામી, પ્રીતિ પરસ્પર પ્રભુ અનુગામી;
નામ રૂપ દોઉ ઈશ ઉપાધિ, અકથ અનાદિ સુસામુઝિ સાધી. ૧

નામ અને નામી સમજવામાં એક જેવાં છે, પરંતુ બંનેમાં પરસ્પર પ્રીતિ સ્વામીસેવક જેવી છે. એટલે કે, જેવી રીતે સેવક સ્વામીની પછવાડે પછવાડે ચાલે છે, તેવી રીતે રૂપ નામને આધીન છે અને નામની પાછળ પાછળ નામી ચાલે છે. જ્યાં નામકીર્તન થાય છે, ત્યાં નામી પણ આવી પહોંચે છે. "નામ" અને "રૂપ" બંને અનિર્વચનીય અને અનાદિ ઈશ્વરની ઉપાધિ છે. (ઈશ્વરનું સ્વરૂપ, જે બે નામ અને બે રૂપ છે, તેનો બોધ કરીને, બંને [નામરૂપ] ઈશ્વરથી ભિન્ન રહે છે અને આનું નામ ઉપાધિ છે.) આવી રીતે અનિર્વચનીય ઈશ્વર, નામ અને રૂપ દ્વારા, સુંદર બુદ્ધિ વડે જાણવામાં આવે છે.

કો બડ છોટ કહત અપરાધુ, સુનિ ગુણ ભેદ સમુઝહહિં સાધુ;
દેખિયે રૂપ નામ આધીના, રૂપજ્ઞાન નહિ નામ વિહીના. ૨

હવે આ નામ અને રૂપમાં મોટું અને નાનું કોણ? ખરે,

એ કહેવું પણ અપરાધ છે. એ બંને વચ્ચેના ગુણોનો ભેદ સમજીને, સાધુજન પોતે જ એમની વડાઈ તેમજ છોટાઈની તુલના કરી લેશે. રૂપ નામને આધીન છે એમ જોવામાં આવે છે, કેમકે નામ વિના રૂપનું જ્ઞાન થઇ શકતું નથી.

રૂપ વિશેષ નામ બિનુ જાને, કરતલગત ન પરહિં પહિચાને;
સુમરિયે નામ રૂપ બિનુ દેખે, આવત હૃદય સનેહ વિશેષે. ૩

નામ જાણ્યા વિના, કોઇ વિશેષ પદાર્થ હથેળીમાં આવી ઊભો હોય, તો પણ તેને ઓળખી શકાતો નથી. પરંતુ રૂપ જોયા વિના પણ, જો નામનું સ્મરણ કરવામાં આવે, તો હૃદયમાં વિશેષ પ્રેમ ઉત્પન્ન થયા વિના રહેતો નથી.

નામ રૂપ અતિ અકથ કહાની, સમુઝત સુખદ ન પરત બખાની;
અગુણ સગુણ બિચ નામ સુસાખી, ઉભય પ્રબોધક ચતુર દુભાષી.૪

નામ અને રૂપ વસ્તુતઃ એવી એક કહાણી છે, જેનું કથન કરી શકાય એમ નથી. એને સમજ્યેથી બહુ સુખ થાય છે, પરંતુ તેનું વર્ણન કરી શકાય તેમ નથી. નિર્ગુણ અને સગુણ ભગવાનની વચ્ચે નામ જ એક સુંદર સાક્ષી છે, જે પોતે અલગ રહી, બંનેના સ્વરૂપનો બોધ કરાવી દે છે. આમ હોવાથી, નામ ચતુર દુભાષિયો છે, જે પોતાની સાનથી, પોતે જેમના સાક્ષીરૂપ છે, તેમના સ્વરૂપને બતાવી દે છે.

રામ નામ મણિ દીપ ધર, જીહ દેહરી દ્વાર;
તુલસી ભીતર બાહિરે, જો ચાહત ઉજિયાર.

રામનામનો મણિરૂપ દીવો (જે મણિની પેઠે નિત્ય પ્રકાશે છે,) જો તમારે બહાર તેમજ અંદર બંને ઠેકાણે અજવાળું કરવું હોય તો, તમારી જીભરૂપી ડેલીના દરવાજે રાખો. ડેલી પર મૂકેલો દીવો ઘરની અંદર તેમ બહાર પ્રકાશ કરે છે. નામરૂપી દીવો, જીભરૂપી ડેલીના દરવાજે રાખવાથી, શરીરની અંદર તેમ બહાર બંને ઠેકાણે પ્રકાશ પ્રકાશ રેલાવે છે.

નામ જીહ જપ જાગહિં યોગી, વિરતિ વિરંચિ પ્રપંચ વિયોગી;
બ્રહ્મ સુખ હિં અનુભવ હિં અનૂપા, અકથ અનામય નામ ન રૂપા.૫

નામનો જ જીભથી જપ કરવાથી યોગી, જેણે બ્રહ્માએ રચેલા પ્રપંચને તજી વૈરાગ્ય લીધેલો છે, તે પોતાના આત્મ-સ્વરૂપમાં જાગ્રત રહે છે, અને અકથનીય, નિર્માયિક, બેનામ અને બેરૂપ અનુપમ બ્રહ્મસુખનો અનુભવ કરે છે.

જાના ચહહિં ગૂઢ ગતિ જેઉ, નામ જીહ જપિ જાનહિં તેઉ;
સાધક નામ જપહિં લવ લાયે, હોહિં સિદ્ધ અણિમાદિક પાયે. ૬

જે આ ગૂઢ ગતિને જાણવાની ઇચ્છા રાખે છે, તે એ બધું નામ જપીને જાણી શકે છે. સાધક પુરુષ જો પ્રેમપૂર્વક નામ-જપ કરે છે, તો તે અણિમાદિ સિદ્ધિને વરે છે અને સિદ્ધ બની જાય છે.

જપહિં નામ જન આરત ભારી, મિટહિં કુસંકટ હોહિં સુખારી;
રામ ભક્ત જગ ચારિ પ્રકારા, સુકૃતિ ચારિઉ અનઘ ઉદારા. ૭

વળી, જે દુ:ખી મનુષ્ય નામનો જપ કરે છે, તે ભારે સંકટમાંથી પણ છૂટી જઇને સુખી થાય છે. આ રીતે, રામના ભક્ત સંસારમાં ચાર પ્રકારના છે, અને એ ચારેય પુણ્યાત્મા નિષ્પાપ અને ઉદાર પણ છે.

ચહૂં ચતુરન કો નામ અધારા, જ્ઞાની પ્રભુહિં વિશેષ પિયારા;
ચહું યુગ ચહું શ્રુતિ નામ પ્રભાઉ, કલિ વિશેષ નહિ આન ઉપાઉ. ૮

એ ચારે ય ચતુર ભક્તોને એક નામનો જ આધાર છે, અને તેમાં યે જ્ઞાની તો પ્રભુને બહુ જ વહાલો છે. ચારે યુગમાં અને ચારે વેદોમાં નામનો પ્રભાવ દેખીતો જગજાહેર છે, અને કળજુગમાં તો નામ સિવાય બીજો કોઈ ઉપાય પણ નથી.

સકલ કામના હીન જે, રામભક્તિ રસલીન;
નામ સુપ્રેમ પિયૂષ હ્રદ, તિનહું કિયે મન મીન.

જ્ઞાની પુરુષ સકળ કામનાઓથી મુક્ત છે, અને રામભક્તિ રૂપી રસમાં લીન બની રહે છે. તેણે નામરૂપી સુન્દર પ્રેમામૃત-ના કુંડમાં પોતાના મનને માછલી બનાવી રાખી મૂકેલું હોય છે.

અગુણુ સગુણુ દોઉ બ્રહ્મ સ્વરૂપા, અકથ અનાદિ અગાધિ અનૂપા;
મોરે મન બડ નામ દુહૂંતે, કિયે જે યુગ નિજ બશ નિજબૂતે. ૯

નિર્ગુણ અને સગુણુ બંને એ બ્રહ્મનાં સ્વરૂપ છે. એ સ્વરૂપ અકથનીય, અનાદિ, અગાધ અને ઉપમારહિત છે. મારે મન તો નામ એ નિર્ગુણ અને સગુણુ બંનેથીયે મોટું છે. એ નામે બંનેને પોતાના બળથી પોતાને કબજે કરી રાખ્યાં છે.

પ્રૌઢિ સુજન જનિ જાનહિં જનકી, કહઉં પ્રતીતિ પ્રીતિ રુચિ મનકી;
પાવક યુગ સમ બ્રહ્મ વિવેકૂ, એક દારુ ગત દેખિયે એકૂ. ૧૦

સજ્જન પુરુષ મારા આ કથનને કાવ્યોક્તિ રૂપે ના સમજે; હું મારા મનની પ્રીતિ, રુચિ અને વિશ્વાસનું જ કથન કરું છું. બ્રહ્મવિવેક પેલા બંને પ્રકારના અગ્નિ જેવો છે, જેમાંનો એક અગ્નિ કાષ્ટની ભીતર છે; પણ દેખાતો નથી; જ્યારે બીજો દેખાય છે

ઉભય અગમ યુગ સુગમ નામ તે, કહઉં નામ બડ બ્રહ્મ રામતે;
વ્યાપક એક બ્રહ્મ અવિનાશી, સત ચેતન ઘન આનન્દ રાશિ.૧૧

આ પ્રકારે, નિર્ગુણ અને સગુણુ બંને અગમ છે, પણ નામથી સુગમ બની જાય છે. એટલે નિર્ગુણ અને સગુણુ બંનેથી હું નામને જ મોટું કહું છું. બ્રહ્મ એક છે અને તે વ્યાપક અવિનાશી છે. વળી, તે સત્ અને ચેતનઘન છે અને આનન્દના રાશિરૂપ પણ છે.

અસ પ્રભુ હૃદય અછત અવિકારી, સકલ જીવ જગ દીન દુખારી;
નામ નિરૂપણુ નામ યતન તે, સો પ્રગટત જિમિ મોલ રતન તે. ૧૨

એવો પ્રભુ સર્વના હૃદયમાં નિર્વિકારરૂપે ખડો છે, તો પણ સકલ સંસારી જીવો દીન તેમજ દુઃખી છે. આવું છતાં તત્ત્વમસ્યાદિ નામનું કથન કરવાથી તેમ તેનો અભ્યાસ કરવાથી એ પ્રભુ એવી નક્કર રીતે મળી જાય છે કે, જાણે રત્નથી નગદ રત્ન જ તેના મૂલ્યરૂપે મળી ગયું !

નિર્ગુણ તે ઇહિ ભાંતિ બડ, નામ પ્રભાવ અપાર,
કહઉ નામ બડ રામ તે, નિજ વિચાર અનુસાર.

આ રીતે નિર્ગુણ બ્રહ્મથી નામનો પ્રભાવ મોટો છે. અને અપાર છે. હવે સગુણ રામથી પણ નામને મારા વિચાર અનુસાર મોટું કહું છું.

રામ ભક્ત હિત નર તનુ ધારી, સહિ સંકટ કિયે સાધુ સુખારી;
નામ સપ્રેમ જપત અનયાસા, ભક્ત હોહિં મુદ મંગલ રાસા. ૨૩

રામે ભક્તોને કાજે નરશરીર ધારણ કર્યું, અને સંકટ સહીને સાધુઓને સુખિયા કર્યા. પણ પ્રેમસહિત નામ જપવાથી તો અનાયાસે ભક્ત આનંદ અને મંગળના ધામરૂપ બની જાય છે.

રામ એક તાપસ તિય તારી, નામ કોટિ ખલ કુમતિ સુધારી;
ઋષિ હિત રામ સુકેતુ સુતાકી, સહિત સૈન સુત કીન બેબાકી. ૨૪

રામે એક તપસીની સ્ત્રી (અહલ્યા)નો ઉદ્ધાર કર્યો, પરંતુ નામે કરોડો દુષ્ટોની કુબુદ્ધિને સુધારી છે. રામે ઋષિ ખાતર તાડકાની, સેના સહિત તેમજ પુત્ર સુબાહુ સહિત, સમાપ્તિ કરી દીધી. પરંતુ—

સહિત દોષ દુઃખ દાસ દુરાશા, દલઈ નામ જિમિ રવિ નિશિ નાશા;
ભંજેઉ રામ આપ શિવ ચાપૂ, ભવભયભંજન નામ પ્રતાપૂ. ૨૫

નામ, સૂર્ય જેમ રાત્રીનો નાશ કરે છે તેમ, ભક્તોના દોષ, દુઃખ, દાસભાવ એટલે દીનતા અને દુરાશાનો નાશ કરે છે. રામે પોતે શિવના ધનુષ્યને તોડ્યું, પણ નામનો પ્રભાવ એવો છે કે, તે સંસારના જન્મમરણરૂપી ભયને તોડી નાખે છે.

દંડક વન પ્રભુ કીન સુહાવન, જનમન અમિત નામ કિયે પાવન;
નિશિચર નિકર દલે રઘુનંદન, નામ સકલ કલિ કલુષ નિકંદન. ૨૬

પ્રભુએ એક દંડકવનને જ સોહામણું બનાવ્યું, પરંતુ ભક્તોનાં અનંત મન રૂપી દંડકોને નામે જ પવિત્ર કર્યાં છે. રઘુનાથે રાક્ષસોના સમૂહોને દળી નાખ્યા, પરંતુ નામ તો કલજુગનાં સર્વ પાપોને જડમૂળથી ઉખેડી નાખવા સમર્થ છે.

શબરી ગીધ સુસેવકન, સુગતિ દીન રઘુનાથ;
નામ ઉધારે અમિત ખલ, વેદ વિદિત ગુણગાથ. ૨૭

રઘુનાથે શબરી અને ગીધ જેવા નીચ ભક્તોને જ સુંદર ગતિ આપી, પરંતુ નામે તો અનંત દુષ્ટોનો ઉદ્ધાર કરી દીધો છે, જેની ગુણગાથા વેદોમાં પ્રકટરૂપે ગવાઈ છે.

રામ સુકંઠ વિભીષણ દોઉ, રાખે શરણ જાન સબ કોઉ;
નામ અનેક ગરીબ નિવાજે, લોક વેદ વર બિરદ બિરાજે. ૧૮

એ સૌ કોઇ જાણે છે કે, રામે કેવળ સુગ્રીવ અને વિભીષણ એ બેને જ પોતાના શરણમાં રાખ્યા હતા. પરંતુ નામે તો અનેક દીનોનું પાલન કર્યું છે. નામનું આવું સુંદર બિરદ લોક તેમજ વેદોમાં વિખ્યાત છે.

રામ ભાલુ કપિ કટક બટોરા, સેતુ હેતુ શ્રમ કીન ન થોરા;
નામ લેત ભવસિંધુ સુખાહીં, કરહુ વિચાર સુજન મન માહીં. ૧૯

રામે રીંછ અને વાંદરાંની સેના એકઠી કરી હતી અને સેતુ બાંધવાને કંઈ ઓછો શ્રમ ઉઠાવ્યો નથી. પરંતુ, નામ લેતાંવેંત સંસારસમુદ્ર સુકાઈ જાય છે. સજ્જન પુરુષ મનમાં આનો પોતે વિચાર કરી લે.

રામ સકુલ રણ રાવણ મારા, સીય સહિત નિજ પુર પગુધારા;
રાજા રામ અવાધ રજધાની, ગાવત ગુણ સુર મુનિવર બાની. ૨૦

રામે રાવણનો તેના કુલસહિત નાશ કર્યો અને સીતા સહિત પોતાની નગરીમાં પધાર્યા. રામ રાજા બન્યા અને અયોધ્યા તેમની રાજધાની બની, જેમનાં ગુણકથન દેવ, મુનિ સુંદર વાણીમાં ગાઈ રહ્યા છે.

સેવક સુમરતિ નામ સપ્રીતિ, બિનુ શ્રમ પ્રબલ મોહ દલ જીતિ;
ફિરત સનેહ મગન સુખ અપને, નામ પ્રસાદ શોચ નહિ સપને.૨૧

પરંતુ, ભક્ત તો પ્રેમ સહિત નામસ્મરણ કરવાથી, શ્રમ વિના, બળવાન મોહરૂપી રાવણની સેનાને જીતે છે અને પ્રેમમાં મગ્ન બની પોતાના આત્મસ્વરૂપ ઘરમાં પ્રવેશ કરે છે, તેમજ નામપ્રસાદથી સ્વપ્નમાં પણ દુઃખી થતો નથી.

બ્રહ્મ રામ તે નામ બડ, બરદાયક બરદાનિ;
રામચરિત શત કોટિ મેં, લિયે મહેશ જિય જાની. ૨૨

આવી રીતે, સગુણ અને નિર્ગુણ બંને કરતાં નામ એ મોટું છે. વળી, તે વર આપવાવાળાને પણ વરદાયક છે. એટલા ખાતર તો શતકોટિ રામાયણમાંથી શિવજીએ રામ-નામને જ પસંદ કરી લીધું છે.

જાપ ત્રણ પ્રકારના વર્ણવ્યા છે:—

(પ્રથમ) મોટેથી બોલી એવી રીતે કરવામાં આવે, જેથી બીજાને સંભળાય તે.

(દ્વિતીય) બીજી વ્યક્તિથી સંભળાય નહિ, પણ જેમાં ઓઠ અને જીભ હાલતી રહે તે.

(તૃતીય) ઓઠ અને જીભ હાલે પણ નહિ, અને કેવળ કંઠથી જ થતા રહે તે.

પ્રથમ પ્રકારના જાપ કનિષ્ઠ છે, બીજા પ્રકારના મધ્યમ છે, અને ત્રીજા પ્રકારના ઉત્તમ છે. કનિષ્ઠ પ્રકારના જાપના અભ્યાસથી મધ્યમની સિદ્ધિ થાય છે, અને મધ્યમના અભ્યાસથી ઉત્તમ સિદ્ધ થાય છે. જાપનો સંબંધ હૃદય સાથે છે. અભ્યાસ વધી જતાં, અંતે કંઠજાપ પણ સ્થંભી જાય છે, અને હૃદયથી જાપ થતા રહે છે. કનિષ્ઠ જાપથી શક્તિ બહાર વહી જાય છે. તેનો હૃદય પર પ્રભાવ પડતો નથી, અને તેથી મન જાપમાં જોડાઈ રહેતું નથી. કનિષ્ઠ જાપનો અભ્યાસ દૃઢ થવાથી, મધ્યમ જાપ જપાય છે, જેનો સાપેક્ષ રીતે, અધિક પ્રભાવ હૃદય પર પડે છે, અને તેથી મન કંઈ કંઈ પ્રમાણમાં જાપ સાથે જોડાવા લાગે છે. ઉત્તમ જાપનો હૃદય પર જબરો પ્રભાવ પડે છે. જાપ-નો ઉદ્દેશ એ છે કે, કીર્તન દ્વારા, જે સંસ્કારોને જળસિંચન થયું હતું તે સંસ્કારો હૃદયમાં દૃઢ મૂળ ઘાલી શકે અને ઉપાસ્ય દેવ પ્રત્યે ભક્તિનો પ્રવાહ ભરતીરૂપે વહે.

## પંચમ શ્રેણી–પ્રતિમાપૂજન અર્થાત્ પાદસેવન, અર્ચન, વન્દનભક્તિ

ઉપાસનાની પાંચમી શ્રેણી પ્રતિમાપૂજનની છે. એનો અર્થ એવો છે કે, ઇષ્ટદેવની મૂર્તિનું ઇષ્ટદેવરૂપે દાસભાવે પૂજન કરવું. જેના દ્વારા પ્રમાણ બાંધ્યું જાય, માપ મપાય કે તુલના થાય એવું સાધન એ અર્થ "પ્રતિમા" શબ્દનો છે. એક શેર માપનું લોઢાનું કાટલું જે દ્વારા શેર જેટલી વસ્તુ તોળી શકાય, અથવા બે હાથ લાંબો ગજ, જે દ્વારા ગજ કાપડ માપી શકાય તે કાટલાને કે ગજને પ્રતિમા કહી શકાય. આવી રીતે, ઇષ્ટ-દેવની મૂર્તિ, જે દ્વારા ઇષ્ટદેવનું પ્રમાણ કાઢી શકાય, તેને પ્રતિમા કહેવામાં આવે છે. પરંતુ, જે રીતે લોઢાનું કાટલું પોતાની બરાબરીના તોલવાળી વસ્તુ તોળી દે છે, અથવા ગજ પોતાના સમાન લાંબા વસ્ત્રને માપે છે, એ રીતે મૂર્તિ જેટલા ભારે અને મૂર્તિ જેટલા લાંબાપહોળા ઇષ્ટદેવ, એ જ ઇષ્ટદેવ, એવું પ્રમાણ ઇષ્ટદેવના સંબંધમાં બાંધીશું, તો ભૂલ કરીશું. આ પ્રમાણ કાઢવાની વિધિ ઉપરોક્ત માપતોલથી વિલક્ષણ છે. શાસ્ત્રની વિધિ, ગુરુનાં વચન અને આપણા હૃદયની આસ્તિકતા સહિત શ્રદ્ધાભર્યા ભાવથી, મૂર્તિમાં ઈશ્વરના અસ્તિત્વનો નિશ્ચય કરવો, એ મૂર્તિનું પ્રમાણ કાઢવાની રીત છે. ધ્યાનમાં વિધિ, વિશ્વાસ અને ઇચ્છા, એ ત્રણ વાતો મુખ્ય છે, અને પ્રતિમાપૂજન એ ધ્યાનરૂપ છે. ગુરુ અને શાસ્ત્રની આજ્ઞારૂપ, જે કર્તવ્યતાસૂચક વચન છે, તેને વિધિ કહેવામાં આવે છે. પોતાની આસ્તિકતા અને શ્રદ્ધાપૂર્ણ ભાવ–એનું નામ વિશ્વાસ છે, અને અંતઃકરણની કામનારૂપ રજોગુણી વૃત્તિ એને ઇચ્છા કહે છે. બીજા અર્થમાં, ગુરુ અને શાસ્ત્રનાં વિધિરૂપ વચન પણ હોય, એ વચનોમાં આપણો આસ્તિકતાપૂર્ણ વિશ્વાસ પણ હોય અને ચિત્ત ધ્યાનમાં પરોવાઓ, એવી આપણા અંતઃકરણની કામના પણ હોય– એમ એ ત્રણે વસ્તુ ધ્યાનને માટે આવશ્યક છે. જો વિધિ અને વિશ્વાસ હોય પણ ઇચ્છા ન હોય, તો ધ્યાનની સિદ્ધિ

થતી નથી. વિશ્વાસ અને ઇચ્છા હોય, પરંતુ વિધિ ના હોય, તેમ વિધિ અને ઇચ્છા હોય, પણ વિશ્વાસ ના હોય, તો કાર્ય-સિદ્ધિ થતી નથી. એ ત્રણેમાંથી એકની ખામી, ધ્યાનની સિદ્ધિને દૂર ને દૂર રાખે છે. આ રીતે અભ્યાસના બળથી જ્યારે મૂર્તિ-દેશમાં ઈશ્વરના અસ્તિત્વનો નિશ્ચય થાય અને પ્રમાણ બંધાય ત્યારે એ પ્રમાણથી પછી, "જે આમાં છે તે સર્વમાં છે," એ ભાવે સર્વત્ર ઈશ્વરદર્શન થઇ શકે અને પંચતત્ત્વરચિત સંપૂર્ણ બ્રહ્માંડ પણ, ભિન્ન ભિન્ન રૂપમાં, ઈશ્વરની ઝાંખી કરાવી શકે. આ જ એ પ્રમાણનાં વિધિ અને લક્ષ્ય છે. સર્વત્ર ઈશ્વરનો અભાવ કલ્પીને, પ્રતિમા–દેશમાં જ ઈશ્વરને સંકુચિત બનાવી દેવો, એ પ્રમાણની વિધિ કે લક્ષ્ય નથી. નાના સરખા ગોળ-મટોળ શાલિગ્રામમાં ઇશ્વરબુદ્ધિ કરવી, એ ઈશ્વરને તુચ્છ બના-વવાને માટે નહિ, પણ જ્યારે નાનાસરખા શાલિગ્રામમાં પણ ઈશ્વરના રૂપની પ્રતીતિ થઇ, તો એ પ્રમાણદ્વારા પર્વત, વૃક્ષ, નદી, પશુ, પક્ષી સર્વ ઈશ્વરનું જ સ્વરૂપ છે અને સર્વ દેશ, સર્વ કાળ તેમજ સર્વ વસ્તુમાં એ જ વિરાજમાન છે, એ ભાવને જગાડવાને માટે શાલિગ્રામમાં ઈશ્વરબુદ્ધિ કરવાની છે. આથી ઊલટી રીતે, જે લોક સંકુચિત દૃષ્ટિથી પ્રતિમાપૂજન આદરે છે અને સમજે છે કે પ્રતિમામાં ઈશ્વર છે, બીજે નહિ, અને એ રીતે કેવળ પ્રતિમામાં જ ઈશ્વરને બાંધી લે છે, તેઓ પોતાના હૃદયને કોમળ કરવાને બદલે પાષાણરૂપ બનાવે છે અને એમ કરી પથ્થરના કીડા બને છે! બાળક જ્યારે પાઠ-શાળામાં જાય છે, ત્યારે ગુરુ તેને પ્રારંભમાં પાટી પર "અક્ષર" લખતાં શિખવાડે છે. જ્યારે બાળકનો હાથ પાટી પર લખવામાં જામી જાય છે અને પદો લખતાં શીખી જાય છે, ત્યારે તેની પાસે કોપી, રજિસ્ટર, વહી, વગેરે સર્વ કાંઈ લખાવે છે; પણ આ બધું, એક વાર તેનો હાથ પાટી પર જામી ગયા પછી જ; તે વગર નહિ. બરાબર, આ જ રીતે, પ્રતિમાપૂજન પણ પાટી પર હાથ જમાવવા જેવું છે. જ્યારે પ્રતિમામાં દૃષ્ટિ જામી

જાય છે, ત્યારે સર્વત્ર ઈશ્વરદર્શનનો આનંદ લૂંટાય છે. આ બધું પ્રતિમાપૂજન દ્વારા જ કરી શકાય છે; બીજી રીતે નહિ. પ્રતિમા એ મનને સ્થિર કરવાના એક આલમ્બનરૂપ છે, તેથી મનોવૃત્તિઓ ચારે બાજુએથી ખેંચાઈ આવે છે અને મન ઇષ્ટ-દેવના રૂપમાં જોડાઈ જાય છે. આ વિષયમાં, મનની ત્રણ અવસ્થાઓ નિરૂપણ કરવામાં આવી છેઃ—

(પ્રથમ) પથ્થરની શિલા ગંગાના જળમાં શીતળ બની જાય એને અનુરૂપ.

(બીજી) કપડાની ગડીઓ અંદર અને બહાર પાણીથી તરબોળ બની જાય એને અનુરૂપ.

(ત્રીજી) મનનું પરમાત્માના સ્વરૂપમાં ગળી જવું તે.

અર્થાત્ (૧) મનનું પરમાત્માના સ્વરૂપચિંતનથી શીતળ બનવું, (૨) મનની અંદર પણ ભક્તિરૂપી રસનું ભરાઈ જવું, (૩) મનનું પરમાત્માના સ્વરૂમાં પીગળી જવું.

ઉપર જણાવ્યા પ્રમાણે, પ્રતિમાનું વાસ્તવિક રહસ્યનિરૂપણ કરવામાં આવ્યું. બાકી પ્રતિમાપૂજન ધ્યાનરૂપ છે. ધ્યાન સગુણ અને નિર્ગુણ ભેદથી બે પ્રકારનું છે. પંચદેવની× મૂર્તિઓમાં નિર્ગુણ ભાવ એ શું છે, તેની સ્પષ્ટતા આગળ પર કરવામાં આવશે. પરંતુ, જે પુરુષ હજી સગુણનો જ અધિકારી છે, સગુણમાં જ જેની પ્રીતિ છે, જેનું મન, જે સગુણ ભગવાનનાં શ્રવણ, કીર્તન અને સ્મરણ દ્વારા, જે રૂપમાં, પ્રેમપૂર્વક લાગી ગયું છે અને જેનું મન સ્થિરતા પ્રાપ્ત કરવાને માટે આલંબનની ઇચ્છા કરે છે, તેવા પુરુષ માટે સગુણ ધ્યાનની ખાતર ઇષ્ટદેવની મૂર્તિ, એ જ ઇષ્ટદેવરૂપ છે. આનું ફળ એ આવે છે કે, સ્મરણ દ્વારા, જે રૂપ હૃદયમાં આવી વસ્યું હતું, તે અર્ચન, પૂજન અને ધ્યાન દ્વારા, એટલે સુધી દઢ થાય છે અને નેત્રોમાં વસી જાય છે કે, પ્રત્યેક પદાર્થમાં એ જ રૂપ દૃષ્ટિગોચર થવા લાગે છે. આનું કારણ એ છે કે, સંસાર દૃષ્ટિ-

× પંચદેવનાં નામઃ–વિષ્ણુ, શિવ, ગણેશ, શક્તિ અને સૂર્ય.

મય છે, એટલે જેની દૃષ્ટિ જેટલા પ્રમાણમાં પરિપક્વ થયેલી હોય છે, તેને તેવું જ દશ્ય નજર સમક્ષ રમી રહે છે. શરદ-પૂર્ણિમાને ટાંકણે રાસલીલાના સમયે, જ્યારે ભગવાન ગોપીઓ-ની નજર આગળથી અદૃશ્ય થયા હતા, ત્યારે પણ, એ જ રૂપ આંખોમાં વસી ગયેલું હોવાના કારણે, ગોપીઓ પ્રત્યેક પદાર્થને કૃષ્ણરૂપે સ્વીકારી રહી હતી. સગુણ રૂપે પ્રતિમાપૂજન કરવાનો મુખ્ય ઉદ્દેશ આ છે. એ દ્વારા, તન, મન પરથી આપણો અધિકાર ખસી જાય છે અને એ રીતે, રજોગુણ ગળી જવાથી, નિર્ગુણ ધ્યાનનો વાસ્તવિક અધિકાર પ્રાપ્ત થાય છે.

## પ્રતિમાપૂજનની અનિવાર્યતા

પ્રકૃતિના રાજ્યમાં–ઈશ્વરસૃષ્ટિમાં, પ્રતિમાપૂજન અનિવાર્ય છે. મુસલમાન, શીખ, ઈસાઈ, સમાજી, ભલે પ્રતિમાપૂજનનું ખંડન કર્યા કરે, બુતપરસ્ત (મૂર્તિપૂજક) વગેરે શબ્દોથી ભલે અપમાન કર્યા કરે, પરંતુ ઈશ્વરસૃષ્ટિમાં એનો લોપ થઈ શકતો નથી; કેમકે, મૂર્તિપૂજા એ માનસિક પ્રકૃતિને અનુકૂળ છે. પ્રેમ-ની ચાહના કરવી એ મનનો સ્વભાવ છે; મન પ્રેમશૂન્ય રહી શકતું નથી. પ્રેમનો વિષય ભલે ગમે તે હો, એ વાત બીજી છે. કોઈનો ઈશુમાં પ્રેમ છે, તો કોઈનો મુસામાં, કોઈનો ગુરુ નાનક-દેવમાં, તો કોઈનો સ્વામી દયાનંદજીમાં. કોઈનું મન ધનુષ ધારીના શિકારરૂપ બની જાય છે, તો કોઈનું મન છેલછબી-લાની સાંવરી સુરત પર ઝૂકી પડે છે. જેને જેને જેનું જેનું ચરિત્ર મનથી ભાવી જાય છે, તેને તેને તેનું તેનું મન પકડી લે છે. "**रुचिनां वैचित्र्यम्**" પ્રકૃતિ અનુસાર રુચિનું ભિન્ન ભિન્ન હોવું, એ સ્વાભાવિક છે. વળી, મન મર્યાદિત અને વિષમ દૃષ્ટિવાળું પણ છે, એટલે કોઈમાં ઉત્કૃષ્ટ રૂપે પૂજ્યબુદ્ધિ, તો કોઈમાં અપકૃષ્ટરૂપે તેની અપૂજ્યબુદ્ધિ પણ હોય, એ સાવ સ્વાભાવિક છે. પણ ખરે, પ્રયોજન મુદ્દે એ છે કે, જેનું મન જેમાં અટકે તેમાં અટકાવવું. દેવબુદ્ધિથી જે તે રૂપમાં મનને અટકાવવાનું પ્રયોજન એ છે કે, તે સાંસારિક અટકમાંથી

નીકળી જાય અને એ કાર્ય તો પુણ્યરૂપ છે. બધાના મૂળમાં આખરની વસ્તુ એક જ છે અને એ બધું જ મૂળમાં કોઇ એક જ વસ્તુના "ઉપલક્ષણ" (સૂચન) રૂપ પણ છે. જેમ, કોઇએ પૂછ્યું: "દેવદત્તનું ઘર કયું ?" એટલે બતાવવાવાળા-એ આંગળીનો ઈશારો કરી બતાવ્યું કે, "જેના પર પેલો કાગડો બેઠો છે એ દેવદત્તનું ઘર." હવે, ભલે કાગડો બેઠો રહે કે ઊડી જાય, પણ ઘરનો પત્તો કાગડાએ આપી દીધો. જેમ કાગડો ઘરના એક દેશમાં છે, બીજામાં નહિ; વળી, તે એક કાળમાં બેઠો છે; અન્ય કાળમાં નહિ. પરંતુ તે બીજાં ઘરોથી ભિન્નરૂપે દેવદત્તના ઘરને બતાવી દે છે અને એ રીતે કાગડો દેવદત્તના ઘરનું ઉપલક્ષણ છે–તેનું સૂચન કરે છે. આ પ્રકારે, ઉપરોક્ત વિભૂતિઓ, ઇશુ, મુસા, રામ, કૃષ્ણ વગેરે પણ કોઈ એક વસ્તુનું ઉપલક્ષણ છે અને "ઘર"નો પત્તો બતાવે છે. જિજ્ઞાસુનું પ્રયોજન પણ ઘરનો પત્તો મેળવી લેવા સાથે જ છે. પરંતુ જેઓ મંદબુદ્ધિ છે, તેઓ દૂધમાં પણ ખટાશ પધરાવે છે અને ઉપલક્ષણ–સૂચન કે ચિહ્‌ન–પર મનને રોકી રાખી, તેને ખાટું બનાવી દે છે. આમ કરીને તેઓ લક્ષ્ય વસ્તુને બાજુએ મૂકે છે. દેવદત્તના ઘરનો પત્તો કોઈ કાગડાને સૂચવીને બતાવે, તો કોઈ બિલાડી તો કોઈ કૂતરાને સૂચવીને પણ બતાવે; પરંતુ કૂતરો કે બિલાડી એ પર ઝઘડો કરવામાં કંઇ અર્થ નથી. આપણું પ્રયોજન ઘરનો પત્તા મેળવવા સાથે છે. આ મુખ્ય આશયને છોડીને, શૈવો વૈષ્ણવો સાથે ઝઘડે છે, તો શિયા સુન્ની સાથે; સનાતની સમાજી સાથે, ઈસાઇ મુસાઇ સાથે, તો કહીં રોમન કેથોલિક પ્રોટેસ્ટંટ સાથે, તો કહીં જૈન બૌદ્ધ સાથે– આમ ઝઘડાની પરંપરા ચાલ્યા જ કરે છે. ખરું જોતાં, બધા ધર્મોના મૂળમાં એક "પ્રેમ" જ છે. દ્રેષ કોઇનાયે મૂળમાં નથી. પરંતુ આપણે સમજણ વિના (ગોડ)ને* (ડોગ)માં

* અંગ્રેજી ભાષામાં (ગોડ) શબ્દનો અર્થ પરમાત્મા થાય છે અને (ડોગ) શબ્દનો અર્થ કૂતરો થાય છે. બંને શબ્દોમાં એકના એક જ

ઉલટાવીએ છીએ. મહર્ષિ યાજ્ઞવલ્કયે હાથ ઊંચા કરી, પોકારી પોકારીને, શું સુંદર કહ્યું છે!

**धर्मं यो बाधते धर्मो न स धर्मः कुधर्म तत् ।**
**अविरोधी तु यो धर्मः सः धर्मो मुनिपुङ्गव ॥**

અર્થ:—જે ધર્મ કોઇ બીજા ધર્મને બાધા રૂપ છે તે ધર્મ નથી, પણ અધર્મ છે. હે મુનિશ્રેષ્ઠ! ધર્મ એ જ છે, જે બધા પ્રત્યે અવિરોધી હોય. જેમ દર્પણ બધા પ્રકારનાં પ્રતિબિંબોને ઝીલવા છતાં, કોઈ પણ એક પ્રતિબિંબથી લેપાયમાન થતું નથી તેમ જે કોઇને બાધારૂપ નથી તેમ કોઈ તરફથી બાધાને સ્વીકારતો નથી, એને જ ધર્મ કહી શકાય. ભલા, બાધા કે આડખીલી રૂપ બનવું એ કંઇ ધર્મ ખરો? પરંતુ, અફસોસ! ધર્મને નામે ખૂનની નદીઓ વહી રહે છે, અને ધર્મ અધર્મ દ્વારા આચરણમાં મુકાય છે! આપણને કોઇ બીજાની પ્રકૃતિ પર આક્રમણ કરવાનો શો અધિકાર છે?

અકબરે પોતાના દરબારીઓની પરીક્ષા કરવા માટે એક સીધી લીટી ખેંચી પ્રશ્ન કર્યો. "આને નાની બનાવી દો." દરબારીઓમાંથી કોઇએ તેને જમણેથી તો કોઈએ તેને ડાબેથી ભૂંસીને નાની બનાવવા પ્રયત્ન કર્યો. અકબરે કહ્યું: "એમ નહિ, ભૂંસ્યા વિના નાની કરો." કોઈને કશી ગમ ન પડી. આખરે, બિરબલ તરફ તેણે જોયું. બિરબલે એ લીંટી નીચે એક બીજી એનાથી વધારે લાંબી લીંટી ખેંચી કહ્યું: "જોઇ લ્યો, હજૂર! આપની લીંટી નાની બની ગઈ!" આવી રીતે, હે મતાવલંબીઓ! બીજાઓએ દોરેલી લીંટીઓને કાપવા કૂપવાનો વ્યવહાર ઠીક નથી. કાપ્યા વિના તમે તમારી પોતાની રેખાઓને લાંબી ખેંચી શકો છો; પ્રેમની ઘોડદોડમાં તમે પોતે આગળ વધી શકો છો; બીજાઓ તેથી પાછા રહી જશે. "અઢાઈ અક્ષર પ્રેમકે, પઢે સો પંડિત હોય." પ્રેમ શબ્દમાં અક્ષર તો અઢી છે, પણ એ જે

---

અક્ષરો છે. પરંતુ, અક્ષરોને ઊલટપાલટ કરી દેવાના પરિણામે અર્થમાં પણ આવો ભારે ફરક પડી જાય છે.

યથાર્થરૂપે ભણ્યો, એટલે કે વ્યવહારમાં જેણે પ્રેમ ઠીકઠીક પ્રમાણમાં આચરણમાં મૂક્યો તે જ પંડિત બની ગયો!

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि।**
**शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः॥**

(ગી૦ અ૦ ૫, શ્લો૦ ૧૮)

અર્થ:–વિદ્યાવિનયયુક્ત બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કૂતરામાં અને ચંડાળમાં પણ પંડિત સમભાવથી જુએ છે.

પ્રેમશૂન્ય વિષમ દૃષ્ટિ રાખીને બીજાઓ સાથે ધક્કામુક્કી કરવામાં શો લાભ? ધક્કાબાજીથી તમારું પોતાનું મેદાન રોકાઈ જાય છે, અને તમે પોતે પછડાઇ પાછા પડો છો. તમે ધક્કાબાજીમાં રહી જાઓ છો, જ્યારે પ્યાલો જીતી જાય છે બીજો! ખરું જોતાં, મતમતાંતર એક પ્યાલાના રૂપમાં છે, જે દ્વારા પ્રેમભક્તિરૂપી અમૃત પીવું એ લક્ષ્ય છે. "પ્રેમામૃત" નહિ બલ્કે "પ્રેમસુરા." એનો પ્યાલો હોઠે લાગ્યો, મસ્તી આવી ગઈ, પ્યાલો હાથથી છટકી ગયો; પછી પ્યાલો સોનાનો હોય કે માટીનો. રહે યા ફૂટે, તેની પંચાત પણ શી?! પરંતુ અફસોસ! તમે તો અસલમાં જે મધુ છે તેને ભૂલી જાઓ છો, અને પ્યાલા માટે લઢાઈ આદરો છો. ધર્મના નામે બીજાનાં મન ખાટાં કરતાં રહેવાની તમને કાંઈ જરૂરત? તમારો સંબંધ તમારી પોતાની પ્રકૃતિ સાથે છે; બીજાઓનો તેમની પોતાની પ્રકૃતિ સાથે. જો બીજા કોઈ ગલત માર્ગે પરવરી રહ્યા છે, તો ઈશ્વરીય નીતિ તેને દંડા લગાવી સીધે માર્ગે લઈ આવશે. તેની આંખોમાં મીઠું નાખી શકાય તેમ નથી. પ્રકૃતિનું કામ તમારા પોતાના હાથમાં લઈ તમે પોતે કેમ માર્ગ ભૂલો છો? તમે તમારા સત્ય પર ખડા રહો. પછી બીજા તમારી પાછળ આપોઆપ દોડતા થશે. દીવો પોતાના પ્રકાશથી બળતો થશે, એટલે પતંગિયાં તેના તેજમાં બળવાને આપોઆપ દોડતાં આવશે. આ બધાના મૂળમાં, પોતાનો સુધારો નહિ કરતાં બીજાને સુધારવાની વૃત્તિ કારણરૂપ છે. ખરું જોતાં સુધારો

હમેશાં પોતાનો જ થઇ શકે છે. જ્યારે આપણે આપણો સુધારો કરી લઇએ છીએ, ત્યારે બીજાનો સુધારો, આપોઆપ, કંઈ પણ ચેષ્ટા કર્યા વિના થઈ જાય છે. પણ જ્યારે આપણે શરૂમાં બીજાને સુધારવાને દોડી જઇએ છીએ, ત્યારે નથી આપણે જાતે સુધરી શકતા કે નથી બીજાને સુધારી શકતા. એથી ઊલટું સુધારાને ઠેકાણે બંનેનો બગાડ નોતરીએ છીએ, અને આલોક તેમ જ પરલોક બંને હારી જઈએ છીએ. કોઈ પણ સ્થળની હવા સૂર્યના તાપથી પાતળી થતાં ઉપર ચડે છે, ત્યારે એ ખાલી પડેલા સ્થળે આસપાસની હવા ચારે બાજુથી આવી ભરાઈ જાય છે, એ નિયમ છે આ નિયમાનુસાર, તમારું કર્તવ્ય એ છે કે, તમારે ઊંચે ચઢવું, પોતાનું સ્થાન ખાલી કરવું, અને દૃષ્ટાંતરૂપ પોતે બનવું, એટલે બીજા પોતાની મેળે તમે ખાલી કરેલી જગ્યાને રોકી લેવા દોડતા આવશે, અને તમારું અનુસરણ કરશે. પરંતુ શોકની વાત છે કે, તમે પોતે તો સ્થાન ઘેરીને બેઠા છો; તમારું સ્થાન ખાલી કરવા પહેલાં-જ બીજાને ઉઠાવવાને ઇચ્છો છો ! આ સંજોગમાં, બીજા ઊઠે પણ કેવી રીતે અને ઊઠીને ઠરે પણ ક્યાં ?

ખેર, આપણે જવું હતું કંઇ બીજે, અને ચાલી નીકળ્યા બીજે. વાચક ક્ષમા કરે. કહેવાનું તાત્પર્ય એ છે કે, જેનું ચરિત્ર જેને મન ભાવ્યું, તેના રૂપમાં તેનું મન ઠરી ગયું અને એ છબી–એ રૂપ, હૃદયમાં ઘર કરી બેઠું. હવે એ પ્યારાના સ્મારકરૂપે કોઈ વસ્તુ નજરે આવી કે મન ફૂટી ગયું અને હૃદય વહેતું થયું. પ્યારાનો પત્ર આવ્યો, તો પ્યારાની ઝાંખી આંખોમાં આવી ગઈ, આંખો તરવરવા લાગી, એટલે પત્ર પણ કોણ વાંચે ? (જેમાં ઈષ્ટદેવના ગુણાનુવાદનું વર્ણન હોય એવો ધાર્મિક ગ્રંથ તે ઇષ્ટદેવનો પત્ર છે, જે દ્વારા તેનો પ્રેમસંદેશ મળતો રહે છે.)

જાના આખિર ન યહ કિ ફોડે કી તરહ ફૂટ બહે,
હમ ભરે બૈઠે થે ક્યોં આપને છેડા હમકો.

જેણે આપના ચિત્તને ચોરી રાખ્યું છે, અને જે સદાને માટે આપણાથી મોં છુપાવીને બેઠો છે, એવા કોઇ પ્રેમીનો ફોટો-પ્રેમીનું ચિત્ર-આપણી આંખો સન્મુખ આવી ગયું કે, ઝટ હૃદય એનાં રૂપ, ગુણ, સ્વભાવથી ઊભરાઈ ગયું; પછી જોઇ લ્યો. પ્રેમનો દરિયો કિનારા તોડી વહેવા લાગ્યો, પછી ભલે એને કોઈ બુતપરસ્તી (મૂર્તિપૂજા) કહે કે કોઇ પત્ર-પરસ્તી (પત્રપૂજા) કહે. એ પૂજાને દબાવવાને ચાહે કોઈ લાખ પ્રયત્ન કરે, પણ એ દબાય કેમ? એવી પૂજા એ પ્રાકૃતિક નિયમ છે. એના પર કોઇનો ઈજારો પણ કેમ હોય? હકીકત જ્યાં આવી છે, ત્યાં પ્રતિમાપૂજન સર્વથા અનિવાર્ય છે, કેમકે, એ આપણા ઈષ્ટદેવનાં રૂપ, ગુણ, સ્વભાવ અને લીલાઓનું ચિત્ર આપણી સન્મુખ હાજર કરે છે.

ખરી રીતે, સત્ય એ જ આપણો ધર્મ છે, અને એ જ આપણું ઇમાન છે. એટલે આપણે જે કાંઈ કહીશું તે સત્ય જ કહીશું; પછી, તેથી કોઈ ચાહે ભલું માને કે બૂરું! જે લોક મૂર્તિપૂજાનું ખંડન કરે છે, તે પણ મનને મારીને ચોરીચૂપકીદીથી એવી પૂજામાં જ લાગી રહે છે. કોઈ ઈસાઈ ભાઈ દેવળના દ્વાર-પર જઈ પહોંચે, તેને શૂળીનું નિશાન નજરે પડે, કે ઝટ ઈશુ ભગવાનની શૂળી યાદ આવી અને માથેથી ટોપી ઊતરી જ સમજો. મુસ્લિમ ભાઈ મસ્જિદમાં જાય, કાબાનું ચિહ્ન જુએ કે વિના કહે કહાવ્યે, આપોઆપ મનને સમાધિ લાગી જ સમજો. કોઇ શીખ ભાઇ દરબારસાહેબમાં જાય, અને ગ્રન્થ-સાહેબને તત્કાળ તેનું માથું અડકે જ; ચાહે ગ્રન્થસાહેબના પ્રાણરૂપ જે વચનો છે, તેની આગળ શિર ભલે ના ઝૂકે, પરંતુ સ્થૂળ શરીરરૂપ ગ્રંથસાહેબ આગળ માથું નમ્યા વિના ના રહે. આ પુસ્તક (મૂળ)નો લેખક પોતાની કાશ્મીરની યાત્રામાં એક ગામમાં શીખોના ગુરુદ્વારામાં ઊતર્યો હતો. જ્યાં ગ્રંથી બેસી પાઠ કરતા હોય છે, તે ચોકી પર લેખક બેઠો હતો. ગ્રંથસાહેબ વંચાઇ રહ્યા હતા, એટલે તેમને તેમના સ્થાને પધરાવી દેવામાં

આવ્યા હતા. એક પ્રેમી શીખ આવ્યા, ચોકી આગળ માથું નમાવ્યું અને લેખકને કહ્યું: "તમને ગ્રંથસાહેબની ચોકી પર બેસવાનો કોઈ અધિકાર નથી; તમે નીચે બેસો." લેખક તરત નીચે બેઠો અને કહ્યું: "ભાઈ! શરીરરૂપ ગ્રંથસાહેબનો આપે અવશ્ય આદર કર્યો છે, પરંતુ તેમનાં પ્રાણરૂપ વચનો, જેમાં પંક્તિએ પંક્તિએ સંતોનો મહિમા ગાવામાં આવેલો છે, તેમનું આપે અવશ્ય અપમાન કર્યું છે." આ રીતે, સમાજી ભાઈ પણ ભલે પ્રતિમાપૂજન ન કરે, પરંતુ જ્યારે મહર્ષિનો ફોટો દૃષ્ટિએ પડે કે, અવશ્ય તેનું મન ઝૂકી જશે; ચાહે શરીર ઝૂકે કે ના ઝૂકે. જો મન પણ ના ઝૂકે તો તેઓ એના પ્રેમપાત્ર નથી, અને એ રીતે, તેમનાં વચનોનો એ અધિકારી પણ નથી. જો મન ઝૂકે, પરંતુ શરીર ના ઝૂકે તો એ એક પ્રકારની કઠોરતા જ કહેવાય, અગર એક પ્રકારની મનની ચોરી પણ તેને કહીએ, જે તેના ઉદ્ધારમાં ભારે આડખીલીરૂપ છે. સારાંશ, કોઈ ચોકીના પુસ્તકને માથું અડાડે છે, તો કોઈ શૂળીને નમે છે, તો કોઈ કાબાના પથ્થરને ચૂમે છે, તો કોઈ કાગળ પરના ૐ ને ઝૂકે છે, પણ આખરે એ મૂર્તિપૂજા મરતી નથી. ભલે, આ બધી વાતો જવા દઈએ. ગરમીની મોસમમાં ઠંડા પહાડોમાં સહેલ માટે નીકળીએ. કોઈ સુંદર પર્વતીય દૃશ્ય પર આંખ ઠરી ગઈ. તેનું ચિત્ર તત્કાળ હૃદયમાં ઊતરી ગયું. ઘેર આવ્યા પછી કોઈ વખતે જ્યારે એ દૃશ્યનું ચિત્ર આંખો સમક્ષ તરી આવ્યું કે હૃદયે એ દૃશ્યની સ્મૃતિ દ્વારા ટાઢક અનુભવી. જુઓ! જો જડ પહાડોના ચિત્રમાં હૃદયને શીતળતા આપવાની તાકાદ છે, તો એ ચૈતન્ય જગદાધાર વિભૂતિઓનાં ચિત્ર જ શું એટલાં બધાં નિ:સાર છે, જે ભાવિકના હૃદયને વહેતાં ન કરી દે અને પેલા જડ પહાડો જેટલું યે કામ ના આપે? આવું બને તો એ હૃદયની એક પ્રકારની જડતાનું જ સૂચન કરે છે. ચાહે કોઈ લાખ પ્રયત્ન સેવે, પણ પ્રતિમાપૂજન જઈ શકે તેમ નથી; અને જાય પણ કેવી રીતે? જે વસ્તુ સ્વભાવસિદ્ધ છે, તેનો લોપ કેમ થાય?

પ્રકૃતિના ગળામાં ડૂચો મારી તેને બોલતી બંધ કરી શકાય? જેમ અન્નના આલંબન વગર શરીરની સ્થિતિ રહી શકતી નથી, તેમ મન પણ કોઈ ને કોઇ ભાવમયી મૂર્તિઓના આલંબન વગર રહી શકતું નથી. આ વાત જો આટલે દરજ્જે સ્વાભાવિક છે. તો તેને પ્રકટરૂપે (ડાયરેક્ટલી) કેમ ન સેવવી? દિલ ખોલીને પોતાના ભાવોદ્‌ગાર તેના આગળ કાઢવાના અવસરને જતો પણ કેમ કરવો? કોઇ મંદિરમાં જઇને એમ કરવું આવશ્યક નથી. આપણા ઘરને મંદિર કેમ ન બનાવીએ? અરે, કેવળ ઘરને નહિ, બલ્કે આપણા હૃદયનો જ મંદિરરૂપે જીર્ણોદ્ધાર કેમ ન કરીએ?

સીતાપતિ કી કોઠરી, ચન્દન જડે કિંવાર;
તાલી લાગે પ્રેમકી, ખોલે કૃષ્ણ મુરાર.

અર્થ:—માયાપતિ ભગવાન આ હૃદયરૂપી કોટડીમાં વિરાજે છે. દૈવી સંપદરૂપ શુભ ગુણ એ કોટડીનાં ચંદનજડિત કમાડ છે. અનન્ય પ્રેમે આપોઆપ ભગવાનનાં ચરણોમાં લીન થવું, ખોવાઈ જવું, એ તાળું છે. જ્યાં આપોઆપ હાર ખાઈ બેઠા–ખોવાઈ બેઠા, ત્યાં સ્વયં કૃષ્ણમુરારિ એ તાળાને ખોલવાવાળા હોય.

(પૂર્વપક્ષ): મૂર્તિ ભગવાનનો ફોટો છે એ અમે પણ માની લઇશું. પરંતુ સર્વવ્યાપી ભગવાનને મૂર્તિરૂપે માનીને તેની પૂજા કરવી, એ પાષાણપૂજા જ થશે.

(સમાધાન): આપનો કોઇ પ્રેમી આપનો ફોટો સામે રાખીને આપના ગુણાનુવાદ ગાય. હવે, માનો કે આપ એ ફોટાની પાછળ સંતાયલા છો, તો એ આપના પ્રેમીના સુંદર ભાવોથી દ્રવીભૂત બનીને, આપ તેની આગળ પ્રકટ થઈ જઇ તેને આલિંગન કરશો નહિ? આમ હોવાથી, જ્યારે આપ ભગવાનને સર્વવ્યાપી માનો છો, તો મૂર્તિદેશમાં પણ એ નથી? જો મૂર્તિમાં એનો અભાવ હોય, તો તેની સર્વવ્યાપકતા

માનવામાં પણ દોષ આવે છે. એટલે, એ જો મૂર્તિમાં છે, તો ભગવદ્દભક્ત પૂર્ણ શ્રદ્ધા અને આસ્તિકભાવે એ સર્વવ્યાપીને લક્ષીને નિમ્નલિખિત ભાવોદ્‌ગાર દ્વારા તેની આરાધના કરે છે એમાં કંઈ દોષ ?—

**(૧) नमोस्त्वनन्ताय सहस्रमूर्तये सहस्रपादाय शिरोरुबाहवे ।**
**सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटि युगधारिणे नमः॥**

**(२) यं शैवा समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिनो ।**
**बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्तेति नैयायिकाः ॥**
**अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मीमांसकाः ।**
**सोऽयं नो विदधातुवाञ्छितफलं त्रैलोक्यनाथो हरिः ॥**

અર્થ:—(૧) એ અનન્તને અમારા નમસ્કાર હો, જેની હજારો મૂર્તિઓ છે, જેને હજારો પગ, હજારો માથાં, હજારો જાંઘો અને હજારો હાથ છે. એ હજારો કોટિયુગને ધારણ કરનાર શાશ્વત પુરુષને અમારા નમસ્કાર હો ! એનાં હજારો નામ પણ છે.

(૨) શૈવો જે દેવને "શિવ" રૂપે ઉપાસે છે. વેદાન્તીઓ જેને "બ્રહ્મ" રૂપે, બુદ્ધ મતાવલંબી જે દેવને "બુદ્ધ" રૂપે, પ્રમાણકુશળ નૈયાયિકો જે દેવને સંસારના "કર્તા" રૂપે, જૈન-મતના શાસનમાં રમી રહેલા જેને "અર્હત્" (ઋષભદેવ)રૂપે અને મીમાંસકો જેને "કર્મ" રૂપે ઉપાસે છે, એ દેવ–ત્રૈલોક્યાધિપતિ શ્રી હરિ અમને વાંછિત મોક્ષફળ આપો !

કયા ઉપાસકનું હૃદય આથી દ્રવીભૂત નહિ બને ? શું એનો ભાવ સર્વવ્યાપી ભગવાન, જે મૂર્તિમાં અને હૃદયમાં–બંને સ્થળમાં વિદ્યમાન છે, તેને પણ દ્રવીભૂત નહિ કરે ? શું એ ભાવ ભગવાનને તેની સન્મુખ હાજર નહીં કરે ? આમ, મૂર્તિને ભગવાનનો ફોટો માનીને પણ આપની શંકા નિર્મૂળ થઈ જાય છે. નામદેવ વગેરે બાળકો, જેમણે પોતાના સરળ ભાવ દ્વારા મૂર્તિદેશમાં ભગવાનને પ્રત્યક્ષ કર્યાં છે, તેઓ આ વાતના જ્વલંત દષ્ટાંતરૂપ છે.

## ઉપાસ્યદેવ

ઉપાસના કયા દેવની કરવી? આના સમાધાનમાં શાસ્ત્રકારોએ પ્રકૃતિનાં તત્ત્વો પર સારી પેઠે વિચાર કર્યો છે. તેમણે પ્રકૃતિજન્ય પાંચ તત્ત્વો–આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વીના સંચાલક પાંચ દેવ–વિષ્ણુ, શક્તિ, સૂર્ય, ગણેશ અને શિવરૂપ પાંચ આધિદૈવિક શક્તિઓની ઉપાસનાને મુખ્ય રૂપે વર્ણવી છે. આ પંચદેવોમાં કયા દેવ ઉપાસ્ય છે, એનો નિર્ણય એ રીતે કરવામાં આવ્યો છે કે, ઉપાસકનું ચિત્ત સ્વાભાવિક રીતે જે દેવમાં ઠરી જાય, તે દેવ તેને માટે ઉપાસ્ય દેવ છે. આ પાંચે દેવોમાંથી કોઇ એકને મોટા અને બીજાને નાના ઠરાવવાનો આશય શાસ્ત્રકારોનો છે નહિ. જો કે મહર્ષિ વેદવ્યાસે રચેલાં અઢાર પુરાણોમાં વિષ્ણુપુરાણ, પદ્મપુરાણ, દેવીપુરાણ, શિવપુરાણ, સૌરપુરાણ અને ગણેશપુરાણનો સમાસ થઈ જાય છે. અને એ પ્રત્યેક પુરાણમાં પોતપોતાના દેવને કારણરૂપ અને બીજા દેવોને કાર્યરૂપે વર્ણવેલા છે, તો પણ મહર્ષિ વેદવ્યાસનું તાત્પર્ય બીજા દેવોની નિંદા કરવાનું નથી. તેમનું તાત્પર્ય એ છે કે, ભાવિકની પ્રવૃત્તિ થાય એ અર્થે, ભાવિકને પ્રિય પુરાણે પ્રતિપાદન કરેલા દેવનો જ તેણે મહિમા ગાવો. બીજા દેવોની નિંદા કરવાનું તાત્પર્ય હોય, તો પાંચે દેવોમાંથી કોઇયે મહિમાયોગ્ય ઉપાસ્યદેવ જ ન રહે અને બધા જ દેવો નિંદિતરૂપે સિદ્ધ ઠરે. દાખલા તરીકે પદ્મપુરાણમાં પ્રતિપાદન કરેલા વિષ્ણુદેવ વિનાના બીજા દેવો પદ્મપુરાણની દૃષ્ટિએ નિંદિત ઠરે, જયારે બીજાં પુરાણો દ્વારા વિષ્ણુ નિંદિત ઠરે; શિવપુરાણ દ્વારા શિવ સિવાય બીજા દેવો નિંદિત ગણાય અને અન્ય પુરાણો દ્વારા શિવ નિંદાયોગ્ય સાબિત થાય, વગેરે. કેમકે આ સર્વ પુરાણોના રચનાર એક જ છે. પરંતુ, આમાંનું કશું છે જ નહિ. કોઇ પણ દેવની નિંદા કરવી એ મહર્ષિ વ્યાસનો હેતુ નથી. ઋષિ અને શાસ્ત્ર ઉદાર છે. તેઓ બધી જાતના અધિકારીઓને કલ્યાણનો માર્ગ બતાવે છે. પ્રકૃતિના રાજ્યમાં રુચિ

અને અધિકારની વિલક્ષણુતા હોવી એ સ્વાભાવિક છે. એટલા ખાતર, જે જે અધિકારીની જે જે દેવમાં સ્વાભાવિક રુચિ હોય, તેના તેના કલ્યાણુને માટે, તે તે દેવનો મહિમા સુંદર ભાવપૂર્ણુ ભાષામાં ગાતાં જુદાં જુદાં પુરાણોની રચના કરવામાં આવી છે. આમાં "જેનો વિવાહ તેનાં ગીત" જેવો હિસાબ છે. આશય એ છે કે, જેની જે દેવમાં રુચિ અને પ્રીતિ હોય, તે તે દેવને કારણુ બ્રહ્મ, એટલે કે સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર રૂપે ઉપાસે અને બીજા દેવોને તેના અંશ તરીકે જાણી કાર્યબ્રહ્મરૂપે ઉપાસે. કારણુબ્રહ્મનો મહિમા ગાવો અને કારણુ-બ્રહ્મનું ધ્યેય નિશ્ચિત કરવું એ જ ખરી રીતે મહર્ષિ વ્યાસનું તાત્પર્ય છે. ખરું જોતાં એ પાંચેને લક્ષ્ય કરીને જે તે એક તેમજ બધાની પાછળ રહેલા એક નિરંજન દેવ, સર્વાધિષ્ઠાન, સર્વાધાર, સર્વસાક્ષી એ જ ઉપાસ્ય છે. એ જ દેવ, ભાવિક ભક્તોની રુચિ અનુસાર જુદે જુદે રૂપે તેમને દર્શન આપે છે. સ્વરૂપે કરી એ પાંચેના ભેદમાં કશું તાત્પર્ય છે નહિ. ખુદ ગીતા પણુ આ વિષય પરત્વે સાખ પૂરે છે:—

**यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।**
**तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥**
**स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।**
**लभते च ततः कामान्मयैव विहितान्हितान् ॥**

(ગી૦ અ૦ ૭, શ્લો૦ ૨૧–૨૨)

અર્થ:—જે જે ભક્ત જે જે દેવતાના સ્વરૂપને શ્રદ્ધાપૂર્વક પૂજવાને ઇચ્છે છે, તેની તેની શ્રદ્ધાને તે તે દેવમાં સ્થિર કર-નારો હું છું. એ પુરુષ (મારી આપેલી) એવી શ્રદ્ધાથી યુક્ત બની, એ દેવતાના પૂજનની ચેષ્ટા કરે છે અને (એ દેવતાના રૂપે) મેં જ નિર્માણુ કરેલા જે તે ઇચ્છિત ભોગોને નિઃસન્દેહ પામે છે. આથી સ્પષ્ટ થાય છે કે એ બધા દેવોના મૂળમાં એક ચેતનદેવ વિરાજમાન છે, અને પેલાં જુદાં જુદાં રૂપો, જેમ પાછળ આપણે જોઈ ગયા તેમ, એક એ પરમ દેવનાં જ ઉપ-

લક્ષણુ છે–સૂચક છે. પરંતુ મંદ બુદ્ધિવાળા લોકો આ વાત સમજતા નથી. તેઓ ખરા રહસ્યને નહિ જાણીને "સ્યાલ સારમેય ન્યાય" થી પરસ્પર વેરભાવ ઉપજાવે છે. અને એ રહસ્યનો દુરુપયોગ કરી, ધર્મને અધર્મમાં અને અમૃતને ઝેરમાં પલટાવે છે અને ચન્દનમાંથી પણુ અગ્નિ ઉત્પન્ન કરે છે.

## સ્યાલ સારમેય ન્યાય

સ્ત્રીના ભાઇને "સ્યાલ" (સાળો) કહે છે. "સારમેય" નામ કૂતરાનું છે. "ન્યાય" શબ્દનો અર્થ દૃષ્ટાન્ત છે. કોઇના ઘરમાં કૂતરો હતો. તેનું નામ **ધાવક** હતું. તેના પડોશીને ત્યાં પણુ કૂતરો હતો, જેનું નામ **ઉત્ફાલક** હતું. ધાવક નામના કૂતરાના માલિકને સાળો હતો. તેનું નામ પણુ **ઉત્ફાલક** હતું. એ સાળાનો એક શત્રુ હતો, જેનું નામ **ધાવક** હતું. હવે પેલાના ઘરનો કૂતરો ધાવક (જે શાળાના શત્રુનું નામ પણુ હતું) અને પડોશીનો કૂતરો ઉત્ફાલક (જે સાળાનું પણુ નામ હતું) એ બંને પરસ્પર લઢે ત્યારે પેલાના ઘરવાળા બધા પોતાના **ધાવક**ની પ્રશંસા કરે અને પાડોશીના **ઉત્ફાલક**ને ગાળો દે. પેલો મનુષ્ય જયારે પરણ્યો અને સ્ત્રીને ઘેર આણી, ત્યારે એ સ્ત્રી વાસ્તવિક રહસ્યથી અજાણી, એટલે પોતાના ભાઈની નિંદા અને ભાઇના શત્રુની પ્રશંસા થતી સાંભળીને, પોતાના પતિ સાથે ઝઘડો કરતી. આનું નામ "સ્યાલ સારમેય ન્યાય" છે.

આમ, વાસ્તવિક તત્ત્વને નહિ જાણુતાં, મંદબુદ્ધિ લોકો પોતપોતાના ઉપાસ્ય દેવનો મહિમા ઉચ્ચારે છે અને અન્ય દેવોની નિન્દામાં તત્પર રહે છે. પણુ મહર્ષિવ્યાસનું તાત્પર્ય એ પાંચે ય પૈકી કોઇ એકને ઊંચે બેસાડી બીજાઓને હેઠા પાડવા એવું નહોતું પરંતુ, કારણુબ્રહ્મને ધ્યેય રૂપે ઠરાવવું, એ એક જ પ્રયોજન તેમને હતું, જેથી જેની જે દેવમાં રુચિ હોય તે તેનું કારણુબ્રહ્મ (સૃષ્ટિના ઉત્પાદક, જગન્નિયન્તા અને સંહાર-કર્તા) રૂપે ધ્યાન કરે અને બીજા દેવોનું એની વિભૂતિરૂપે

ચિન્તન કરે. 'વિચારસાગર'ના સાતમા તરંગમાં આ વિષયને વિસ્તારપૂર્વક સ્પષ્ટ કરવામાં આવ્યો છે.

જો વિચારશક્તિને સહેજ આગળ દોડાવીએ, તો સ્પષ્ટ થશે કે, વાસ્તવમાં એ પાંચે દેવોની મૂર્તિઓ સુંદર અને ભાવપૂર્ણ છે, અને પ્રત્યેક મૂર્તિના મૂળમાં ગંભીર ભાવ ભરેલો છે, જે દ્વારા પ્રત્યેક મૂર્તિ કારણબ્રહ્મરૂપે એ એક પરમદેવના સ્વરૂપને પ્રકાશે છે. આ વાતનું વર્ણન સંક્ષેપમાં હવે આપણે કરીશું.

## વિષ્ણુમૂર્તિમાં કારણબ્રહ્મરૂપ નિર્ગુણભાવ

વિષ્ણુદેવ અનન્ત નાગની શય્યા પર ક્ષીરસમુદ્રમાં સૂતેલા છે. તેમનો વર્ણ નીલ છે. તે ચતુર્ભુજ છે ને તેમણે શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કર્યાં છે. તેમના નાભિકમળમાંથી રક્તવર્ણ ચાર મુખવાળા બ્રહ્માની ઉત્પત્તિ થયેલી છે. લક્ષ્મીજી તેમનાં ચરણ તળાંસી રહ્યાં છે, વગેરે. વિષ્ણુના રૂપનું વર્ણન આવું કરવામાં આવ્યું છે. હવે તેના રહસ્યનું નિરૂપણ કરીશું. રામ અને કૃષ્ણ વગેરે વિષ્ણુના અવતાર છે, એટલા ખાતર તે રૂપે તેઓ ધ્યેય છે. વિષ્ણુ નામ વ્યાપકનું છે, જે એક ચેતન સ્વરૂપને સિદ્ધ કરે છે. અનન્ત નાગનો ભાવ અનન્ત આકાશ છે. અનંત આકાશથી પણ પોતે અધિક સૂક્ષ્મ અને અધિક વ્યાપક છે, એ કારણે એ અનંત નાગરૂપ આકાશને શય્યા રૂપે નિરૂપણ કરવામાં આવ્યું છે, જે પર ભગવાન શયન કરી રહ્યા છે. જો ભગવાન આકાશના અંતરમાં અને બહાર પણ વિરાજમાન છે, તો પછી આકાશના કાર્ય, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી તેમ જ એ પંચતત્ત્વરચિત સ્થૂળ બ્રહ્માંડ–એ સર્વેમાં યે તે જ વિરાજમાન છે એમાં સંદેહ પણ કેવો? જીવ અનાદિ છે, અને પ્રત્યેક જીવના પ્રત્યેક જન્મના કર્મસંસ્કાર અનંત છે. વળી, તેના જન્મ પણ અનંત છે. આમ છે એટલે તેના અનંત જન્મોના કર્મસંસ્કારોનો અંત જ કેમ કરીને આવે? જ્યારે પ્રત્યેક જીવના કર્મસંસ્કાર આટલા બધા અનન્ત છે, તો અનન્ત જન્મોના અનન્ત સંસ્કારો સમુદ્રની જેમ અમર્યાદિત હોય એમાં

આશ્ચર્ય શું ? જેવી રીતે દૂધમાંથી ફળ રૂપે માખણની ઉત્પત્તિ થાય છે, અને એ માખણ દૂધના પ્રત્યેક અંશમાં છુપાયલું છે, એવી રીતે પ્રત્યેક સંસ્કાર સુખદુઃખરૂપ ફળનો હેતુ છે, એટલે આ સમષ્ટિ કર્મ સંસ્કારોનું "ક્ષીર સમુદ્ર" રૂપે વર્ણન કરવામાં આવ્યું છે. આ સમષ્ટિ કર્મસંસ્કારરૂપ ક્ષીરસમુદ્રમાં પણ એ જ દેવ વિરાજમાન છે. આમ, એ દેવની સર્વવ્યાપકતા અને પરાત્પરતા સિદ્ધ થાય છે. એ ક્ષીરસમુદ્રમાં એ દેવ સૂતા છે. સૂવાનો આશય શો હશે ? એનો ભાવ એ છે કે, એ કર્મ સંસ્કારોને, ભગવાન ઉદાસીન રૂપે માત્ર પોતાની સત્તાસ્ફૂર્તિથી, ફલોન્મુખ કરી રહ્યા છે. તેઓ પોતે કોઇને સુખદુઃખ ભોગવાવતા નથી; બલ્કે જેવાં જેવાં જીવોનાં કર્મ છે, તેવાં તેવાં ભગવાનની સત્તાસ્ફૂર્તિદ્વારા, સુખદુઃખનાં ભોગરૂપી ફળ જીવોને મળે છે. દાખલા તરીકે, એક જ ભૂમિમાં વાવેલાં ઘઉં, જવ, બાજરી, મકાઇ વગેરે અનેક બીજને ભૂમિ, જે તેના સમય સમય પર પોતાની સત્તાસ્ફૂર્તિદ્વારા ફલોન્મુખ કરે છે, તે ફળ પણ બીજને અનુસરતાં આપે છે. કર્મસંસ્કારરૂપ ક્ષીરસમુદ્રમાં ભગવાનના શયનનો ભાવ આવો છે. નીલવર્ણનો ભાવ નિરૂપતા સાથે છે. જેમ આકાશ નીલવર્ણ દેખાય છે છતાં નિરૂપ છે, એ રીતે, ભગવાનનું કોઈ રૂપ નથી. અથવા નીલવર્ણથી સત્ત્વગુણની પરાકાષ્ઠા સિદ્ધ ઠરે છે, અને ભગવાન તો સત્ત્વગુણની મૂર્તિ જ છે. ચતુર્ભુજનો ભાવ અનન્ત શક્તિનો સૂચક છે. શરીરનાં સર્વ અંગોમાં બળના આધારરૂપ ભુજા મનાય છે. બાહુ બળ માટે પ્રસિદ્ધ છે, એટલે ભગવાનને ચાર હાથ હોવા, એ પરમાત્માની અનંત શક્તિનું સૂચન કરે છે. એ ચારે ભુજાઓમાં શંખ, ચક્ર ગદા અને પદ્મ છે. શંખ અને પદ્મ મંગળરૂપ વરદાનનો અને ગદા અને ચક્ર અનિષ્ટરૂપ શાપનો પરિચય આપે છે. એનો ભાવ એવો છે કે, એ અનંત શક્તિ પોતાને અનુસરનાર ધર્માનુયાયીઓને આ લોક અને પરલોકમાં મંગળ દાન કરે છે, પરંતુ પોતાનાથી વિરુદ્ધ અધર્મીઓને શાપ રૂપે, આ લોકમાં

આધિવ્યાધિ અને પરલોકમાં યમયાતના ભોગવાવ્યા વિના છોડતી નથી. નાભિ એટલે શરીરનું મધ્યબિન્દુ–વચલો ભાગ. પ્રત્યેક સ્થાન એ વ્યાપક વિષ્ણુની નાભિરૂપે છે. જેમ દડો ગોળ હોય છે અને તેનું પ્રત્યેક સ્થાન કેન્દ્ર બની શકે છે, એ રીતે એ અનંત વ્યાપક વિષ્ણુનું પ્રત્યેક સ્થાન નાભિરૂપ છે. અંતઃકરણ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર રૂપે ચાર મોઢાંવાળું છે, એટલે સમષ્ટિ અંતઃકરણ એ જ બ્રહ્મા રૂપે છે. રક્તવર્ણ રજોગુણસૂચક છે. રજોગુણમાંથી કાર્ય સંભવે છે. એટલે સૃષ્ટિના ઉત્પાદક બ્રહ્માનો વર્ણ રાતો હોવો, એ સ્વાભાવિક છે. આવા બ્રહ્માનું ભગવાનની નાભિથી, એટલે કે ભગવાનના મધ્યમાંથી જ ઉત્પન્ન થવું સંભવી શકે, કેમકે અંતઃકરણ પોતે જડ છે. સ્ફુરણરૂપ ચેતનની–સત્તાથી તેમાં ચેષ્ટા થાય છે. આ કારણે, સમષ્ટિ અન્તઃકરણરૂપ બ્રહ્માની પ્રત્યેક ચેષ્ટાના કેન્દ્રમાં એ પરમ દેવનું સ્ફુરણ હોવું સ્વાભાવિક છે. લક્ષ્મીજી ભગવાનની માયારૂપ પ્રકૃતિ છે, જે ભગવાનને આધીન રહીને સંસારની ઉત્પત્તિ કરે છે. લક્ષ્મીજીએ ચરણ ચાંપવાની ક્રિયામાં રહેલો ભાવ આ છે.

**मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।**
**हेतुनानेन कौन्तेय जगद्विपरिवर्तते ॥**

(ગી૦ અ૦ ૯, શ્લો૦ ૧૦)

અર્થ:—મારી અધિષ્ઠાનતામાં જ પ્રકૃતિ ચરાચર જગતને ઉપજાવે છે અને એને લીધે, હે અર્જુન ! આ જગત વારંવાર ઉત્પન્ન થાય છે. વિષ્ણુમૂર્તિના સ્વરૂપમાં કારણબ્રહ્મરૂપે રહેલો ગંભીર ભાવ આવો છે.

## શિવમૂર્તિમાં કારણબ્રહ્મરૂપ નિર્ગુણભાવ

શિવ નામ કલ્યાણ સ્વરૂપનું છે. એ સાક્ષાત્ જ્ઞાનમૂર્તિ છે. એ પ્રત્યેક ભૂત તેમજ ભૌતિકપ્રાણી માત્રને કલ્યાણમાર્ગના પ્રદર્શક છે. એ શિવસ્વરૂપ પાપીમાં પાપીને પણ દુઃખના દુઃખ-

ભોગ ભોગવાવીને તેની પાસે કલ્યાણુની સાધના સધાવે છે. જે પ્રમાણે રાજા અથવા પિતા પોતાથી વિમુખ બનેલી પોતાની પ્રજા કે સંતાનને દંડ દઇ દઇને પણ મૂળમાં તેનું શ્રેયચિંતન કરે છે, અને કદાપિ પણ અનિષ્ટ ચિંતન કરતો નથી, એ પ્રમાણે એ જ્ઞાનમૂર્તિ પણ સર્વ ભૂતોનું શ્રેય જ સંપાદન કરે છે.

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।**
**सर्वज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥**

(ગી૦ અ૦ ૪, શ્લો૦ ૩૬)

અર્થ:—જો તું બધા પાપીઓ કરતાંયે અધિક પાપ કરનારો હોય, તોપણ જ્ઞાનરૂપી નૌકાદ્વારા સંપૂર્ણ પાપોને પણ નિઃસંદેહ તું ભલી રીતે તરી જશે. આમ, એ શિવસ્વરૂપ કલ્યાણમૂર્તિ છે અને સચ્ચિદાનંદ ઘનરૂપ છે. તેમનું નામ મહાદેવ છે. તે સર્વ દેવોના દેવ છે અને બધા કરતાં પૂજ્ય છે. એ શિવસ્વરૂપને ત્રણ નેત્ર છે, એટલે તે ત્રિનેત્ર પણ કહેવાય છે. સંપૂર્ણ પ્રાણીઓના મસ્તકમાં બે નેત્ર છે, જે સંસારની દિશામાં ખુલ્લાં રહે છે. એ બંનેની પ્રવૃત્તિ સંસારને રસ્તે છે, અને તે અહંતામમતાથી બંધાયેલાં છે, એટલે તેમનું ત્રીજું નેત્ર, અંદર મોજૂદ હોવા છતાં પણ બંધ રહેલું છે, પરંતુ આ શિવસ્વરૂપનું ત્રીજું જ્ઞાનનેત્ર નિત્ય પ્રજ્વલિત રહે છે. આ ત્રીજા નેત્રનું સ્થાન મસ્તકમાં બે નેત્રોની ઉપર છે. ઉપર હોવાનું તાત્પર્ય એ છે કે, એ બંને નેત્રોમાં જે પ્રકાશ છે તે તેમનો પોતાનો નથી પણ તેમના ઉપર જે ત્રીજું નેત્ર છે, તેની જ્યોતિનો અને એ રીતે એ બંને નેત્રો ધન્ય થયાં છે. એ શિવસ્વરૂપે પોતાના એ જ્ઞાનનેત્રથી કામદેવને બાળી નાખેલો છે.

**आत्मा ब्रह्मेतिनिश्चित्य भावाभावौ च कल्पितौ ।**
**निष्कामः किं विजानाति किं ब्रूते च करोति किम् ॥**

(અષ્ટાવક્ર)

અર્થ:—આત્માને બ્રહ્મરૂપે અને સંપૂર્ણ ભાવ-અભાવ

પદાર્થોને કલ્પિત રૂપે નિશ્ચયમાં લાવનાર નિષ્કામ જ્ઞાની જાણે પણ શું, કહે પણ શું અને કરે પણ શું? અર્થાત્, જેણે બધું જ પોતાના રૂપે જાણી લીધું; તેને માટે કંઇ પણ જાણવાનું બાકી રહેતું નથી; કહેવાનું યે બાકી રહેતું નથી અને કરવાનું પણ બાકી રહેતું નથી. જ્યારે કોઇ પણ વસ્તુને આપણાથી ભિન્નરૂપે જાણીએ છીએ, ત્યારે કામના ઉત્પન્ન થાય છે. પરંતુ એ શિવ સ્વરૂપે તો, પોતાના જ્ઞાનપ્રકાશ દ્વારા સર્વને પોતાના આત્મારૂપે નિશ્ચય કરી બધી કામનાઓની હોળી કરી દીધી છે; એ શિવસ્વરૂપના મસ્તક પર શાન્તિરૂપી બીજનો ચંદ્રમા શોભે છે જેની કળા નિત્ય વૃદ્ધિ પ્રાપ્ત કરે છે. દુઃખરૂપ ઝેરને તેમણે પી લીધું છે. સમુદ્રમંથન વખતે બીજાં બધાં રત્નોના ગ્રાહકો ખડે પગે ઊભા હતા; પરંતુ એ હલાહલનો કોઈ ગ્રાહક નહોતો. એના ગ્રાહક જ્ઞાનમૂર્તિ થયા અને સંપૂર્ણ દુઃખરૂપી હલાહલને ગટગટાવી ગયા. જ્યાં પોતાને માટે પોતાનાથી ભિન્ન કોઇ પદાર્થ છે જ નહિ, ત્યાં દુઃખથી પણ તેમને કાયર થવાપણું કેમ હોય? એ હલાહલ પણ તેમને આત્મવત્ જ હતું.

**तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥**

(ઇશાવાસ્ય)

અર્થાત્ એકત્વ જોવાવાળાને મોહ કેવો ને શોક પણ કેવો? દુઃખ સદૈવ કોઇને કોઈ ઇચ્છા કરવાને લીધે થાય છે અને આપણાથી એ ઇચ્છિત વસ્તુ ભિન્ન છે એવું જાણવાથી, તેને માટે ઇચ્છા જન્મે છે. પરંતુ એ શિવસ્વરૂપે એકત્વ દૃષ્ટિ (અભેદદૃષ્ટિ)થી સર્વને પોતાનો આત્મા જાણ્યો છે; એટલે તેમને કોઈ ઇચ્છા નથી અને જ્યાં કોઇ ઇચ્છા નથી ત્યાં તેમને દુઃખ પણ કઈ વાતે હોય? એ શિવસ્વરૂપ દિગમ્બર છે; બધી દિશાઓ એ જ એમનાં વસ્ત્ર છે, અર્થાત્ તે કોઈ પણ દિશાની હદમાં આવી શકતા નથી, બધી દિશાઓથી પર છે, એટલે તેઓ સર્વવ્યાપી છે અને દેશ-મર્યાદાથી રહિત છે. એ દેવનું વૈરાગ્ય એ ભૂષણ છે. તેમણે નાગેન્દ્રનો હાર ગળામાં પહેર્યો છે.

નાગેન્દ્ર સાક્ષાત્ મૃત્યુસ્વરૂપ છે, જેને તેમણે કંઠે ધારણ કર્યો છે. બીજા અર્થમાં કાળને તેમણે પોતાને વશ કર્યો છે. તેમને કાળનો કોઈ રીતે ભય નથી. તેઓ કાલાતીત છે, એટલે તેઓ કાળની મર્યાદાથી પણ રહિત છે. તેમણે મુડદાંની ભસ્મ શરીરે ચોળી છે, ગળામાં રૂંઢમાળ ધારણ કરી છે અને તેઓ શ્મશાનમાં રહે છે. આ સર્વ તેમના તીવ્ર વૈરાગ્યને સૂચવે છે. આશય એ છે કે, જેણે સંસારવિષયક રાગને તીવ્રતર વૈરાગ્ય દ્વારા ભસ્મ કર્યો છે અને એની ખાખને પોતાના શરીરે રમાવી દીધી છે, તે જ એ શિવસ્વરૂપના દર્શનનો અધિકારી છે. તેમને ચાર હાથ છે, જે તેમની અનંત શક્તિના ચિહ્નરૂપ છે. પાર્વતી તેમના ડાબે પડખે બિરાજે છે, એટલે કે, ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારી મહામાયા તેમની ડાબી બાજુમાં બેઠેલી છે. ડાબી બાજુમાં–વામાંગે વિરાજે છે, એનો ભાવ એ છે કે, તેમના કટાક્ષ માત્રથી માયા સર્વ ચેષ્ટા કરી રહી છે; બીજા અર્થમાં એ બધું એમને મન ડાબા હાથના ખેલ જેવું છે. તેમના હાથમાં ત્રિશૂળ, ડમરુ વગેરે છે, જે વર અને શાપ આપવાની તેમની શક્તિનો પરિચય કરાવે છે. એટલે કે એ શિવસ્વરૂપ પોતાનાથી જે જીવો વિમુખ છે તેમને અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત–એ ત્રણે તાપરૂપી ત્રિશૂળથી છેદન કર્યા વિના છોડતા નથી. એવાને માટે એ શિક્ષા અનિવાર્ય છે, એટલે તેમણે ત્રિશૂળ પોતાના જમણા હાથમાં ઝાલ્યું છે. પોતાને અનુસરીને ચાલનાર જીવો ખાતર આલોક અને પરલોક ન્યોછાવર કરી દેવાં, એ તેમનો વિલાસ માત્ર છે, એટલે કે તેમને મન ડાબા હાથનો ખેલ છે. એ દર્શાવવાને ડાબા હાથમાં તેમણે ડમરુ પકડ્યું છે. તેમનો ગૌર વર્ણ તેમની શાંતિનો સૂચક છે. ધર્મરૂપી નંદી તેમનું વાહન છે. ધર્મ વિના જ્ઞાન સંભવતું નથી. જ્યારે આપણી સર્વ ચેષ્ટાઓ ધર્મમૂલક થશે, ત્યારે એ ધર્મમૂલક ચેષ્ટાઓ વૈરાગ્યને જન્માવી જ્ઞાનની પ્રાપ્તિ કરાવી શકશે, એટલા માટે એ જ્ઞાનમૂર્તિ ધર્મરૂપી નંદી પર સવારી કરે છે.

એ ધર્મરૂપ વાહનને સંતુષ્ટ કરવાથી એ શિવસ્વરૂપની પ્રાપ્તિ સંભવે છે. એ ધર્મરૂપી નંદીનાં શિંગડાં પર પૃથ્વી ટકેલી છે; એટલે કે સંસારની સ્થિતિ ધર્મના આધાર પર નિર્ભર છે અને જ્યારે ધર્મનો હ્રાસ થાય છે, ત્યારે પૃથ્વી (એટલે સમષ્ટિ જીવ) શોકાતુર બને છે. જ્ઞાનરૂપી ગંગા એ શિવસ્વરૂપની જટા-માંથી નીકળી છે, જેની ત્રણ ધારા ત્રણે લોકમાં વ્યાપી રહેલી છે. એટલે કે તે સર્વ દેશ અને સર્વ કાળમાં સુલભ છે. પરંતુ ગંગાસ્નાનનું ફળ તીર્થગોરને સંકલ્પ કરી દાનથી સંતુષ્ટ કર્યા વગર મળતું નથી, એ રીતે જ્ઞાનવાન અનુભવી મહાપુરુષ એ જ્ઞાનગંગાના તીર્થપુરોહિત છે, જેમને સંસાર સંબંધી અહંતા-મમતાના સંકલ્પ દ્વારા સંતુષ્ટ કર્યા વિના, જ્ઞાનગંગામાં સ્નાન-નું કાંઇ ફળ મળતું નથી. જાતપાતનો વિચાર કર્યા વિના, જેમણે ઉપરોક્ત વિધિથી એ ગંગામાં ગોથું લગાવ્યું છે, તેમને નગદ ફળ તત્કાળ મળ્યું છે. તેઓ ત્રિતાપથી મુક્ત થાય છે અને જેમ કોઈ સૂતેલો માણસ સ્વપ્નથી જાગીને સ્વપ્નની વ્યથાઓથી પોતાને મુક્ત થયેલો માને અને શાન્તિ અનુભવે એવી રીતે શાંતિ પણ તેમણે અનુભવી છે.

મજ્જન ફળ દેખિયે તત્કાલા, કાક હોહિં પીક,[1] બકહુ[2] મરાલા.[3]

શિવમૂર્તિમાં કારણબ્રહ્મરૂપ અધ્યાત્મભાવ આવી રીતે ગૂંથાયલો છે.

## સૂર્યમૂર્તિમાં કારણબ્રહ્મરૂપ નિર્ગુણભાવ

સૂર્ય પ્રત્યક્ષ પ્રકાશમાન તેજસ્વરૂપ દેવ છે. સંસારના જેટલા આધિભૌતિક તેજના પ્રકાર છે, તે સર્વેનું જન્મસ્થાન સૂર્ય છે. સ્થૂળ દૃષ્ટિથી સંપૂર્ણ સ્થૂળ પદાર્થોનું પ્રતિકારણ પણ તે જ છે. દિન, રાત, ઘડી, પ્રહર વગેરે કાળની સંપૂર્ણ વ્યવસ્થા સૂર્ય દ્વારા સિદ્ધ થાય છે. ગ્રીષ્મ, વર્ષા, શરદ, શિશિર, હેમંત અને વસંત–એ છયે ઋતુઓનાં પરિવર્તન પણ સૂર્યને આધીન છે. સારાંશ,

૧. કોયલ. ૨. બગલો. ૩. રાજહંસ.

"(૧) [1]**जायते**, (૨) [2]**अस्ति**, (૩) [3]**वर्द्धते**, (૪) [4]**विपरिणमते**, (૫) [5]**अपक्षीयते**, અને (૬) [6]**विनश्यति**"—એ છ વિકારોવાળો સંપૂર્ણ પ્રપંચ છે, અને એ સર્વ ઉત્પત્તિ, સ્થિતિ અને લય કાળને આધીન છે, જેનું કારણ પણ સૂર્ય છે. ગમનાગમન, આકુંચન, પ્રસારણ. ઉત્ક્ષેપણ, અપક્ષેપણ વગેરે બ્રહ્માંડમાં ચાલી રહેલી સંપૂર્ણ ક્રિયાઓ અને ચેષ્ટાઓ પણ સૂર્ય દ્વારા સિદ્ધ થાય છે. જો સૂર્ય હોય નહિ, તો સંપૂર્ણ બ્રહ્માંડ ઠીંગરાઈ જઈ જડરૂપ બની જાય. તેના વિના સંપૂર્ણ ક્રિયાઓ થતી અટકી પડે. એટલું જ નહિ. પણ સંપૂર્ણ બ્રહ્માંડ, જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ એ પાંચ વિષયો અને ગુણોવાળું છે, તે પાંચ વિષયોની સિદ્ધિમાં પણ સહાયતા સૂર્યની છે. સૂર્ય વગર તેમાંના એકની પણ સિદ્ધિ અશકય છે. સૂર્ય ના હોય તો વાયુ જડ બની હાલતોચાલતો બંધ પડે. શબ્દને એક સ્થાનથી બીજે સ્થાને પહોંચાડવાનું કામ વાયુનું છે, એટલે વાયુના બંધ પડવાથી શબ્દની ક્રિયા પણ બંધ પડી જાય. વાયુની ક્રિયાથી સ્પર્શગુણની સિદ્ધિ છે, એટલે વાયુ નિશ્ચેષ્ટ થવાના કારણે, સ્પર્શગુણનો કારભાર પણ કેવી રીતે ચાલે? સંપૂર્ણ રૂપ તો ખુદ સૂર્યનો જ ગુણ છે. જળનો રસગુણ પણ સૂર્ય વિના જડ બની જતાં અનુભવી શકાય નહિ, અને ગંધગુણની સિદ્ધિ જળ વિના થવી અશકય છે. પાંચે ગુણોમાં રૂપગુણ સંસારમાં પ્રધાન છે. સંસારનાં બધાં રૂપોનું ઉદ્દ્ભવસ્થાન સૂર્ય છે. સંસારમાં જેટલાં રૂપ છે, તે સાત રંગોના ઓતપ્રોત સંમિશ્રણથી સિદ્ધ થાય છે. એ સાતે રંગો સૂર્યમાંથી નીકળે છે. જે રૂપરંગ પદાર્થોમાં દૃષ્ટિગોચર થાય છે તે રૂપરંગ કંઈ પદાર્થોના પોતાના હોતા નથી, પણ સર્વ સૂર્યના છે. બધા પદાર્થો પોતાનામાં રહેલા રંગોને સૂર્ય દ્વારા પ્રાપ્ત કરે છે. વર્તમાન વિજ્ઞાને અનુભવપ્રમાણથી આ હકીકતને સારી પેઠે સિદ્ધ કરી બતાવી છે. સારાંશ

---

૧. ઉત્પન્ન થવું. ૨. હોવું. ૩. વૃદ્ધિ પામવું. (૪) વિકાર પામવો. (૫) ક્ષય લાગુ થવો. (૬) નાશ પામવું.

આ સંસાર ગુણમય, ક્રિયામય અને દ્રવ્યમય છે, અને સંપૂર્ણ ગુણ, ક્રિયા અને દ્રવ્યો બદલ સૂર્યની કારણતા જવાબદાર છે, એટલે કારણબ્રહ્મ રૂપે સૂર્ય ઉપાસ્ય છે. સૂર્ય ભગવાનનું વાહન સાત ઘોડાઓ જોડેલો રથ છે, એવું વર્ણન શાસ્ત્રોમાં આવે છે. એ સ્થૂળ ગોળાકાર જડ સૂર્ય, જે ઉપરોક્ત સાત રંગોવાળો છે, તે જ સાત ઘોડાઓથી જોડેલો રથ છે, અને એ ચેતનસાક્ષી જેની સત્તાથી સર્વ પ્રકાશ, રૂપ, રંગ અને ક્રિયા પ્રકાશિત થતાં રહે છે, તે એ રથનો રથી છે.

**यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।**
**यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥**

(ગી૦ અ૦ ૧૫, શ્લો૦ ૧૨)

અર્થ:—જે તેજ સૂર્યમાં રહી અખિલ બ્રહ્માંડને પ્રકાશિત કરી રહે છે, અને જે તેજ ચંદ્રમાં અને અગ્નિમાં છે, તે તેજને તું મારું જ જાણ. સૂર્યમૂર્તિમાં કારણબ્રહ્મરૂપ સામગ્રી આ પ્રકારની છે.

### ગણેશમૂર્તિમાં કારણબ્રહ્મરૂપ નિર્ગુણભાવ

ગણોના ઈશ તે ગણેશ–ગણોના પતિ તે ગણપતિ અર્થાત્ ગણોના ઈશ્વર, ગણોના સ્વામી, એ અર્થ ગણેશ, ગણપતિ શબ્દોનો છે. ગણ એટલે સમૂહ–અહીંયાં ગણ એટલે શિવના ગણ, એવો અર્થ કાઢવાનો નથી. પરંતુ, સમષ્ટિ ઈન્દ્રિય વગેરે અને સમષ્ટિ મનરૂપ અધ્યાત્મ ગણ, એ મન ઇન્દ્રિયોના સંચાલક દેવતારૂપ અધિદૈવગણ, અને આકાશાદિ પંચ તત્ત્વરૂપ અધિભૂત ગણ–એવો ગણ શબ્દનો અર્થ સ્વીકારવા યોગ્ય છે. આમ, સમષ્ટિ અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત ગણોના સ્વામી એ ગણેશ શબ્દનો ભાવાર્થ છે. એવા સર્વ ગણોના સ્વામી, "**एकमेवाद्वितीयम्**" રૂપ સત્ત્વગુણની મૂર્તિ અને ઘન સત્ત્વગુણ એ જ ગણેશરૂપે ઉપાસ્ય છે. ગણેશમૂર્તિનાં બધાં અંગો સત્ત્વગુણનો પરિચય આપે છે. એક અટળ સિદ્ધાંત છે કે, જ્યાં રજોગુણ ઉત્પન્ન થાય છે, ત્યાં સર્વ વિઘ્ન આવી ખડાં

થાય છે. જ્યાં જ્યાં અહંનું કર્તૃત્વઅભિમાન આવે છે, ત્યાં ત્યાં ચંચળતા, મત્સર, દર્પ, રાગ, દ્વેષ, વિફળતા વગેરે સર્વ વિઘ્નોની સામગ્રી આપોઆપ આવી હાજર થાય છે. પરંતુ, જ્યાં એ સર્વના નાશ કરનાર સત્ત્વગુણરૂપે ગણેશ પાટે બેસે છે કે બધાં જ વિઘ્નો અલોપ થઈ જાય છે. "સર્વ કર્તા, ધર્તા એ અંતર્યામિ દેવ જ છે. બુદ્ધિમાં બેસીને એ જ નિશ્ચય કરાવે છે. મનમાં વિરાજી એ જ સંકલ્પ કરાવે છે. પછી જ્ઞાનેન્દ્રિયોની સાથે મળી જઇ કર્મેન્દ્રિયોને ગતિ પણ એ જ આપે છે—તે એટલે સુધી કે પ્રત્યેક નાડીને પણ એ જ ચલાવે છે; આપણું પોતાનું કર્તૃત્વ તો આટામાં લૂણની બરાબર પણ નથી. દષ્ટાંત તરીકે, અગ્નિમાં ઉષ્ણતા અને જળમાં ઓગાળવાનો ધર્મ ન રહે, તો આપણે ચાહે તેટલો પુરુષાર્થ કરીએ પણ કંઈ આપણી રોટલી પાકશે નહિ. સાધારણ રીતે, કોઇ પણ પદાર્થને આંખથી જોવામાં જ્યારે નાડીઓમાં અનેક ક્રિયા થાય છે, ત્યારે આંખ કોઈ પદાર્થને જોઈ શકે છે. નેત્ર એ નાડીઓમાં ક્રિયા કરતાં બંધ પડે, તો તે પોતે કોઇ પદાર્થને દેખી શકે નહિ. સારાંશ, સમગ્ર સ્થૂળ સૂક્ષ્મ શરીર, જેને આપણે કર્તા માનીએ છીએ, તે એક કાષ્ઠની પૂતળીના જેવું છે. તેને એ સૂત્રધાર જ હલવીચલવી રહ્યો છે. સર્વ કર્તૃત્વ તેનું છે; જરાયે આપણું નહિ." આ અને એના જેવા ભાવ જ્યારે હૃદયમાં ઘર કરી બેસે છે અને જ્યારે તે સત્ત્વગુણથી ભરપૂર બને છે, ત્યારે કર્તૃત્વ અભિમાન રહેતું નથી, અને એમ થતાં, શાન્તિ, સંતોષ, સરળતા, કોમળતા, પ્રેમ, સફળતા વગેરે ગણેશજીના અનુચરો આવી સ્થાન જમાવે છે, અને ઉપરોક્ત સર્વ વિઘ્નોને હાંકી કાઢે છે.

**अहंकर्तेत्यहंमानो महाकृष्णा हि दंशितः ।**
**नाहंकर्तेति विश्वासामृतं पीत्वा सुखी भव ॥** (અષ્ટાવક્ર)

અર્થઃ—હે જનક! "હું કર્તા છું" એ અહંકારરૂપી કાળા સર્પથી ડસાયેલો તું "હું કંઈ પણ કરતો નથી" એ વિશ્વાસરૂપી અમૃત પીને સુખી થા.

આ કારણે, બધાં કર્મોના આરંભમાં એ "વિઘ્નહરણ મંગળકરણ"ની સ્તુતિ કરવામાં આવે છે. પરંતુ વાણીદ્વારા કરેલું કોરું કથન લાભપ્રદ ઓછું જ થાય છે! એટલે તેમને હૃદયમાં પધરાવી હૃદયથી કથન કરવું જરૂરી છે. તેમને કેવળ મોદક ધરાવ્યાથી તૃપ્તિ નહિ વળે. તૃપ્તિ વળશે મનબુદ્ધિની ભેટ કરવાથી!

**गणानां त्वा गणपतिँ हवामहे प्रियाणां त्वा प्रियपतिँ हवामहे, निधीनां त्वा निधिपतिँ हवामहे बसो मम आहमजानि गर्भधमा त्वमजासि गर्भधम् ॥**

ભાવાર્થ:—ગણોમાં ગણપતિ અર્થાત્ ગણોનો આત્મા તું જ છે; અમે તારું આહ્‌વાહન કરીએ છીએ. પ્રિયાઓનો પ્રિય પતિ, અર્થાત્, પ્રિયાઓનો પ્રાણ તું જ છે; અમે તારું આવાહન કરીએ છીએ. સર્વ નિધિઓમાં નિધિપતિ તું જ છે; અમે તારું આહ્‌વાન કરીએ છીએ. હે મમ સર્વસ્વ ગણપતિ! તને સર્વાધારને અમે સમગ્રપણે પ્રાપ્ત કરીએ. તને સર્વના બીજ રૂપને—અમે સમગ્રપણે પ્રાપ્ત કરીએ. જ્યાં સત્ત્વગુણ છે, ત્યાં સર્વ મંગળ આવી વિરાજે છે. જ્યાં રજોગુણ છે, ત્યાં બધા ક્લેશ અને બધાં વિઘ્ન આવે છે. આ કારણે, આ સર્વ વિઘ્નવિનાશકારી મંગળદાતા, બધા દેવ અને મનુષ્ય વગેરે દ્વારા, વંદન કરવા યોગ્ય છે. ગાથા છે કે, એક વખત દેવતાઓએ દૈત્યો પર ચઢાઇ કરી. તેઓ પોતાના રજોગુણી અભિમાનને લીધે ગણેશની પૂજા કરવાનું વીસરી ગયા, એટલે તેમને વિજય ન મળ્યો. પાછા ફરીને, તેમણે સત્ત્વગુણમૂર્તિ ગણેશની પૂજા કરીને, પોતાનાં હૃદયરૂપી સિંહાસન પર તેમને જ્યારે વિરાજમાન કર્યા, ત્યારે તેમનો જય થયો. મૂર્તિમાન સત્ત્વગુણરૂપી ગણેશની કૃપાથી જ્ઞાન, કર્મ, વ્યવહાર અને પરમાર્થની બધી સિદ્ધિઓ આવી વરે છે. એથી ગણેશની શક્તિનું નામ "સિદ્ધિ" છે. ગણેશ એને વામાંગે રાખે છે. "**सत्त्वात्संजायते ज्ञानं**" (ગીતા, અ. ૧૪ શ્લો. ૧૭) એટલે કે, સત્ત્વગુણમાંથી સર્વ જ્ઞાન ઉત્પન્ન થાય છે.

રજોગુણરૂપી મૂષકને દબાવીને, એ ગણેશ તેના પર સવારી કરે છે.

**रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत।** (ગી. અ. ૧૪, શ્લો.૨૦)

અર્થાત્ રજોગુણ અને તમોગુણને દબાવીને, સત્ત્વગુણ વૃદ્ધિને પામે છે. ગણેશના એક હાથમાં અંકુશ, એકમાં મોદક, એકમાં કમંડલુ અને એકમાં માળા છે. અંકુશ વિઘ્નવિનાશક ચિહ્નરૂપે છે, અગર પોતાનો વિરોધ કરનારાઓને દુઃખરૂપ શાપનું સૂચક છે. પોતાને અનુસરનારને મંગળરૂપ વરનું ચિહ્ન મોદક છે. કમંડલુ અને માળા ગણેશની સ્વરૂપપ્રાપ્તિને માટે સાધન-સૂચક છે. કમંડલુ ત્યાગને અને માળા ઈશ્વરપરાયણતાને દર્શાવે છે. કહેવાની મતલબ એ છે કે, સત્ત્વગુણરૂપી ગણેશની પ્રાપ્તિને માટે ત્યાગ એ જ એક સાધન છે. પદાર્થોની પકડ કાયમ રાખીને તેમ કરવું, એ અશકય છે. પદાર્થોની પકડથી જો કંઇ પ્રાપ્ત થાય છે તો તે રજોગુણ જ. પણ પદાર્થોને છાડવાથી સત્ત્વગુણ—ગણેશને પમાય છે. પરંતુ, ત્યાગ આવ્યો અને ઈશ્વર-પરાયણતા ન આવી, તો પણ એ પ્રાપ્તિનો સંભવ નથી. એટલા ખાતર, ત્યાગની સાથોસાથ ઈશ્વરપરાયણતાની પણ જરૂર છે.

એ ગણેશના ગંડસ્થળમાંથી શાન્તિરૂપી મધુ ઝરી રહે છે, જેની ગંધ પર શુદ્ધાન્તઃકરણ ભાવિક ભક્તોરૂપી ભમરાઓ લોભાયમાન બની ગુંજારવ કરી રહે છે.

" **प्रस्यन्दन् मधुगंधलुब्धमधुप व्यालोल गण्डस्थलम् ।** "

અર્થાત્ સત્ત્વગુણથી જ શાંતિ ઊપજે છે. એટલે જેમનાં અંતઃકરણ સત્ત્વગુણી છે, અને જેમણે તેમાંથી ઉદ્ભવતાં શાન્તિ અને સુખનો અનુભવ કર્યો છે, તેઓ ભમરાની પેઠે, ગણેશના ગંડસ્થળથી સ્રવિત મધુગંધથી લોભાઇ ગુંજારવ કરી રહે છે, અને તેમનું નિવારણ કરવા છતાં પણ ત્યાંથી ચસતા નથી.

ગણેશમૂર્તિમાં કારણબ્રહ્મરૂપ અધ્યાત્મભાવ આ છે.

### શક્તિમૂર્તિમાં કારણબ્રહ્મરૂપ નિર્ગુણભાવ

જેની વિદ્યમાનતામાં પદાર્થનું અસ્તિત્વ રહે અને જે વિશ્વ-

માન ના હોય ત્યારે પદાર્થનું અસ્તિત્વ લુપ્ત થાય, તે એ પદાર્થની શક્તિ છે. જેમકે જળમાં રસ, અગ્નિમાં તેજ, પૃથ્વીમાં ગંધ વગેરે.

**रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः।**
**प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु॥**

(ગી. અ, ૭ શ્લો. ૮)

અર્થ:—હે કૌન્તેય! જળમાં રસ, સૂર્યચંદ્રમામાં પ્રભા, સર્વ વેદોમાં ૐકાર, આકાશમાં શબ્દ અને પુરુષોમાં બળરૂપે હું જ છું. મતલબ એ છે કે, સર્વ પદાર્થોમાં શક્તિરૂપે એ જ પરમાત્મદેવ વિરાજમાન છે, પણ ઉપાધિભેદને લીધે એ શક્તિનાં નામ જુદાં જુદાં પડ્યાં છે. જે પ્રકારે એક જ જળ ભિન્નભિન્ન પાત્રોની ઉપાધિને લીધે પાત્રને અનુરૂપ જુદાંજુદાં રૂપોને ધારણ કરે છે, પરંતુ ઉપાધિ બાદ કરતાં જળદૃષ્ટિથી એ રૂપોમાં કાંઈ ભેદ હોતો નથી, એ પ્રકારે એક જ અચિન્ત્ય ચિન્માત્ર શક્તિ સંપૂર્ણ બ્રહ્માંડમાં વિવિધ નામરૂપાત્મક પ્રપંચમાં વ્યાપી રહેલી છે, અને જુદાં જુદાં નામરૂપની ઉપાધિને લીધે ભેદવાળી પ્રતીત થાય છે, પરંતુ સંપૂર્ણ નામ અને સંપૂર્ણ રૂપના ભીતરમાં ભેદથી રહિત તો તે એક જ શક્તિ છે. દુર્ગાસપ્તશતી, અધ્યાય ૫ માં, એ દેવીના રૂપનું વર્ણન છે. તેમાં તેને વિષ્ણુમાયા, ચેતના, બુદ્ધિ, નિદ્રા, ક્ષુધા, છાયા, શક્તિ, તૃષ્ણા, ક્ષાન્તિ, જાતિ, લજ્જા, શાન્તિ, શ્રદ્ધા, કાન્તિ, લક્ષ્મી, વૃત્તિ, સ્મૃતિ, દયા, ભ્રાન્તિ અને માતારૂપે સર્વ ભૂતોમાં વસેલી કહીને પ્રાર્થવામાં આવી છે.

અર્થાત્, સર્વમાં સર્વરૂપે એ એક જ શક્તિ પોતાનો ખેલ ખેલી રહી છે. એ શક્તિ બધી રીતે ઉપાસ્ય છે. વિષ્ણુની ઉપાધિને લઇને એ શક્તિનું નામ "વૈષ્ણવી" (લક્ષ્મી), શિવની ઉપાધિને લીધે એનું નામ "શિવા" (ભવાની), ગણેશની ઉપાધિને લીધે તેનું નામ "ગાણેશી" (સિદ્ધિ) અને સૂર્યની ઉપાધિને લીધે એનું નામ "સૌરી" છે. ઉપાધિભેદને લીધે તેનાં નામમાં

ભેદ છે, પણ રૂપનો ભેદ નથી. વિષ્ણુ આદિ દેવતાઓની મૂર્તિઓમાં તેમની શક્તિ તેમના વામ ભાગે વિરાજમાન હોય છે. અને તેમની શક્તિની સર્વ ચેષ્ટાઓ તે દેવોની કૃપાકટાક્ષને આધીનપણે થતી રહે છે, એમ જણાવવામાં આવી ગયું છે. પરંતુ એથી ઊલટી રીતે, શક્તિની મૂર્તિમાં એ બધા દેવો એ દેવી–શક્તિની તહેનાતમાં રહી, એ શક્તિની ઉપાસના કરતા દર્શાવાયા છે. આનો આશય શો છે એ જાણ્યા વિના મંદબુદ્ધિવાળા લોક ભ્રમમાં પડી જાય છે. પરંતુ ખરું જોતાં, તેના મૂળમાં ઊતરતાં કોઈ પ્રકારના વિરોધને માટે આશંકા રહેતી નથી.

સંસારમાં શક્તિ અને શક્તિમાન બે જ પદાર્થ છે. એ બંનેને પરસ્પર એકબીજાની અપેક્ષા રહે છે. શક્તિથી ભિન્ન એવા શક્તિમાનનું કોઈ સ્વરૂપ રહેતું નથી. રસ વિના જળનું કોઈ સ્વરૂપ કલ્પી શકાય તેમ નથી. વળી, કોઈ પણ શક્તિમાનના આધાર વિના કેવળ શક્તિ પણ કોઈ કાર્ય કરી શકતી નથી. દાખલા તરીકે, વીજળી કે વરાળ આધાર વિના કોઈ કાર્ય કરી શકતાં નથી. આધારભેદને પરિણામે તે દ્વારા જુદાં જુદાં કાર્ય બને છે. આધારભેદને લીધે એની એ જ વીજળી ગ્લોબમાં રોશનીનું કામ આપે છે. અને પંખામાં બંખાકુલીનું કામ આપે છે. ટેલિફોનદ્વારા સંદેશા પહોંચાડીને તે કાસદનું કામ પણ કરે છે વગેરે. અગ્નિ અને ઉષ્ણતા જેમ અભિન્ન છે, તેમ ખરી રીતે, વિચારદૃષ્ટિથી જોતાં શક્તિ અને શક્તિમાન વચ્ચે કોઈ ભેદ છે નહિ. પરંતુ જેના મતમાં શક્તિ અને શક્તિમાન વચ્ચે ભેદ સ્વીકારાયો છે, અને એ ભેદને સામે રાખી જેના મતમાં શક્તિમાનને જ પ્રધાનતા અપાઈ છે, તેમને માટે, વિષ્ણુ શિવ, ગણેશ અને સૂર્યને યથારુચિ કારણબ્રહ્મરૂપે વર્ણવી ગયા છીએ અને તેમની ભિન્ન ભિન્ન શક્તિઓને તે તે દેવના કૃપાકટાક્ષને અધીનરૂપે દર્શાવી ગયા છીએ. જેના મતમાં શક્તિની પ્રધાનતા છે, તેમને માટે, દેવીને કારણબ્રહ્મરૂપે નિરૂપવામાં આવી છે અને વિષ્ણુ, શિવ વગેરેને એ શક્તિ–દેવીને આધીન રહી તેની

ઉપાસના કરતા અને તેનાથી શક્તિ પ્રાપ્ત કરતા દર્શાવાયા છે. જેની જેમાં રુચિ હોય તે તે દેવને કારણબ્રહ્મરૂપે–ઉત્પત્તિ, સ્થિતિ લયના કર્તારૂપે–અને એ સિવાયના, બીજા દેવોને તેના અંશ રૂપે–કાર્યબ્રહ્મરૂપે–ચિંતવે, કેમકે મૂળમાં કોઈ ભેદ નથી. સર્વના મૂળમાં એક જ અચિન્ત્ય ચિન્માત્ર શક્તિ છે, અને એ સર્વ રૂપો તેનાં ભિન્ન ભિન્ન દર્શનરૂપ છે. જેનું મન જે દર્શનથી રીઝયું, તે તેના પર ફિદા બની ગયો ! હા, એ તો ઠીક. મનને રીઝવવું એ લક્ષ્ય તો છે, પરંતુ અન્ય દર્શનથી ગ્લાનિ પેદા થવી એ ભારે પાપ છે. ખરું જોતાં, એ સર્વ ઝાંખીઓ–દર્શનની પાછળ એક જ વિશ્વવિહારી વિહાર કરી રહ્યો છે. આ કારણે, તેની એક ઝાંખીથી પ્રેમ કરવો અને બીજાથી દ્વેષ કરવો એ વિશ્વવિહારીનો પોતાનો દ્વેષ કરવા સમાન છે. એક જ મહારાજાધિરાજ કાળભેદથી અને કાર્યભેદથી, અર્થાત્ દરબાર, શિકાર, મોજમજાહ, ઘોડેસવારી, રથસવારી વગેરેના ભેદને લીધે સમય સમયના જુદા જુદા પોશાક ધારણ કરે છે, પણ જો તેનો સેવક તેના કોઈ એક રૂપના પોશાક પ્રત્યે પ્રેમ કરે અને બીજા પ્રત્યે દ્વેષ કરે, તો તેનો એવો એવો દ્વેષ મહારાજાધિરાજને જ સ્પર્શ કરે છે. આ રીતે, એ વિશ્વવિહારીનાં અન્ય દર્શનો પ્રત્યે દ્વેષ કરનાર મંદબુદ્ધિ પ્રેમીઓ પર એ વિશ્વવિહારી હસે છે અને "મારાં જુદાં જુદાં દર્શનો ખાતર વઢીઝઘડી આ મૂર્ખાઓ મારા વાસ્તવ સ્વરૂપને–દર્શનને જ ભૂલી ગયા છે," એવા વિચારે ક્રોધ પણ કરે છે.

સત્ત્વ, રજ અને તમના ભેદે કરી એ શક્તિના ત્રણ ભેદ પાડી શકાય છે. વિશ્વસંહારકારિણી તમોગુણી શક્તિ "કાળી" રૂપે ઓળખાય છે. તેનાં સર્વ રૂપ ભયંકર છે. વિશ્વોત્પાદક રજોગુણી શક્તિને "લક્ષ્મી" વગેરે રૂપે ઓળખવામાં આવે છે અને સ્થિતિકારિણી સત્ત્વગુણી શક્તિ "ગૌરી" "પાર્વતી" વગેરે રૂપમાં સૌમ્ય પ્રકારે વર્ણવાયેલી છે. ચાર ભુજા અને કહીં કહીં આઠ ભુજાવાળાં રૂપ દેખાય છે, તે શક્તિના અનંત બળનાં સૂચક છે.

ચર–જંગમ પ્રાણીઓમાં સિંહની શક્તિ અદ્વિતીય છે, એટલે શક્તિનું વાહન સિંહ છે. સિંહમાં જે શક્તિ છે તે સિંહની પોતાની નથી, પણ તે દેવીની છે, એટલે સિંહ પર ચઢવાનો અધિકાર દેવીનો છે. સરસ્વતી, ગાયત્રી વગેરેને હંસવાહન કરી બેઠેલી વર્ણવેલી છે, જે તેઓ જ્ઞાનમૂર્તિ છે એમ સૂચવે છે. હંસ જેમ દૂધ અને પાણી ભેળેલાં હોય છતાં તેમાંથી દૂધ દૂધ પીએ છે, તેમ એ જ્ઞાનમૂર્તિ શક્તિઓએ જડચેતનરૂપ સંસારના મિશ્રણમાંથી તત્ત્વ વસ્તુને પોતાની કરી લીધેલી છે.

સારાંશ, આ ભાવમયી મૂર્તિઓમાં કોઈ અંગ પરમ દેવની વિચિત્ર શક્તિનું સૂચન કરે છે, કોઈ તેના વિચિત્ર નીતિયુક્ત કાર્યનું, કોઈ તેની પ્રાપ્તિ માટેનાં સાધનોનું, તો કોઈ અંગ તેના વાસ્તવ સ્વરૂપને પણ દર્શાવે છે. પંચદેવોની મૂર્તિઓમાં જે ગંભીર ભાવ છે તેનું અહીં માત્ર દિગ્દર્શન કરાવેલું છે; બાકી ભાવરૂપી રાજ્યના વિસ્તારનો કોઈ અંત પણ હોતો નથી. ભાવિક ભક્ત, પોતપોતાની બુદ્ધિને અનુસરી, સાર ગ્રહણ કરી શકે છે. "**नास्त्यंतो विस्तरस्य मे ।**"

## પૂજાનું રહસ્ય

ઉપરોક્ત પાંચ દેવોનું, ખાસ કરીને ઉપાસ્ય દેવ તરીકે, વર્ણન કરવામાં આવ્યું છે. પણ ખરું જોતાં, અખિલ બ્રહ્માંડ એ જ ભગવાનનું મંદિર છે અને સંપૂર્ણ ચરાચર ભૂતમાત્ર એ એક પરમાત્માની જ ભિન્ન ભિન્ન વિભૂતિરૂપે ચિન્તન કરવા યોગ્ય છે. એ ઉદ્દેશથી નાગપૂજા, પીપળાના વૃક્ષની પૂજા, ગૌપૂજા વગેરેનું શાસ્ત્રકારોએ વિધાન કર્યું છે. સકામ ઉપાસકો પોતપોતાની રુચિ અનુસાર લેખણ, તલવાર, કોદાળી, ગધેડું, વગેરેની પૂજા પણ કરે છે. પરંતુ કામનાઓથી તેમનાં ચિત્ત હરાયેલાં છે, તેને લીધે તેઓ પૂજાના રહસ્યને જાણતા નથી અને વાસ્તવિક ફળથી વંચિત રહે છે. વસ્તુતઃ ઉપરોક્ત સર્વ પદાર્થ એ એક જ ચેતનની ભિન્ન ભિન્ન ઉપાધિ છે અને એ ભિન્ન ભિન્ન ઉપાધિના મૂળમાં અભેદરૂપે એ એક જ સાક્ષીચેતન મોજૂદ

છે, એ સકામીઓને, તેમના ભિન્ન ભિન્ન ભાવોને અનુસાર ફળ પણ એ એક નિરુપાધિ સાક્ષીચેતન દ્વારા જ મળે છે. આમ છતાં, એ તત્ત્વ વસ્તુને ન જાણતાં, પોતાને ફળની સિદ્ધિ જડ ઉપાધિઓ દ્વારા થાય છે, એમ તેઓ માને છે. આશય એ છે કે, યથાર્થ રીતે એ ભિન્ન ભિન્ન ઉપાધિઓને પૂજીને પણ એ ઉપાધિઓમાં રહેલા ચેતનને તેઓ પૂજે છે, તેમજ તેમની મનોરથસિદ્ધિ સાચી રીતે એ ઉપાધિઓ દ્વારા ન થતાં, ચેતન દ્વારા જ પ્રાપ્ત થાય છે. પરંતુ જડમતિ જડતાને લીધે જડ ઉપાધિઓથી મનોરથસિદ્ધિ માની લે છે અને એ ઉપાધિઓની જ પૂજા કરનાર તરીકે પોતાને માને છે અને એ રીતે બુદ્ધિની જડતાને લીધે, ખરા ફળથી વંચિત રહી જાય છે. યથાર્થરૂપે નિષ્કામ ભાવિક ભક્તોને માટે નિકટમાં નિકટ તેમ દૂરમાં દૂર ભિન્નભિન્ન વિભૂતિઓમાં ભગવાનનું રૂપ જોઈ જોઇને પ્રેમમાં મગ્ન રહેવા ખાતર ઉપરોક્ત પૂજાઓનો વિધિ નિર્માણ કરવામાં આવ્યો છે. "સિયારામ મય સબ જગ જાની, કરું પ્રણામ સપ્રેમ સુવાણી."

ગીતાના અધ્યાય ૧૦ માં અર્જુને "**केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया,**" અર્થાત્ "હે ભગવન્! આપ કયા કયા ભાવે મારા દ્વારા ચિંતન કરવા યોગ્ય છો?" આ પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં ભગવાને શ્લોક ૨૦ થી ૩૮ સુધી સંપૂર્ણ ચરાચરમાં પોતાની વિભૂતિઓનું સંક્ષેપમાં વર્ણન કરેલું છે; અર્થાત્:—

'**मेरुः शिखरिणामहम्,**' '**स्थावराणां हिमालयः,**' '**स्रोतसामस्मि जाह्नवी,**' '**अश्वत्थः सर्व वृक्षाणाम्,**' '**वैनतेयश्चपक्षिणाम्,**' '**अनन्तश्चास्मि नागानाम्,**' '**सर्पाणामस्मि वासुकिः,**' '**मृगाणां च मृगेन्द्रोऽहम्,**' '**धेनुनामस्मि कामधुक्,**' '**ऐरावतं गजेन्द्राणाम्,**' '**इन्द्रियाणाम् मनश्चास्मि,**' '**भूतानामस्मि चेतना,**' '**वृष्णिनां वासुदेवोऽस्मि,**' '**पाण्डवानां धनंजय,**' ઈત્યાદિ. વધારામાં છેલ્લે ચોખવટ પણ કરી દીધી છે કે:—

**यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।**
**न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥**
**नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।**
**एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥**
**यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।**
**तत्तदेवावगच्छ त्वं मम तेजोंश सम्भवम् ॥**

(ગી૦ અ૦ ૧૦, શ્લો૦ ૩૯, ૪૦, ૪૧.)

અર્થ:—હે અર્જુન! સર્વ ભૂતો જે કંઈ છે તેનું બીજ હું છું; ચરાચર ભૂતમાં એવું કાંઈ નથી, જે મારા વિના સિદ્ધ હોય. હે પરંતપ! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી. આ મારી વિભૂતિનો વિસ્તાર મેં માત્ર સંકેતરૂપે કથ્યો છે. (સારાંશ એ કે) જે જે વિભૂતિયુક્ત, કાન્તિયુક્ત અથવા શક્તિયુક્ત વસ્તુ છે, તે તે સર્વ મારા તેજથી પેદા થયેલી જાણ.

ભાવરૂપી રાજ્યનું એ વિલક્ષણ મહત્ત્વ છે કે, ઉપરોક્ત શુદ્ધ ભાવે કરેલી મૂર્તિપૂજા મૂર્તિને સ્પર્શ ન કરતાં, મૂર્તિમાનને સ્પર્શ કરે છે અને વિભૂતિપૂજા વિભૂતિને સ્પર્શ ન કરતાં, વિભૂતિમાનને જ સ્પર્શે છે. જે એને જડપૂજા કહે છે, તેની બુદ્ધિ જડ છે. તેઓ પ્રકૃતિના રહસ્યથી વેગળા છે.

**न काष्ठे विद्यते देवो न पाषाणे न मृण्मये ।**
**भावे हि विद्यते देवस्तस्माद्भावो हि कारणम् ॥**

અર્થ એ છે કે, દેવ નથી કાષ્ઠમાં, નથી પાષાણમાં કે નથી માટીમાં. દેવ કેવળ આપણા શુદ્ધ ભાવમાં છે. ભિન્ન ભિન્ન પ્રતિમાઓ આપણા ભાવોદ્દગારને માટે આધારરૂપ છે. આમ, દેવાર્ચનમાં કારણરૂપે કેવળ આપણો ભાવ જ છે.

## ઉપાસનાની છઠ્ઠી શ્રેણી–માનસિક પૂજા

પ્રતિમાપૂજનનો ઉદ્દેશ એ છે કે, વારંવાર ધ્યાન, પૂજન, અર્ચન અને વંદન દ્વારા ભગવાનનું સ્વરૂપ હૃદયમાં સ્થાન પામી લે. ઉપાસનાની છઠ્ઠી શ્રેણી માનસિક પૂજા છે. એટલે કે

જે દેવની પ્રતિમાના પૂજનને આશ્રયે ધ્યાન વગેરે કરવામાં આવ્યું હોય, તે દેવનું સ્વરૂપ હૃદયમાં સ્થિર થાય, એટલે પ્રતિમાના આલંબન વિના મનથી જ માનસિક સામગ્રી દ્વારા હૃદયમાં તે દેવનું પૂજન કરવું. એનો વિધિ એ છે કે, પ્રથમ ઇષ્ટદેવનો કંઇક સ્તુતિ પાઠ કરવો. ત્યારબાદ, આપણા ચિત્તને સ્વાભાવિક રીતે રુચિકર હોય એવા કોઈ પવિત્ર તીર્થ-સ્થાનમાં બેસી, નેત્ર બંધ કરી મનને સ્થિર કરવું. એટલે કે, એવા પવિત્ર સ્થાનની અને તેમાં આપણે પોતે બેઠા છીએ એવી મનથી કલ્પના કરવી અને ઇષ્ટદેવનું શુદ્ધ ભાવે પોતાના હૃદયમાં આવાહન કરવું. આ વખતે એવી ભાવના કરવી કે, આપણે બોલાવ્યાથી આપણા ઇષ્ટદેવ પોતાના વાહન પર આરૂઢ થઈ હૃદયમાં પધારી રહ્યા છે. આવું જાણી મનથી જ તેમના સ્વાગતને માટે ઉત્થાન કરવું—ઊભા થવું અને મનથી પ્રેમપૂર્વક તેમની વાહનસહિત પ્રદક્ષિણા કરવી. આ પછી, ખીલેલા અષ્ટકમળદળ સમાન આપણું હૃદય જ તેમને પધા-રવાને ઉચિત આસન છે એમ માની તે પર ઇષ્ટદેવ વિરાજે એવી તેમને પ્રાર્થના કરવી. આ ઉપરાંત મનથી ઉત્તમોત્તમ તીર્થજળની ભાવના કરીને તેમનું પાદપ્રક્ષાલન કરવું.અને એ ચરણામૃતનું મનથી પ્રેમપૂર્વક પાન કરવું. વળી, મનથી ઉત્તમો-ત્તમ સામગ્રીની કલ્પના કરીને, પવિત્ર કેસરકસ્તૂરીમિશ્રિત ગંગોદકથી તેમને સ્નાન કરાવવું તથા ધૂપ, દીપ, ચંદન, વસ્ત્ર, અલંકાર વગેરેથી તેમને સંતોષી, નૈવેદ્યમાં મેવો વગેરે ઉત્તમોત્તમ પદાર્થ, જે આપણા ચિત્તને રુચિકર હોય તેનો તેમને ભોગ ધરાવવો. ત્યારપછી મનથી તેમની આરતી ઉતારવી અને ફરી વારંવાર નમસ્કાર તેમજ પ્રદક્ષિણા કરી, ગદ્‌ગદ બની મનથી તેમનાં ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કરવા અને નિષ્કામ ભાવે તેમનામાં તન્મય બની જઇએ એ માટે પ્રાર્થના કરવી.

બાહ્ય સ્થૂળ સામગ્રીથી થતી બાહ્ય દેવપૂજા કરતાં, અંતર માનસિક સામગ્રી દ્વારા થતી અંતર દેવપૂજા, સૂક્ષ્મ હોવાને

લીધે તેમ જ મનનરૂપ હોવાને લીધે, અધિક પ્રભાવશાળી છે. વાગોળવાને ટેવાયલાં પશુ ખાવાના પદાર્થને પ્રથમ પૂરો ચાવ્યા વિના પેટમાં મોકલી દે છે, અને જ્યારે એમ કરીને પોતાનું પેટ ખાદ્યથી તેમને ભરાઈ ગયેલું લાગે છે, એટલે ખાધેલા ખોરાકને થોડેથોડે બહાર કાઢી, સારી પેઠે ચાવી–વાગોળીને પચાવે છે, જેને પરિણામે એકરસ ખાદ્ય થઈ શરીરનો ભાગ બની જાય છે. આ પ્રકારે, ઉપાસક પણ જ્યારે પ્રથમ બાહ્ય મૂર્તિપૂજન દ્વારા પવિત્ર ભાવોથી પોતાના મનને ભરી દે છે, ત્યારે વાગોળ કરનાર પ્રાણીની પદ્ધતિથી તે પણ માનસિક પૂજા દ્વારા એ ભાવોને સારીપેઠે ચાવીચાવીને પચવા યોગ્ય બનાવે છે અને મનને પુષ્ટ કરે છે. વાસ્તવમાં, આ સંસાર મનોમય અને દૃષ્ટિમય છે. બાહ્ય પદાર્થ પણ મન અને દૃષ્ટિના પરિણામરૂપ છે. જે કંઇ અંદર છે તે જ બહાર આવે છે. આમ હોવાથી, જ્યારે મન અને દૃષ્ટિ એ વાસ્તવ ઇષ્ટદેવના રૂપથી ભરપૂર બને છે, ત્યારે બહાર પાંદડેપાંદડે પણ એ જ રૂપ પ્રત્યક્ષ થવા લાગે છે. ઉપાસનાનું ફળ અને અવધિ પણ આ જ છે. આ રીતે, ભાવને ખરેખર પકવીને, ચરાચર ભૂતમાત્રમાં ભગવાનનાં ચિત્રવિચિત્ર રૂપોનું દર્શન કરવું, એ વિષમતાનો નાશ કરનાર સમત્વભર્યો પ્રેમ છે. જોકે પૂર્ણ વાસ્તવિક સમત્વની નગદ પ્રાપ્તિ જ્ઞાન દ્વારા જીવ અને બ્રહ્મના અભેદ સાક્ષાત્કાર પર જ નિર્ભર છે, તોપણ ભાવ દ્વારા ઉપાસક સમત્વ તરફ ધસી રહેલો હોઈ, તે તેને સત્વર પ્રાપ્ત કરે છે.

આ રીતે, ઉપાસક જિજ્ઞાસુ, ઉપરોક્ત ભક્તિની છયે શ્રેણીઓમાંથી પસાર થઇને, '**तस्यैवाहम्**' (હું તેનો જ છું)—એ ભાવની ઉપર જઈ, '**तवैवाहम्**' (હું તારો જ છું)–એ ભાવમાં સ્થિર થાય છે, અને રજોગુણમાંથી નીકળી સત્ત્વ–રજમાં આવી ઊભો રહે છે. આ જ પરમાર્થરૂપી વૃક્ષની ચમકતી લીલીછમ કુંપળો અને પત્તીઓ છે, જે તેમને જોનાર ચિત્તને લુબ્ધ કરી પોતાના પ્રત્યે આકર્ષે છે. સંસારસંબંધી પદાર્થોએ હૃદયનો

જે ભાગ પોતા પ્રત્યેના પ્રેમ માટે રોકી રાખ્યો હતો અને, જે વિષમતાના હેતુરૂપ હતો, તેને હવે ભક્તિનો ઉપરોક્ત પવિત્ર ભાવ છીનવી લે છે, અને તેના સ્થાન પર પોતે જઈ બેસે છે. હવે, સુખસાધનતા પાછળ ગાંડી થતી બુદ્ધિ એ પદાર્થોમાંથી ચાલી જાય છે. ત્યાગની આ છઠ્ઠી ભેટ છે અને તે વૈતાળનાં ચરણમાં આવી પડે છે; જેને પરિણામે વૈતાળ પ્રસન્ન અને તૃપ્ત થાય છે. જો કે આ પદાર્થોની સત્તા હજી પણ કાયમ રહે છે અને તે પૂરી દગ્ધ થયેલી નથી, છતાં હવે તે દગ્ધ થવાની તૈયારીમાં છે.

# વૈરાગ્ય

## વૈરાગ્યનો હેતુ અને સ્વરૂપ

વૈરાગ્ય શબ્દ વિગત+રાગ=વિરાગમાંથી આવે છે. એટલે કે, સંસારસંબંધી ભોગ્ય પદાર્થ, જેમાં સત્ય બુદ્ધિ સેવીને ચિત્ત ચોંટી રહ્યું હતું, તે પદાર્થ પ્રત્યેના રાગનો ચિત્તમાં અભાવ થવો, એ ‘વૈરાગ્ય’ છે. સુખની ખાતર જીવની દોડધામ એક ક્ષણ પણ અટકતી નથી, એ પ્રકૃતિનો નિયમ છે. વાહ, સુખ-સ્વરૂપ! તને ધન્ય છે, તારી બલિહારી છે! તારા પર વારંવાર વારી જવાય છે! ત્રણે લોક અને ચૌદે ભુવન તારા પર મરી ફીટે છે! કોણ જાણે તું કેટલો બધો રસભર્યો છે, કે જેણે, બ્રહ્મથી માંડી તૃણપર્યંત, અનંત બ્રહ્માંડવર્તી અનંત જીવોને પોતાની ખાતર વ્યાકુળ બનાવી મૂકયા છે!! સોમાંથી પૂરેપૂરા સોએ ટકા જીવો તારે માટે જ સંતપ્ત રહ્યા કરે છે. કોઈ એક પણ એવો નજરે નથી આવતો, જેના શિર પર તારો હાથ રાખ્યો ગયો હોય નહિ!!

ઉપરોક્ત નિયમને અનુસરી, સુખની તરસ મટાડવાને ખાતર, જ્યારે જીવ સંસારરૂપી ભૂલભૂલામણીના પદાર્થોની પાછળ ભટકી ભટકીને થાકી જાય છે અને કોઈ પણ રીતે તેને તરસ છીપવાની આશા રહેતી નથી, ત્યારે બળજબરીથી પણ તેને પોતાના મનરૂપી ઘોડાની લગામ ખેંચવી પડે છે. (વિષયી

પુરુષોના પ્રસંગમાં આ પરત્વે ચર્ચા કરી ચૂકચા છીએ.) તેણે (જીવે) હવે પોતાનું મુખ એક દિશામાંથી બદલી બીજી દિશા તરફ ફેરવ્યું છે અને ત્યાગની વાટને પકડી છે. શુભ સકામ-નિષ્કાંમ કર્મોના માઇલોના માઇલો કાપીને, તે ઉપરોક્ત ભક્તિની ખુમારીભરી અવસ્થામાં વિશ્રામ લેતો બન્યો છે, એટલે વૈતાલે પણ પોતાનો સંતોષ પ્રકટ કર્યો છે. અહીં, સુખશાન્તિની ચટણીમાં તેને રસ પડ્યો છે. તમોગુણ અને રજોગુણ નીકળી જવાથી, સત્ત્વગુણે સારાસાર વિવેક તેની સામે ઊભો કરી દીધો છે, એટલે ચૂપપાપ ભીતરને ભીતર, સારાસાર નિર્ણયે પણ તેના હૃદયમાં વાસ કરી દીધો છે. "સાંસારિક ભોગ્ય વિષય અમારા સુખનું સાધન નથી"—એ સંબંધમાં, વિચારોનું જે પરિવર્તન, વિષયી પુરુષોના પ્રસંગમાં, પાછળ જણાવી ગયા પ્રમાણે, તે વખતે થવા પામ્યું હતું, અને ત્યારે જોકે તે ફક્ત ગળે અટકી રહ્યું હતું, તેને પકડવાની ક્રિયા હવે શરૂ થાય છે. સારાસાર વિવેક, બુદ્ધિ-રૂપી કૂલડીમાં, એ વિચારો સારી પેઠે પકવે છે, અને તેમાંથી સત્યનો પ્રવાહ વહાવી તેને રક્તની સાથે મેળવે છે અને નાડી-નાડીમાં તેનો પ્રવેશ કરાવી દે છે. હવે, ઇન્દ્રિયોના વિષયરૂપ ચકચકિત પદાર્થોમાંથી મન સર્વથા ઊઠી જાય છે. આ રીતે, જેમ વૃક્ષની હરિયાળી કુંપળો અને ટીશીઓમાંથી સમય આવ્યે ફૂલ ફૂટી નીકળે છે તેમ, ભક્તિની ઉપરોક્ત અવસ્થામાંથી વૈરા-ગ્યનો પ્રસવ થાય છે. દોરડીના જ્ઞાનથી જેવી રીતે સર્પની સત્તાનો અભાવ થઈ જાય છે, એવી રીતે, જોકે એ ભોગ્ય પદાર્થોની સત્તાનો અભાવ હજીસુધી થયો હોતો નથી, તોપણ, તેમાં હવે સુખસાધનતાવાળી બુદ્ધિ રહેલી હોતી નથી. હવે, એ વૈરાગ્ય-વાનને માટે, એ ભોગ્ય વિષયો આમ ઇન્દ્રિયપ્રતીતિનો વિષય બનેલા હોય છે, તો આમ દુ:ખના હેતુરૂપ પણ લાગે છે, એટલે સાપની સમાન ભયદાયક પણ લાગે છે. આનું કારણ એ છે કે, વિષયોની પકડ કંઈ વિષયોની ખાતર થતી નહોતી, પરંતુ તેમાં સુખને ખાતર થતી હતી. હવે, જ્યારે સુખબુદ્ધિ એ વિષયોથી

થોડીક દૂર ખસી ગઈ અને ભક્તિના પ્રભાવથી નિર્વિષયક સુખનો રસ મળવા લાગ્યો; વળી, એ વિષયોની પ્રાપ્તિ, રક્ષા અને નાશ-જન્ય ક્લેશોનાં ચિત્રો પણ આંખો સામે તરવરવા લાગ્યાં; એટલે, બાલ્યાવસ્થામાં સર્પના કોમળ સ્પર્શ માટેની આસક્તિ રહેવા છતાં પણ, યુવાવસ્થામાં જેમ તેના સ્પર્શથી મૃત્યુજન્ય ક્લેશ પ્રત્યક્ષ થવાના કારણે સ્વાભાવિકપણે જ સર્પસ્પર્શથી મન હઠી જાય છે, એ રીતે, વિષયો પરથી મન ઊઠી જવા પામ્યું છે. આંબાનું ફળ ડાળી પર લાગે છે અને પાકે છે એટલે આપોઆપ ડાળીથી છૂટી જાય છે અને મીઠાશ પણ આપે છે. એ પ્રમાણે વિષયપ્રવૃત્તિ પાકતીપાકતી આપોઆપ નિવૃત્ત થાય છે. અને વાસ્તવમાં, એ જ સાત્ત્વિક ત્યાગ છે. જોકે કાળે કરી વિષયી પુરુષોની વિષયપ્રવૃત્તિ પણ, ભોગ્યસામર્થ્ય નહિ રહેવાના કારણે, સ્વાભાવિક રીતે નિવૃત્ત થઈ જાય છે, પરંતુ વિષયોમાં તેમનો રાગ નિવૃત્ત થતો નથી, એટલે;

**भोगा न भुक्ता वयमेव भुक्ताः, तृष्णा न जीर्णा वयमेव जीर्णाः।**

"ભોગોનો ભોગ પૂરો થયો નહિ, બલ્કે અમે જ ભોગ-રૂપ બની ગયા; તૃષ્ણા જીર્ણ થઈ નહિ, પરંતુ અમે જ જીર્ણ બની ગયા"—આવા લાચારીયુક્ત હિસાબનો તેમને સામનો કરવો પડે છે. આથી ઊલટું, વૈરાગ્યવાન મહાત્માનો રાગ નિવૃત્ત બન્યો હોય છે. તેને વિષયો પ્રત્યે દોષદૃષ્ટિ વસી ગઇ હોય છે. એને લીધે, તેને બહાર કોઈ શત્રુ કે મિત્ર છે એ ભાવના પણ હોતી નથી. તે પોતાની ભીતર પોતાને જ પોતાનો શત્રુ કે મિત્ર માને છે અને નીચેનાં વચનોને સાર્થ કરી બતાવે છે:—

**उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।**
**आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥**
**बन्धुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।**
**अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥** (ગી.અ.૬.શ્લો.૫,૬

અર્થ:—મનુષ્યે એવું ઇચ્છવું જોઈએ કે તે પોતે પોતાની

મેળે પોતાનો ઉદ્ધાર કરે અને પોતે પોતાના આપાપણાને-પોતાપણાને હેઠે પડવા ન દે. કેમકે, તેનું પોતાનું આપાપણું -પોતાપણું ( મન ) જ તેનો મિત્ર છે અને એ જ તેનો શત્રુ પણ છે. પોતે પોતાનું આપાપણું જેણે જીત્યું છે, ( એટલે કે જેણે પોતે પોતાનાં મન અને ઈન્દ્રિયોને પોતાને આધીન કરી લીધાં છે.) એ જ આપાપણું તેનો બન્ધુ છે, અને (મૂર્ખતાને લીધે જેણે તેને જીત્યું નથી ) તેનું એ આપાપણું જ, શત્રુની પેઠે તેના પ્રત્યે શત્રુતા દાખવે છે. બાહ્ય વિષયોમાં રાગબુદ્ધિને લીધે જ બાહ્ય શત્રુ મિત્રની ભાવના હોવી, એ સ્વાભાવિક હતું.

**ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।**
**सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥**

(ગીતા અ૦ ૨, શ્લો૦ ૬૨)

અર્થાત્ રાગબુદ્ધિદ્વારા વિષયોનું ચિન્તન કરવાના પરિણામે તેમાં આસક્તિ ઉત્પન્ન થાય છે, એ આસક્તિને લીધે તેમને માટે કામના જન્મે છે અને કામનામાં ભંગ પડવાને લીધે ક્રોધ થાય છે. કામનાના ભંગમાં નિમિત્તભૂત બનેલી બાહ્ય વ્યક્તિ પ્રત્યે શત્રુ-બુદ્ધિ જાગે છે. અને કામનાના સાધનમાં સહાયક વ્યક્તિ પ્રત્યે મિત્રબુદ્ધિ સ્વાભાવિકપણે ઊપજે છે. આ બધાના ઉત્પાતના મૂળમાં રાગબુદ્ધિ હેતુરૂપ હોય છે. એ રાગબુદ્ધિરૂપ એક જ કાંટો જ્યારે નીકળી જાય છે, ત્યારે બધી વેદનાઓ અનુભવાતી બંધ પડે છે.

આ રીતે, જો કે વિષયોમાં રાગબુદ્ધિ જતી રહે છે અને બાહ્ય શત્રુમિત્રની ભાવના પણ ટળી જાય છે, તોપણ વિષયોની સત્તા કાયમ હોવાને લીધે, મન અને ઈન્દ્રિયોને વિષયો પ્રત્યે રસબુદ્ધિ હજી રહે છે. ખારા મીઠા પદાર્થોનું સેવન કરવું એ કુપથ્ય છે એવો નિશ્ચય રોગી કરે છે, ત્યારે તે પદાર્થોમાં તેની રાગબુદ્ધિ રહેતી નથી, પરંતુ પદાર્થોની સત્તાનો ભાસ થવાને લીધે, તેમાં તેની રસબુદ્ધિ રહેવા પામે છે. એટલે કે, રોગીને જ્યારે એવો નિશ્ચય થાય છે કે, એ ખાટામીઠા પદાર્થો તેના

રોગને વધારનારા છે અને તેમનું સેવન કરવાથી પોતે મરી જશે, ત્યારે તે પદાર્થોમાં તેનો રાગ રહેતો નથી, બલ્કે, તેમને જોતાં તેને ભય પણ લાગે છે, છતાં પહેલાં એ પદાર્થોને ભોગવેલા હોવાના પરિણામે તેણે જે રસ અનુભવેલો હોય છે, તે રસની સ્મૃતિને લીધે, એમાં આવો રસ છે, એવી તેને રસબુદ્ધિ તો અવશ્ય રહે છે.

**विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।**
**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥**

(ગી૦ અ૦ ૨, શ્લો૦ ૫૯)

અર્થાત્, વિષયોનો ભોગ નહિ કરનાર જીવની વિષય પ્રત્યેની રાગબુદ્ધિ નિવૃત્ત થાય છે. પરંતુ (વિષયોની સત્તા વિદ્યમાન હોવાને લીધે) એનામાં રસબુદ્ધિ રહી જાય છે. એ રસબુદ્ધિ પણ (અધિષ્ઠાન રૂપ) પરમાત્માના સાક્ષાત્કારદ્વારા રસવર્જિત, એટલે કે, રસરહિત બની જાય છે.

રસબુદ્ધિ વિષયોના આશ્રયે રહે છે. પણ જ્ઞાનીની દૃષ્ટિમાં તત્ત્વસાક્ષાત્કારદ્વારા, જ્યારે વિષયની સત્તા જ જ્યાં લુપ્ત થાય છે, એટલે જેમ છીપના જ્ઞાનથી ચાંદી અને ચાંદીજન્ય લોભ, વગેરે બંનેય નિવૃત્ત થાય છે તેમ, રસબુદ્ધિ પણ વિષયસત્તાની સાથે, આપ મેળે જતી રહે છે. પણ વિષયસત્તાના અભાવ વિના રસબુદ્ધિનો અભાવ થવો અસંભવિત છે, એટલે વિષય-સત્તાની મોજૂદગીને લીધે, વિષયો પ્રત્યેનું આકર્ષણ બાકી રહી જાય છે, જેને લીધે એ વૈરાગ્યવાન શમદમાદિદ્વારા મન અને ઇન્દ્રિયોનું દમન કરવાને હવે તત્પર થાય છે. કેમકે એવા આકર્ષણના મૂળમાં મન અને ઇન્દ્રિયો જ છે. તે એમને પોતાના શત્રુ ગણે છે, એટલે આત્મધન ચોરી જતા એ ચોરોને પોતાની અંદર જ પકડે છે.

**यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।**
**इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥**

(ગીતા. અ૦ ૨, શ્લો૦ ૬૦)

અર્થાત્ એ ઇન્દ્રિયો એટલી તો ઉન્માદી સ્વભાવવાળી છે કે, યત્નશીલ વિવેકી પુરુષના મનને પણ તેઓ બળાત્કારે હરી લે છે.

## વૈરાગ્યવાનના ચિત્તની અવસ્થા

આમ, ઇચ્છા ન રહેવા છતાં પણ, તે મન અને ઇન્દ્રિયોની વિષયપ્રવૃત્તિને લીધે સંતપ્ત રહે છે અને જન્મમરણરૂપ સંસારના ક્ષયરોગથી પીડાય છે. તે પોતાના મનમાં ને મનમાં જે મનનાં પોતાના અંતર્યામી દેવને આર્તનાદે સંભળાવી રહે છે:–

છન્દ

મૈં [1]પરદેશી દુઃખભરિયા, [2]દુઃખસાગર દેખત ડરિયા,
તુઝ [3]બાઝ ન સાથી કોઇ, સબ નિજ મતલબ કે હોઇ. ૧
મૈં જીસ દર જાય [4]ખલોવાં, સબ દીન દુઃખી હી જોવાં,
મેરે ગર બિચ ચોર ઉચ્ચકે, કેઈ દુશ્મન લાગે પકકે. ૨
ઘર ચોર[5] ન ફડિયો જાઈ, મેરી તેરે પાસ દુહાઇ,
નિત નૈન રૂપ બલ ધાવેં, ઉઠ કાન ધ્વનિ ઘિર જાવેં ૩

દોહા

ઘ્રાણ ગંધ મેં ધસ રહ્યો, ચિત ચેતે પરનાર,
મન દલાલ હોય સબનકો, અહનિશિ કરે વિકાર.

છન્દ

રસના રસ ગીધી મોરી, ત્વચા નીચ સ્પર્શ ઘસોરી,
મોહે કામ ક્રોધ દુઃખ દીના, મેરા સર્વસ્વ હર લીના. ૧
મૈં મોહકી ફાંસી ફાથા,[6] મેરે નિકસત પૈર ન હાથા,
મોહિં મોહ લિયા દિલ મેરા, અહં અહંકાર ભયા અંધેરા ૨
લોભને કિયો બખેરો, તૃષ્ણાને પાયો ઘેરો,
મૈં દીન દુઃખી તવ ટેકા,[7] તુઝ બાંઝ ન સહુરા પેકા.[8] ૩

---

૧. મારું નિજ મંદિર, જે આત્મસ્વરૂપ છે, તેથી વિખૂટો પડી જવાથી હું આ સંસારમાં પરદેશી છું. ૨. સંસાર. ૩. વિના. ૪. ઊભો રહું છું. ૫. ઇન્દ્રિયોઃ કામ, ક્રોધ, લોભ, મોહ અને અહંકાર. ૬. ફસાયેલો. ૭. સહાય. ૮. પેખ્યા. ભાવાર્થ એ છે કે, જે રીતે ચોરોની મંડળી

જો કે રોગી તો પહેલેથી જ તે હતો, પણ રોગી એવી વિચિત્ર અવસ્થાએ પહોંચી ગયો હતો કે, રોગી રહેવા છતાં પણ પોતે રોગી છે એમ સમજતો નહોતો. જેમ કોઇ મશીનનું પૈડું ગતિના વેગને લીધે સ્થિર હોય તેવું લાગે છે, અથવા કોઈ મદ્યપ્રેમી મદ્યના આવેશથી એટલો બધો મહાત થઈ જાય કે પોતે કરેલા મદ્યપાનનું પણ તેને સ્મરણ રહે નહિ અને એ નશીલી અવસ્થા જ પોતાની સ્વભાવસિદ્ધ અવસ્થા છે એમ માને, એ રીતે એ અવધિ રૂપ રોગમાં જ તેની બુદ્ધિ–સ્વાસ્થ્ય જોઇ રહી હતી. પરંતુ તે ધર્મરૂપી પિતાના શરણમાં પહોંચ્યો અને સીડીનાં પગથિયાંની જેમ ક્રમે ક્રમે જીવનની ઉપરોક્ત કોટિઓ પસાર કરી, વૈરાગ્યની સમતલ ભૂમિકાએ આવી પહોંચ્યો, એટલે તેની આંખો ખૂલી ગઈ અને પોતે ઠગાયો છે એવું જાણ્યું. પોતે પોતાનું આત્મધન ખોયું છે એમ જાણી, ભગવાન રામચન્દ્રને ગંગાતીર પર છોડી અયોધ્યા પાછા ફરતાં સુમન્ત જેમ દારૂણ દુ:ખથી દુ:ખી થયો હતો, તેમ દુ:ખથી હવે તે સંતપ્ત થવા લાગ્યો:—

### ચોપાઈ

મીંજિ હાથ સિર ધુનિ પછિતાઈ, મનહુ કૃપણ ધન રાશિ ગવાઈ;
લેઈ ઉસાઁસ શોચ ઇહિભાઁતિ, સુરપુર તે જનુ ખસેઉ યયાતિ.

### દોહા

વિપ્ર વિવેકી વેદવિત, સંમત સાધુ સુજાતિ,
જિમિ ધોખે મદ પાન કરિ, સચિવ શોચ ઇહિભાંતિ

---

ધનિકના હાથપગ બાંધીને, અંધારું કરીને, તેને ચારે કોરથી ઘેરી લે છે અને તેનું ધન હરી લે છે, એ રીતે મોહે મને બાંધેલો છે, અહંકારે અંધારું કરી દીધું છે, જેથી મને કંઈ યે દેખાતું નથી. લોભે ખળભળાટ મચાવી મૂકયો છે, જેથી હું કોઈને પણ સહાય માટે બોલાવી શકતો નથી, અને હું નાસી ના જાઉં એ માટે, તૃષ્ણાએ મને ચારે બાજુથી ઘેરી લીધો છે. આ રીતે એ ચોરોએ મારું આત્મધન હરી લીધું છે, એટલે મને તારા વિના કોઈ સહાય કરી શકે તેમ દેખાતું નથી.

એ આત્મધનની જિજ્ઞાસાએ, સંસાર સંબંધી બધા રાગને બાળી દઈ, હવે નીચેનો ભાવ જેના હૃદયમાં સારી પેઠે ભરી દીધો છે:—

### સવૈયા

પુત્ર કલત્ર સુમિત્ર ચરિત્ર, ધરા ધન ધામ હૈં બંધન જીકો,
બાર હિં બાર વિષયફળ ખાત, અઘાત ન જાત સુધારસ ફીકો;
આન ઔસાન તજે અભિમાન, સુનો ઘર કાન ભજે સિયપી કો,
પાય પરંપદ હાથ સુજાત, ગઈ સો ગઈ અબ રાખ રહી કો.

### કવિત

એક શ્વાસ ખાલી નહિ ખોઈએ ખલક બીચ,
કીચ રૂપ કલંક અંક ધોય લે તો ધોય લે;
ઉર અંધયાર પાપ પૂર સે ભર્યો હૈ તું,
તામેં જ્ઞાનકો ચિરાગ ચિત્ત જોય લે તો જોય લે;
માનસ જન્મ બાર બાર ના મિલેગો મૂઢ,
પરં પ્રભુ સે પ્યારો હોય લે તો હોય લે;
ક્ષણભંગુર દેહ તામેં જન્મ સુધારિબો હૈ,
બિજલીકે ઝમકે મોતી પાય લે તો પાય લે.

### દોહા

અબકે બાજી ચૌપડ કી, પૌ મેં અટકી આય,
જો અબકે પૌ ના પડે, (તો) ફિર ચૌરાસી જાય.

ભાવાર્થ:—સોગટાંબાજીમાં ૮૪ ખાનાં હોય છે. જયારે એક સિવાયની બધી સોગટીઓ ૮૪ ખાનાંમાં થઇને અંદર ચાલી જાય છે, અને છેલ્લી એક બાકીની ૮૪મા ખાનામાં અટકી પડે છે તે પણ પો પડવાથી અંદર જાય છે, ત્યારે બાજી સમાપ્ત થઇ અને જીત થઇ એમ મનાય છે. આમ છતાં જો પો પડતો નથી, તો એ છેલ્લી સોગટી મારવામાં આવે છે જેના પરિણામે ફરી તેને ૮૪ ખાનાંની પરિક્રમા કરવી પડે છે. જીવરૂપી સોગટી, એ બધાં ખાનાંમાં ભ્રમણ કરીને, ૮૪મા ખાનામાં (મનુષ્યયોનિમાં) જ્ઞાનરૂપી પો પડવાની રાહ જોતી

અટકી પડી છે. એ જો પો પડી ગઇ, તો બાજી ખતમ થઇ જાય અને જિતાઇ જાય; નહિ તો, સૂકર, કૂકર વગેરે ૮૪ લાખ યોનિઓનું ચક્કર ફરીથી ખાવાનું થવાનું. આ રીતે વૈરાગ્યવાને મનુષ્યજન્મનું મહત્ત્વ સારી રીતે જાણી લીધેલું છે, એટલે તે જ્ઞાનરૂપી પોને માટે વ્યાકુળ બને છે અને એક માત્ર ઈશ્વર-પ્રાપ્તિની જ જિજ્ઞાસા તેના હૃદયનો સંપૂર્ણ પણે કબજો કરી રહે છે.

**દોહા**

યા તનકો દિવલા કરું, બાતી મેલૂં જીવ,
રક્ત જો સીચૂં તેલ જ્યૂં, તબ મુખ દેખૂં પીવ.

અને એ સત્યપ્રેમના વિરહમાં હવે તેનામાં નિમ્નલિખિત અવસ્થાનાં દર્શન થવા માંડે છે:—

વિરહિની દેઇ સંદેશરા, સુનો હમારે પીવ;
જલ બિનુ મચ્છી ક્યાં જિયે, પાનીમેં કા [1]જીવ. ૧
વિરહ તેજ તનમેં તપે, અંગ સબૈ અકુલાય;
ઘટ સૂના જિવ પિવમેં, મોત ઢૂંઢિ ફિર [2]જાય. ૨
અંખિયન તો ઝાંઇ પરી, પંથ નિહાર નિહાર;
જિભ્યા તો છાલા પરા, નામ પુકાર પુકાર. ૩
નૈનન તો ઝરી લાઇયૌં, રહટ બહૈ નિસુ બાસ;
પપિહા જ્યોં પિઉ પિઉ રટૈ, પિયા મિલનકી આસ. ૪
બિરહ બડો બૈરી ભયો, હિરદા ધરે ન ધીર;
સુરત સનેહી ના મિલે, તબ લગિ મિટે ન પીર. ૫
બિહરનિ [3]ઊભી પંથ સિર, પંથિનિ પૂછે ધાય;
એક શબ્દ કહુ પીવ કા, કબ રે મિલેંગે આય. ૬

---

૧. જે રીતે માછલી જળ વિના જીવતી રહી શકતી નથી, તે રીતે હું પણ આપ રૂપી સાગરની માછલી છું, એટલે આપના વિના કેમ કરી જીવું ? ૨ શરીર રૂપી ઘડો જીવ વિના ખાલી છે, એટલે કે, જીવ શરીરમાં ના રહેતાં પોતાના પિયુ–પરમાત્મામાં વસ્યો છે, એટલે મોત પણ ખાલી ઘડાને–શરીરને જોઈ પાછું ફરે છે; કેમકે, જીવ વિનાના કેવળ મૃત અને ખાલી શરીરને તે કેમ મારે ? ૩. ખડી.

બિરહ ભુજંગમ તન ડસો, મંત્ર ન લાગે કોય;
નામવિયોગી ના જિયે, જિયે તો બાઉર હોય. ૭
બિરહ ભુજંગમ પૈઠ કે, કિયો કલેજે ઘાવ;
બિરહનિ અંગ ન મૌડિ હૈ, જ્યોં ભાવે ત્યોં ખાવ. ૮
કે બિરહનિ કો [1]મીચ દે, કે આપા દિખલાય;
આઠ પહરકા [2]દાઝના, મોપે સહા ન જાય. ૯
બિરહ કમંડલ કર લિયો, બૈરાગી દો નૈન;
માંગે દરશ મધૂકરી, છકે રહેં દિન રૈન. ૧૦
કબીર હસના દૂર કર, રોને સે કર ચિત્ત;
બિન રોયે કયોં પાઇએ, પ્રેમ પિયારા મિત ? ૧૧
હઁસૂ તો દુઃખના બીસરે, રોઉં બલ ઘટ જાય;
મનહી માઁ હિ બિસૂરના, જ્યૂં ધુન કાઠ હિં ખાય. ૧૨
કીડે કાઠ જો ખાઇયા, ખાત કિનહુઁ નહીં દીઠ;
છાલ ઉપારિ જો દેખિયા, ભીતર જમિયા ચીઠ. ૧૩
હઁસ હઁસ કંથ ન પાઈયા, જિન પાયા તિન રોય
હઁસ ખેલે પિવરા મિલે, કૌન દુહાગિન હોય ? ૧૪
સુખિયા સબ સંસાર હૈ, ખાવે ઔર સોવે,
દુઃખિયા દાસ કબીર હૈ, જાગે ઔર રોવે. ૧૫
નામ બિયોગી બિકલ તન, તાહિ ન ચીન્હે કોય,
તમ્બોલી કા પાન જ્યૂં, દિન દિન પીલા હોય. ૧૬
માંસ ગયા પિંજર રહા, તાકન લાગે કાગ,
સાહિબ સજહુઁ ન આઇયા, મન્દ હમારે ભાગ. ૧૭
બિરહા સેતી મત લડે, રે મન મોર સુજાન,
હાડ માંસ સબ ખાત હૈ, જીવત કરે મસાન. ૧૮
બિરહ જલન્તી મૈં ફિરું, મો બિરહનિ કો દુઃખ,
છાઁહ ન બૈઠું ડરપતી, મતિ જલિ ઉઠે રૂખ[3]. ૧૯
ચૂડી પટકૂઁ પલંગસે, ચૌલી લાઉં આગ,
જા કારન યેહ તન ધરા, ના સૂતી ગલ લાગ. ૨૦

---

૧. મોત. ૨. બળવું. ૩. વૃક્ષ.

અંબર કુંજા[1] કર લિયા, ગરજિ ભરે સબ તાલ,
જિનતે પ્રીતમ બિછૂરા, તીનકા કૌન હુવાલ? ૨૧
રક્તમાંસ સબ ભખિ ગયા, નેક ન કીન્હીં કાન,
અબ બિરહા કૂકર ભયા, લાગા હાડ ચબાન. ૨૨
યહ તો ઘર હૈ પ્રેમકા, ખાલાકા ઘર નાહીં,
શીશ ઉતારે ભુઈ ધરે, તબ પૈઠે ઘરમાંહી. ૨૩
શીશ ઉતારે ભુઈ ધરે, તાપર રાખે પાંવ,
દાસ કબીરા યોં કહે, ઐસા હોય તો આવ. ૨૪
પ્રેમ ન બાડી ઊપજે, પ્રેમ ન હાટ બિકાય,
રાજા પ્રજા જેહિ રુચે, શીશ દેઇ લે જાય. ૨૫
પ્રેમપિયાલા જો પિયે, શીશ દક્ષિણા દેય,
લોભી શીશ ન દે સકે, નામ પ્રેમકા લેય. ૨૬

## વૈરાગ્યનું શુભાગમન અને ચતુર્વિધ વૈરાગ્યનિરૂપણ

હે વૈરાગ્યમૂર્તિ, કલ્યાણસ્વરૂપ; શિવ શંભુ! તને વારંવાર અમારા હાર્દિક નમસ્કાર છે! તારું દર્શન પામવું એ અનેક જન્મોના પુણ્યનું ફળ છે. તે અમારા કલ્યાણને માટે છે. તું હૃદયમાં ઊતર્યો કે જન્મમરણનાં બંધન ઢીલાં પડે જ. જન્મજન્માંતરનાં સંપૂર્ણ યજ્ઞ, દાન, જપ, તપ, તીર્થાદિકોનું ફળ તું જ છે. જ્યારે સંપૂર્ણ યજ્ઞાદિ પોતાનાં પુણ્યફળ દેવાને એકઠાં થાય છે, અને એ પુણ્યફળ ભારથી ઝૂકી વૃક્ષની જેમ, પૃથ્વીને અડે છે, ત્યારે તારાં દર્શન થાય છે. તું આવ્યો કે સંપૂર્ણ યજ્ઞાદિ ફળથી મુક્ત થયાં. જે બધી સંસારી કામનાઓ ડાકણીપેઠે અમારાં હૃદયને નીચોવીને ખાઇ રહી હતી, તેને ખાઇ જનાર તું પિશાચ છે. રાગ, દ્વેષ, કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે વિકારરૂપી ગીધ; જે પોતાની પંચાયત હૃદયમાં જમાવી બેઠાં હતાં, તે બધાં માત્ર તારા દર્શનરૂપી બાજથી પલાયમાન થઈ જાય છે. તૃષ્ણારૂપી દેડકાનો કોળિયો કરનાર તું સર્પ છે. મોહરૂપી

૧. માટીનું વાસણ, લોટવો.

સર્પને ભક્ષી જનાર તું ગરુડ છે. દુરાશા દીનતારૂપી શિયાળવાંને મારી ભગાડનાર તું સિંહ છે. તારાં દર્શન થયાં કે એ બધાં ઊભી પૂછડીએ ભાગ્યાં જ. દંભરૂપી ઘેટાને માટે તું વરુ છે. લોભરૂપી કૂતરાને ડારનાર તું ચિત્તો છે. માનરૂપી વરુને દમન કરનાર તું કેસરી સિંહ છે. તારો જય હો! તારો જય હો!! જન્મજન્માંતરથી અગ્નિની પેઠે હૃદયને શેકનાર અને કાંટાની જેમ ભોંકાનાર બધા જ મનોવિકારો, હે નિર્મળ સ્વરૂપ! તારા આગમનથી શાન્ત થાય છે. અમે હૃદયથી તારું સ્વાગત કરીએ છીએ, ખુલ્લા દિલથી તારું શુભાગમન વધાવીએ છીએ. તારા જેવા પ્રિય અતિથિને કાજે બધાં દ્વાર ખોલીએ છીએ. અમારાં હૃદયમાં તારું સામ્રાજ્ય હો, આંખોમાં તારો પ્રકાશ હો, હાથપગમાં તારો પ્રભાવ હો, લોહીમાં તારો સંચાર હો! ઉદારતા, નિર્ભયતા, સમતા, સંતોષનો તું ભંડાર છે. શાંતિની મધુર વેલી તું છે, જેમાંથી મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા આદિ શુભ ગુણો ફૂલે છે અને ફળે છે.

## વૈરાગ્યના ચાર પ્રકાર

### (૧) યતમાન વૈરાગ્ય

રાગદ્વેષાદિ મળ ચિત્તમાં રહે છે, જેને લીધે ઇન્દ્રિયોની પ્રવૃત્તિ વિષયોમાં થાય છે. એ રાગદ્વેષાદિ વિકાર ઇન્દ્રિયોને વિષયમાં પ્રવૃત્તિ કરાવે છે. 'એ રાગદ્વેષાદિ મારી ઇન્દ્રિયોને વિષયોમાં પ્રવૃત્ત ન કરે.' એવો વિચાર રાગદ્વેષાદિ મળને ધોઈ નાખવાને માટે જન્મે, તેનું નામ 'યતમાન' વૈરાગ્ય છે.

### (૨) વ્યતિરેક વૈરાગ્ય

રાગદ્વેષાદિ મળ ધોવાનો પ્રયત્ન કર્યા પછી, 'મારા કેટલા મળ પાકી ગયા અને કેટલા પાકવા બાકી છે?' એવા વિવેકને 'વ્યતિરેક' વૈરાગ્ય કહે છે.

## (૩) એકેન્દ્રિય વૈરાગ્ય

'હવે રાગદ્વેષ મારી ઇન્દ્રિયોને વિષયમાં પ્રવૃત્તિ કરાવતા નથી,' એવી માત્ર ઉત્સુકતાના રૂપે મનમાં કિંચિત્ રાગદ્વેષ રહે, તેને 'એકેન્દ્રિય' વૈરાગ્ય કહે છે.

## (૪) વશીકાર વૈરાગ્ય

ઉત્સાહ માત્રનો અભાવ જન્મે, એટલે કે દિવ્ય દિવ્ય વિષયોની પ્રાપ્તિ હોવા છતાં, તે પર ઉપેક્ષબુદ્ધિ આવે; ચળે નહિ અને ક્ષોભ પામે તે 'વશીકાર' વૈરાગ્ય કહેવાય છે.

આ પ્રમાણે વૈરાગ્યવાન મહાપુરુષનું અંતઃકરણ રાગ-દ્વેષાદિ મળથી નિર્મળ થવાથી શ્વેત વસ્ત્ર સમાન શોભી ઊઠે છે અને જ્ઞાનરૂપી કેસરીઓ રંગ ધારણ કરવાને યોગ્ય બને છે. દૈવી સંપત્તિ એની મેળે તેના હૃદયમાં પૂર્ણરૂપે વસી ગયેલી હોય છે, અને દાસીની પેઠે તેની તહેનાતમાં હાજર રહે છે. પુત્રૈષણા વિત્તૈષણા અને લોકૈષણા એ ત્રિવિધ એષણાની બેડીઓ, જે સંપૂર્ણ જન્મમરણાદિ દુઃખોનું મૂળ છે અને જ્ઞાનમાં ભારે પ્રતિબંધક હોઈ, જેની હયાતિમાં જ્ઞાનપ્રાપ્તિ અસંભવ હતી, તે હવે મહાપુરુષના આ અવસ્થાએ પહોંચવાની સાથે, કપાઈ જાય છે અને તે ખરેખર જ્ઞાનનો અધિકારી બને છે. આમ તે શુભ ગુણોના ભંડારરૂપ બની જાય છે. આ ગુણોનાં લક્ષણ ગીતા, અધ્યાય ૧૩ માં વર્ણવેલાં છેઃ—

अमानित्यमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥
इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधि दुःखदोषानुदर्शनम् ॥ ८ ॥
असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥

**अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।**
**एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ ११ ॥**

અર્થ:—પોતાની શ્રેષ્ઠતાના અભિમાનનો અભાવ, દંભાચરણનો અભાવ; પ્રાણી માત્રને કોઈ પણ પ્રકારે શરીર, મન અને વાણીથી નહિ સતાવવારૂપ અહિંસા, ક્ષમા (એટલે કે, કોઇના અવગુણોને જોઇને તેના પ્રત્યે દ્વેષદૃષ્ટિ ન કરવી, પોતાના પ્રત્યે કોઇએ અપરાધ કર્યો હોય તો તે વાતને, ગંગા જેમ તૃણને વહી જાય છે તેમ, ચિત્તમાંથી તત્કાળ વહાવી દેવી, કાઢી નાંખવી), મન, વાણી અને ખાનપાનાદિમાં પૂરી સરળતા, શ્રદ્ધા-ભક્તિયુક્ત ગુરુની સેવા, અંતર અને બહારની શુદ્ધિ, અંતઃકરણની સ્થિરતા, મન અને ઇન્દ્રિયોનું દમન, આલોક કે પરલોકના સંપૂર્ણ ઇન્દ્રિયભોગો પ્રત્યે આસક્તિનો અભાવ, હુંપદનો ત્યાગ, વારંવાર જન્મમરણ અને જરારૂપી રોગોમાં દુઃખો અને દોષો સંબંધી સતત વિચાર, ધન, પુત્ર, સ્ત્રી અને ઘર, વગેરેમાં અસક્તિ અને મમતાનો ત્યાગ, પ્રિય તેમ જ અપ્રિયની પ્રાપ્તિમાં સદાયે ચિત્તની સમતા, એટલે કે, ક્ષોભરહિત સ્થિતિ, હું પરમેશ્વરમાં અનન્ય યોગદ્વારા અવ્યભિચારિણી ભક્તિ, એકાન્ત અને પવિત્ર દેશમાં રહેવાની વૃત્તિ, જનસમુદાયમાં ભળવાની અરુચિ, અધ્યાત્મજ્ઞાન અને વેદાન્તશાસ્ત્રમાં નિત્ય સ્થિતિ, તત્ત્વજ્ઞાનના અર્થરૂપ પરમાત્માનાં સર્વત્ર દર્શન–આ બધાં જ્ઞાનનાં સાધન હોવાથી જ્ઞાનરૂપ છે, અને એથી જે ઊલટું છે તે અજ્ઞાન છે, એમ કહેવામાં આવ્યું છે.

આવી રીતે રંગાયલા દિલવાળો, ત્રિવિધ એષણાઓથી મુક્ત અને શમદમાદિથી સંપન્ન વૈરાગ્યવાન તત્ત્વજિજ્ઞાસુ પુરુષ જ વેદાન્તશ્રવણનો અધિકારી છે, પછી ભલે તેણે વસ્ત્રો રંગ્યાં ન હોય! આ સાધનસામગ્રી વિના, રંગેલાં વસ્ત્ર ધારણ કરેલાં હોય છતાં, વેદાન્તશ્રવણનો રંગ જામતો નથી અને યથાર્થ ફળ આપતો નથી. મોક્ષના ચાર દ્વારપાળ–સમ, સંતોષ, વિચાર અને સત્સંગ સાથે એને ગાઢ મિત્રતા છે. આ અવસ્થા-

એ પહોંચવાથી વેદાન્તશ્રવણનો સાચો રંગ લાગે છે અને સાચી શાન્તિ સાંપડે છે. સોનાની લગડીમાંથી કોઈ ભૂષણ બનાવવાની ઈચ્છા થતાં, તેને પ્રથમ અગ્નિમાં તપાવી પાણી જેવી પાતળી કરવાની જરૂર પડે છે અને તેમ થાય છે ત્યારે તેને મનમાન્યા રૂપમાં બદલી શકાય છે, એ સિવાય નહિ; તેવી રીતે, જીવને શિવરૂપમાં બદલવાની ઈચ્છા છે તો ઉપરોક્ત વૈરાગ્યરૂપી અગ્નિમાં ગાળી, અંતઃકરણને બિલકુલ પાણી જેવું નરમ બનાવવાની પણ જરૂર છે, જેથી આપણે સાચી શાંતિના ભાગી થઈએ. જે 'વૈતાળ' પૂર્વ અવસ્થાઓમાં ડંડા મારી મારીને ત્યાગની ભેટ પડાવી રહ્યો હતો, તે હવે આ અવસ્થા પ્રાપ્ત થતાં, તેનો સાચો આશક બની જાય છે અને તેનાં ચરણમાં મસ્તક ઝુકાવે છે: "હે પ્રિય જિજ્ઞાસુ ! હે વીર પુરુષ ! તારો જય હો. હું હૃદયપૂર્વક તારાં ચરણમાં નમું છું. તું જ આ સંસારસંગ્રામનો સાચો વિજેતા છે !"

* * * *

## પૂર્વપક્ષીની શંકા અને સમાધાન

(પૂર્વપક્ષી):—વાહ રે વાહ ! આ તો તમે ઠીક જાળ ફેલાવી છે. આનો કંઈ પાર ને છેડો જ નથી. પ્રથમ તો કળજુગમાં જીવન ટૂંકું હોય છે. દૈવયોગે કોઈ પૂરેપૂરું જીવન જીવવાને ભાગ્યશાળી બને, તો પણ તમારા વૈતાળની એ બધી ભેટો જીવનમાં પૂરી થવી અશક્ય છે. કોઇને પણ એવી આશા નથી રહેતી કે, તે પોતાના આ જીવનમાં એ સહુ કામ પૂરું કરી જશે ! આમ, જો આશા જ મૂળમાં નથી, તો તેની સિદ્ધિ અર્થે, તેને પ્રાપ્ત કરવાને માર્ગે પગ ઊપડવો કઠણ છે; એટલે કે, નથી હસાતું કે નથી લોટ ફકાતો. વળી, માયાનું રાજ્ય વિલક્ષણ છે. જીવના કર્મસંસ્કાર અનંત જન્મોના અનંત છે. વળી, એ પણ ખાતરી નથી કરી શકાતી કે, ભાવી જન્મમાં મનુષ્યયોનિ જ મળશે, અને જે કંઈ અહીં કરી ચુકાયું છે તેથી આગળ વધવાનું હશે. આવી અવસ્થામાં આ વર્તમાન મનુષ્ય-

જન્મ મિથ્યા ગયો કહેવાય. "ન રહ્યા દીનના કે ન રહ્યા દુનિયાના"–એમ તમારાં વચનોનો અર્થ થયો. તમારાં વચનને અનુસરવામાં આવે તો દુનિયાનાં દુ:ખદર્દ મટવાં બાજુએ રહે અને 'મોક્ષ' એ આકાશપુષ્પની માફક, કોરું કથનમાત્ર બની રહે. બીજું, તમારાં આ વચન જેવાં છે તે પ્રમાણે બનવું તો કલ્પ્યામાં યે નથી આવતું. કેમકે નાનક, કબીર વગેરે ઘણા મહાપુરુષો તેમજ વર્તમાનમાં પણ ઘણા સંતમહાત્મા તમારી આ બધી પંચાતમાં પડ્યા વિના કૂદકે ને ભુસ્કે આગળ વધીને સંસારને તરી પાર કરી ગયા હતા અને કરી જતા નજરે દેખાય છે પણ ખરા. હકીકત જ્યાં આમ છે, તો પછી તમારી આ દંતકથા જેવી વાતમાં ફસવાનું સાહસ કયો બુદ્ધિમાન પુરુષ કરશે ?

(સમાધાન): સાંભળો, ભાઈ પૂર્વપક્ષી ! દિલ અને કાન ખોલીને સાંભળો. "રોગ હાથીને વેગે આવે છે અને કીડીને વેગે જાય છે" એ કહેવત છે. આનો અર્થ એ થાય છે કે, રોગની ઉત્પત્તિ અકસ્માત્ એકદમ થાય છે, પણ તેની નિવૃત્તિ ક્રમે ક્રમે અને ધીમે ધીમે થાય છે. જ્યાં શારીરિક રોગોની આ અવસ્થા છે તો આ તો જન્મમરણરૂપી ભારે વિષૂચિકારૂપી રોગ છે, જે બધા શારીરિક અને માનસિક રોગોનું મૂળ છે અને જે અસંખ્ય જન્મોથી દૃઢ ને દૃઢ બનતો ચાલ્યો આવ્યો છે. એની નિવૃત્તિ પૂરેપૂરી ભેટ દીધા વિના આમ વાતોથી કેમ કરી બને ? એકદમ એ રોગથી નાસી ભાગી જુઓ તો ખરા ! એમ કરતાં સન્નિપાતના દરદીની જેમ ઊલટા વધારે પટકાઈ પડશો. માખીનું મધમાં પડવું સહજ છે પણ એ રીતે, મધમાંથી એ નીકળી જવા માગે તો નીકળવાને બદલે તેમાં વધારે ને વધારે લપટાતી જાય. હા, ક્રમે ક્રમે અને ધીરે ધીરે પોતાના હાથ અને પગને ધીરજપૂર્વક છૂટા કરવાનો તે પ્રયત્ન કરે, તો તેનો છુટકારો અવશ્ય થાય. જ્યાં સામાન્ય રોગ પણ સહજમાં નિર્મૂળ થતો નથી, તો આ સંસારરૂપી રોગનું વૃક્ષ સહજમાં કેમ

કરીને નિર્મૂળ થઈ શકે ? આ વૃક્ષને અહંકારરૂપી સુદૃઢ મૂળ છે. વળી, તેને મનુષ્યયોનિમાં કર્મો પ્રમાણે બાંધવાવાળી વાસનારૂપી જડ છે અને તે પાતાળ સુધી ઊંડે પહોંચેલી છે. એને વિષય-ભોગરૂપી શાખાઓ છે, જે ત્રણ ગુણોરૂપી જળથી સિંચાતી રહી ત્રણે લોકમાં ફેલાયેલી છે. ગીતા, અધ્યાય ૧૫, શ્લોક ૨ માં કહ્યું છેઃ—

**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।**
**अधश्च मूलान्यनुसंततानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥**

રહેવું રોગી અને આચરણ નિરોગીનાં, એ રોગને વધારવા જેવું છે. બંધનમાં પડેલો મુક્તનાં આચરણ કરે તો અધિક બંધાય છે. જીવન અલ્પ જાણ્યું હોય, તો સુખે નિદ્રા કેમ આવે ? કોઇ બહાર ગામ જવાને ઇચ્છે છે, તો રાત્રીએ તેને ઊંઘ નથી આવતી, અને જેમતેમ પોતાના કામથી પરવારીને, ગાડીના નક્કી વખત પહેલાં એક કલાક આગળ સ્ટેશને પહોંચ-વાની પેરવી કરે છે. કોઈ કામ અધૂરું રાખવાને તે ઇચ્છતો નથી. આમ છતાં, તમે તો એવા સુખે સૂઓ છો કે જાણે કંઇ કરવાનું છે જ નહિ ! જો તમારાથી બધી ભેટો પૂરેપૂરી રીતે આ જન્મમાં ધરી શકાય નહિ, તો પણ તમારો પુરુષાર્થ તો નિષ્ફળ નથી જ જતો. આથી કે, એના મૂળમાં સત્યસ્વરૂપ સાક્ષી વિદ્યમાન છે, એટલે એ નિષ્ફળ બને પણ કેમ ? બીજું, અધિ-કારાનુસાર ચેષ્ટામાં એક પ્રકારની શાંતિ રહે છે, જેના જોરે આપણા કદમ આગળ ઊપડે છે. સ્વયંભગવાનનું વચન છે કેઃ-

**बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।**
**वासुदेव सर्वमिति स महात्मा सुदुर्लभः ॥**

(ગી૦ અ૦ ૭, શ્લો૦ ૧૯)

અર્થઃ—બહુ જન્મોના પુરુષાર્થથી છેલ્લા જન્મમાં તત્ત્વ-જ્ઞાનને પામેલો જ્ઞાની "બધું જ વાસુદેવરૂપ છે," એ ભાવે મને પ્રાપ્ત કરે છે. એવો મહાત્મા દુર્લભ છે.

અનેક જન્મોનો રોગ એક જન્મમાં કેમ કરીને નિવૃત્ત થાય? પરંતુ હા, અમે વચન આપીએ છીએ કે, જો તમે ઉપરોક્ત રીતિને અનુસરી, રોગની ઠીક ઠીક ઔષધિ કરવામાં લાગી જાઓ, તો ધીરે ધીરે તમારા રોગની નિવૃત્તિ જરૂર થશે. જો આ જન્મમાં તમે ઠીક ઠીક પુરુષાર્થ કરી તૈયારી કરી દીધેલી હશે, તો અધોગતિનો માર્ગ તો તમારા માટે હમણાંથી જ બંધ થઇ જશે, અને ભાવી જન્મમાં તમે અનાયાસે આગળ વધી જશો. દૃષ્ટાંતરૂપે આપણે સમજી શકીએ છીએ કે, દિલ્હીથી કાશી જવાની નેમવાળો મુસાફર દિનભર ચાલી રાતે જો કાનપુરમાં સૂશે, તો સવારે તેને કાનપુરથી જ આગળ વધવાનું રહેશે. તેણે જાગીને દિલ્હી પાછું જવું પડશે નહિ. અને ત્યાંથી ફરી મુસાફરી શરૂ કરવી પડશે નહિ. એ રીતે, મોક્ષરૂપ નિર્દિષ્ટ સ્થાને પહોંચવાને પણ મજલ કાપવાની છે, જેનું વર્ણન ઉપર કરી ગયા છીએ. જો તમે કમર કસીને એ માર્ગે ચાલી નીકળશો, તો આ જન્મમાં તમે જે કંઇ માર્ગ કાપશો, તેટલો ફરી તમારે અન્ય જન્મે કાપવો નહિ પડે; તમે કાપેલે માર્ગેથી નિ:સંદેહ આગળ વધશો, એ શપથપૂર્વક અમે કહીએ છીએ. કદાચ તમને અમારાં વચન પર વિશ્વાસ ના હોય, તો અમે ખુદ ભગવાનને પણ તમારી રૂબરૂ હાજર કરીએ છીએ. એનાથી ભારે વજૂદવાળો સાક્ષી તો બીજો કયાંથી લાવી શકાય? અર્જુનને પણ એ રીતે ભારે શંકા પેદા થઈ હતી. અર્જુન કહે છે:-

**अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।**
**अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥**
**कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।**
**अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥**
**एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।**
**त्वदन्यः संशयास्यास्य छेत्ता न ह्युपपद्यते ॥**

(ગી૦ અ૦ ૬, શ્લો૦ ૩૭ થી ૩૯)

અર્થ:-અર્જુન બોલ્યો: હે કૃષ્ણ! જેનું મન યોગ (ઈશ્વર-

પ્રાપ્તિના માર્ગ)થી ચળી ગયું છે, એવો શિથિલ યત્નવાળો છતાં, શ્રદ્ધાયુક્ત પુરુષ, યોગસિદ્ધિ (ભગવત્સાક્ષાત્કાર)ને પ્રાપ્ત ન કરતાં, કેવી ગતિને પ્રાપ્ત કરે છે? હે મહાબાહો! ભગવત્-પ્રાપ્તિના માર્ગે જતાં મૂઢ બનેલો આશ્રયરહિત પુરુષ, છિન્નભિન્ન થયેલાં વાદળોની પેઠે, બંને બાજુથી (એટલે કે, ભગવત્પ્રાપ્તિ અને સાંસારિક ભોગથી) ભ્રષ્ટ થતાં નાશ તો નથી પામતો? હે કૃષ્ણ! મારા આ સંશયને પૂર્ણ રીતે છેદી નાખવાને આપ જ યોગ્ય છો; આપના વિના એ સંશયનું નિરસન કરે એવો કોઇ મળવો સંભવિત નથી. (અર્જુને આ સંશયને પૂરેપૂરું મહત્ત્વ આપ્યું છે અને તે એક રીતે ઠીક પણ છે. આરંભમાં, જિજ્ઞાસુને આ માર્ગ તલવારની ધાર પર ચાલવા જેટલો વિકટ પ્રતીત થાય છે. એટલે આ બાબતમાં, જે કંઇ હું કહીશ તે નિષ્ફળ જનાર નથી એવા પ્રકારનું તેને આશ્વાસન જ્યાં સુધી ના મળે, ત્યાં સુધી તેનો પગ આગળ ઊપડતાં કઠણાઈ અનુભવે છે. આવા કારણથી, તે હવે આ વિષય પરત્વે ભગવાનની પાસેથી આશ્વાસન મેળવવાની ચાહના રાખે છે, અને ઉમેરે છે કે, આપના સિવાય આ સંશયનું છેદન કરવાવાળો મને જડે તેમ નથી.) આના સમાધાનરૂપે ભગવાન જે ખુલાસો કરે છે તે નીચે પ્રમાણે છે:—

पार्थनैवेह नामुत्र विनाशस्तस्य विद्यते।
नहि कल्याणकृत कश्चिद्दुर्गतिं तात गच्छति॥
प्राप्य पुण्यकृतां लोकानुषित्वा शाश्वतीः समाः।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते॥
अथवा योगिनामेव कुले भवति धीमताम्।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम्॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम्।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन॥
पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते॥

**प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्ध किल्बिषः।**
**अनेक जन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥**

(ગી૦ અ૦ ૬, શ્લો૦ ૪૦ થી ૪૫)

અર્થ:-ભગવાન બોલ્યા: હે પાર્થ! એવા પુરુષનો આ લોકમાં કે પરલોકમાં નાશ થતો જ નથી. કેમકે, હે પ્રિય! ભગવદર્થ શુભ કર્મ કરવાવાળા કોઈની યે દુર્ગતિ થતી નથી. પરંતુ, એ યોગભ્રષ્ટ પુરુષ પુણ્યવાનોના લોકને પામીને ત્યાં ચિરકાલ વાસ કરે છે, અને પછી પવિત્ર શ્રીમાનને ઘેર જન્મ લે છે. અથવા, જો તે વૈરાગ્યવાન હોય છે, તો જ્ઞાનવાન યોગીઓના કુળમાં પણ જન્મ લે છે. આવો જન્મ સંસારમાં અવશ્ય અતિ દુર્લભ છે. એ પુરુષ એવી રીતે જન્મ લઈને પૂર્વજન્મમાં કરેલાં સાધનવાળી બુદ્ધિના સંયોગને (જેમ કોઈ લખતાં લખતાં સૂઈ જાય તે જાગે એટલે લખવાને જ્યાંથી છોડયું હોય ત્યાંથી આગળ લખવા લાગે તેમ) પ્રાપ્ત કરે છે, અને હે કુરુનંદન! તેમ કરી તે ભગવત્પ્રાપ્તિ ખાતર ફરી યત્ન આદરે છે. એ પૂર્વાભ્યાસના બળે કરી પરાણે ભગવાન પ્રત્યે (પાંજરાથી બંધાયેલું પક્ષી ખેંચાય છે તેમ) ખેંચાય છે. વળી, યોગનો જિજ્ઞાસુ તો વેદમાં વર્ણવેલા વિધિનિષેધની યે ઉપરવટ થઈને વર્તે છે. આવી રીતે, અનેક જન્મે શુદ્ધાન્તઃકરણ બનેલો યોગી, અભ્યાસ કરતો કરતો સંપૂર્ણ પાપોથી મુક્ત થઈ, નિર્મળ બને છે અને પરમગતિને પામે છે.

હવે ઘણાખરા મહાપુરુષ આ જન્મમાં સંસાર પાર કરી જતા નજરે જણાય છે એ તમારી શંકા રહી. આ શંકાનું મંડાણ કોઈ રીતે અનુભવગમ્ય નથી. એથી એવું સિદ્ધ થતું નથી કે, એમનાં બધાં જ કૃત્ય આ જન્મનાં છે. આંબાનું વૃક્ષ જો આ ફસલમાં ફળે છે તો તેથી કોઈ એમ કહી નહિ શકે કે, તે બીજારોપણથી ફળ આપવાની ક્રિયાઓ સુધી આને આ જ ફસલમાં પહોંચી ગયું છે. નહિ, બલ્કે તે અનેક ફસલોમાં સિંચાયું છે અને તેણે શીતોષ્ણ સહ્યાં છે, જેને પરિણામે

તેણે ફળ આપવાની યોગ્યતા આ ફસલમાં પ્રાપ્ત કરેલી છે.

## ત્યાગવૈરાગ્ય પર પૂર્વપક્ષ

પૂર્વપક્ષી:—મોક્ષનું સાધન કેવળ જ્ઞાન છે, એ અમે જાણ્યું અન્ય નિષ્કામ કર્મ વગેરે અંતઃકરણની શુદ્ધિદ્વારા, વૈરાગ્ય ઉપજાવવાને સહાયક છે. પરંતુ એ જ્ઞાનના સાધનરૂપ તમારો વૈરાગ્ય બહુ કડવો ઝેર છે. એનું સ્મરણ કરતાં શરીરમાં કંપારી છૂટે છે. તેનું દૃશ્ય તો અમે નજરોનજર જોયું છે. એવું દુઃખ પરમાત્મા કોઇને ય ના દેખાડે. સંબંધીઓને માટે તે મૃત્યુ કરતાં પણ વધારે શોકપ્રદ છે! મરી ગયેલા પ્રાણી પાછળ બધે રોપીટ થાય અને છાજિયાં લેવાય, પણ અહીં તો જીવતાને સામે બેસાડીને એ વૈરાગ્યવિધિ થતી દેખાય છે. હરે! હરે! આ તો કઠોરતાની અવધિ છે. જે માતાપિતાદિ સંબંધીઓમાં જન્મી પાલનપોષણ થયું, ખાધુંપીધું અને મોજ ઉડાવી, તેમને વખત આવ્યે ધોખો દેવો એ ભારે કૃતઘ્નતા છે. ધર્મ તો કહે છે કેઃ-

આત્મસ્થિતિ જાની ઉસને હી, પરહિત જિસને વ્યથા સહી,
પરહિતાર્થ જિનકા વૈભવ હૈ, હૈ ઉનસે હી ધન્ય મહી.

પરંતુ, એથી ઊલટી રીતે, અહીં તો કેવળ પોતાના સ્વાર્થ ખાતર બધાંના હૈયામાં ચીરા પડે છે. સાથે સાથે તમારો વૈરાગ્ય વિદ્વેષપૂર્ણ પણ છે. વિદ્વેષ વગર સંબંધીઓથી મોં કેમ મરોડી શકાય? ભલા, જે ચેષ્ટામાં કૃતઘ્નતા, સ્વાર્થપરાયણતા અને વિદ્વેષ ત્રણ એકઠાં હોય, તેને ધર્મ કેમ કહેવાય? આ અમારી સમજમાં નથી આવતું.

## ઉક્ત પૂર્વપક્ષનું સમાધાન

હા, ભાઇ! ઠીક કહો છો. સંસારની પ્રત્યેક ગતિ જ્યાં ઊલટી વહે ત્યાં તમે એમ કેમ ન કહી શકો? દુઃખમાં સુખ-બુદ્ધિ, અપવિત્રમાં પવિત્ર બુદ્ધિ, અનિત્યમાં નિત્યબુદ્ધિ, અધ-ર્મમાં ધર્મબુદ્ધિ અને ધર્મમાં અધર્મબુદ્ધિ—એ બધી અવિદ્યા-દેવીની રચના છે, તો પછી આ અવિદ્યારચિત સંસારમાં એ

બધી વિપરીત ભાવના હોય તેમાં આશ્ચર્ય શું?

સંસાર કહે છે કે, "મનુષ્યજીવન વારંવાર નથી મળતું, એટલે મનુષ્યશરીર પામીને ખૂબ ભોગો ભોગવવા જોઇએ; બસ એ જ જીવનનું ફળ છે." શું આ બધું કહેલું સત્ય માની લેવું? દુનિયાની ઘંટી અવળી ફરે છે:—

રંગી કો નારંગી કહે, બને દૂધકો ખોયા,
ચલતી કો ગાડી કહે, દેખ કબીરા રોયા.

પરંતુ, તમે જ કહો કે, ઘુવડ પક્ષી સૂર્યને અંધકારના ગોળારૂપે જૂએ, તો તેમાં સૂર્યનો શો દોષ?

**पत्रं नैव यदा करीर विटपे दोषो वसन्तस्य किम्?**
**नोलुकोऽप्यवलोकते यदि दिवा सूयस्य किं दूषणम्?**
**धारा नैव पतन्ति चातकमुखे मेघस्य किं दूषणम्?**

મતલબ કે, કેરાંની ડાળીએ પાન નથી લાગતાં તેમાં વસંતઋતુનો શો દોષ? ઘુવડ દિવસે જો ના દેખે, તો તેમાં સૂર્યનો શો દોષ? ચાતકના મોંમાં ધારા ન પડે તો તેમાં મેઘનો શો દોષ? આ રીતે, સૂર્યસમાન પ્રકાશમાન આ ત્યાગરૂપી વૈરાગ્યમાં અંધકારબુદ્ધિ હોય, તો તેમાં વૈરાગ્યનો કંઈ દોષ ખરો?

સંસારમાં કડવું શું છે? મૂળ મર્કટ અને તેમાં ભાંગ પીધેલી. એની પેઠે સંસારમાં ઉન્મત્ત બનેલા મનસમાન બીજી કઈ વસ્તુ કડવી હોઈ શકે? તે આઠે પહોર અને ચોસઠ ઘડી સંસારમાં ફસાઈ રહીને સાપની જેમ શરીરરૂપી દરમાં ભરાઈ બેસે છે, અને રાગદ્વેષરૂપી ફુત્કાર મારી રહ્યું છે. એમ કરીને, એ દરને અને પોતાને બાળી રહ્યું છે અને રૌરવ નરકની તૈયારી કરી રહ્યું છે. આમ, તે અહીં પણ બળે છે અને ત્યાં પણ. તે વાસનારૂપી દોરડીથી બંધાઇને, ઘડિયાળની જેમ સંસારચક્રમાં નીચેઉપર ભટકતું ફરે છે, અને સંકલ્પોનાં જાળામાં ફસાયેલું "જયું મર્કટ તરુ ઉપર ચઢ કર, ડારડાર પર લટકત હૈ"– આના જેવી દુર્દશાને પ્રાપ્ત કરી રહ્યું છે.

આ સંસારમાં ઉન્મત્ત મનની સમાન બીજી કઈ કડવી વસ્તુ હશે, ભલા ? એણે પોતાના સંબંધને લઈને, ચેતન પુરુષને પણ બાંધી લઈને, શરીરરૂપી કારાગારમાં પૂરી દીધો છે!

ચેતન રોગી હો રહ્યો ગ્રસ્યો બહુમ આજાર,
કહું સ્વર્ગ પુનિ નરકકી લાગ્યો બાન પજાર;
લાગ્યો બાન પજાર, રૈન દિન રાખે કિસ્સા,
'હમ અમુક' 'તુમ અમુક' 'ઇસમેં મેરા હિસ્સા'
કહે ગિરધર કવિરાય બુદ્ધિ ભઈ નખશિખ સોંધી
બિના પિત્ત, કફ, વાય, ભયો પરમેશ્વર રોગી!

અર્થાત્ ચેતનપુરુષને આ સર્વ અવસ્થાઓની પ્રાપ્તિ આ કડવા કારેલા જેવા મનના સંબંધે કરીને થઇ છે. આ ભોળા ભલા લોકો પોતે પોતાને શરીર અને મનથી મોટા માનવાવાળા, કેટલા બધા તુચ્છ બની ગયા છે ?

આથી ઊલટી રીતે, અમારા આ પ્રેમ–આશકને તો જુઓ ! કેટલો શાંત છે ! હૃદય બરફની જેમ શીતળ છે. બધી કામનાઓ કૂચ કરી ગઈ છે. જેમ મંથન પછી મંદરાચળ કાઢી નાખવાના પરિણામે સમુદ્ર ક્ષોભરહિત બન્યો હતો, તેમ જુઓ તો ખરા, તેનું હૃદય કેટલું શાન્ત અને ગંભીર છે ! ન માનની ઇચ્છા, ન અપમાનનો ભય, ન રાગની લગન, ન દ્વેષનું જલન, ન ભૂખપ્યાસની પરવા; બલ્કે શરીર રહે કે જાય તેની પણ ચિન્તા નહિ ન કોઇને આજીજી, ન ખુશામદ, ન કોઇથી કશું લેવું કે ન કશું દેવું !

હમન હૈ ઇશ્ક કે માતે હમન કો દૌલતાં કયા રે ?
નહીં કુછ માલકી પરવાહ, કિસીકી ભિન્નતા કયા રે ?
હમન કો ખુશ્ક રોટી બસ કમર કો એક લંગોટી બસ,
સિરે પે એક ટોપી બસ, હમન કો ઈજ્જતાં કયા રે ?
કબા ચાલા વજીરોં કો, જરી જરબફ્ત અમીરોંકો,
હમન જૈસે ફકીરોં કો જગત કી નેંમતાં કયા રે ?

કડવાપણું વિષયોમાં આસક્ત બનેલા મનના સંબંધને લઈને હતું. હવે તો એણે બધાયે વિષને ઓગાળી નાંખ્યું છે.

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयो ।**
**बन्धाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम् ॥**

અર્થાત્, મન એ જ મનુષ્યો માટે બંધન કે મોક્ષનો હેતુ છે. વિષયોમાં ફસેલું મન બન્ધનનો હેતુ છે અને વિષયથી મુક્ત થયેલું મન મોક્ષનો હેતુ છે.

એ (વૈરાગ્યવાન) તો મહાન શૂરવીર છે! મોટા યોદ્ધાને પણ મન પર જય મેળવવો કઠણ છે, પરંતુ એણે તો મન પર જય પ્રાપ્ત કર્યો છે. હવે, તમે જ કહો, કડવો વૈરાગ્ય કે કડવો સંસાર? જે વૈરાગ્યના પ્રભાવે બધું સાંસારિક આસક્તિરૂપી વિષ ધોવાઈ જાય, તે પોતે કડવો કેમ હોઇ શકે?

સાધો! દુઈ દૂર જબ હોવે, હમરી કૌન કોઈ પત ખોળે?
સાધો! કૌન નશા તુમ પીયા? અબ લગ આપ સહી નહીં કીયા;
સિન્ધુ વિષે રંચક* સમ દેખે, આપ નહીં પર્વત સમ પેખે!
ચમકે નૂર તેજ સબ તેરા, તેરે નયનન કહે અન્ધેરા?

જુઓ! આટલા વખત સુધી, અમે અમારી તરફથી સત્યનાં તીર ખૂબ ખેંચી ખેંચી માર્યાં છે, પરંતુ સંભવ નથી જણાતો કે, કોઈ પણ હૃદયમાં તેનો ઘા વાગ્યો હોય! કોઇ ભૂલ્યા-ભટકયાની બાબતમાં કંઇ કહી શકાય નહિ, પણ હૃદયની વજ્રવત્ કઠોરતાનું આ સ્પષ્ટ પ્રમાણ છે.

આથી ઊલટું, અમારા આ દીવાના તરફ નજર નાંખો અને જુઓ કે સત્યરૂપી તીરના સચોટ મારાએ તેના હૃદયને કોમળ બનાવી, પાણીની પેઠે તેને કેવું વહેતું કરી મૂકયું છે!

મન ઐસા નિર્મળ ભયો, જૈસો ગંગા નીર,
પીછે પીછે હર ફીરત, કહત 'કબીર' 'કબીર'

---

* અર્થાત્, સમુદ્રમાં રંચક માત્ર મોતી છે, એને ભારે કષ્ટ વેઠી મેળવવાને આતુર થઈએ છીએ. પરંતુ, આપણી પોતાની અંદર પર્વત સમાન જે અવિનાશીરૂપી મોતી રહેલું છે, તેને જોતા નથી.

એમ એનું મન નિર્મળ–ઉજ્જવળ બની ગયું છે.

હવે, આપણે જોવાનું એ છે કે, સાંસારિક સંબંધોને જેમના છે તેમ કાયમ રાખવા એ કૃતઘ્નતા અને સ્વાર્થપરાયણતા છે, કે તેમને કોઇ અન્ય ઊંચા સંબંધ સાથે સાંકળવા એ કૃતઘ્નતા અને સ્વાર્થપરાયણતા છે ? આ વાત સારી પેઠે સમજમાં આવવી જોઇએ કે, સંસારમાં જેટલા સંબંધ છે અને જેટલાં ધર્મનાં અંગ છે, અર્થાત્, માતૃભક્તિ, પિતૃભક્તિ, ભ્રાતૃભક્તિ, પતિસેવા, ગોસેવા, પત્નીસેવા, ગુરુસેવા, કુટુંબસેવા, જાતિસેવા, દેશસેવા, વગેરેનું સાક્ષાત્ ફળ, સ્વાર્થત્યાગ અને અંતઃકરણની આર્દ્રતાદ્વારા, કેવળ ઇશ્વરાભિમુખ થવામાં છે, અને એ બધા ધાર્મિક સંબંધોદ્વારા, ઇશ્વરથી સંબંધ જોડવામાં છે. એ બધી ભક્તિ અને સેવા એ સાક્ષાત્ ફળને જન્મ આપવામાં નિમિત્ત માત્ર છે. એમનું ફળ એ સિવાય બીજું નથી. એ સર્વ સંબંધો જ્યાં સુધી આપણને સાક્ષાત્ ફળની ઉત્પત્તિમાં સહાયક છે, ત્યાંસુધી આપણે માટે પુણ્યરૂપ બની રહે છે, પરંતુ જ્યારે, કોઇ એવી અવસ્થાએ પહોંચવાથી, એ સાંસારિક સંબંધો એ સાક્ષાત્ ફળની ઉત્પત્તિમાં સહાયક રહેતા નથી અથવા વિરોધી બને છે, ત્યારે એ સંબંધોને વળગી રહેવું એ પુણ્યરૂપ ન ગણાતાં તેમને તોડવા, એ પુણ્યરૂપ સિદ્ધ થાય છે, પ્રકૃતિદેવીની નીતિ કંઇ એવી વિલક્ષણ છે કે, એક અવસ્થામાં જે વસ્તુ પથ્ય હોય છે, તે બીજી અવસ્થામાં કુપથ્ય બને છે. કોઇ અવસ્થામાં પાચક દ્રવ્ય પથ્ય હોય છે, તો રેચક કુપથ્ય હોય છે, પણ કાળાન્તરે ભિન્ન અવસ્થા પ્રાપ્ત થવાના કારણે, પાચક કુપથ્ય અને રેચક પથ્ય બને છે. ઉપરોક્ત સિદ્ધાન્તની સત્યતા વેદશાસ્ત્ર મુક્ત કંઠે નિર્વિવાદપણે સ્વીકારતાં તે બદલ મોતની સાક્ષી પણ પૂરે છે. એ સાચા સંબંધથી જોડાવાને પ્રહ્લાદે પિતાને નમસ્કાર કર્યા, ધ્રુવે માતાથી મોં મરડ્યું, વિભીષણે ભાઇથી પીઠ ફેરવી, બલિએ ગુરુની ઉપેક્ષા કરી અને બ્રાહ્મણોની સ્ત્રીઓએ અને ગોપીઓએ પોતપોતાના પતિની આજ્ઞાનો ભંગ કરી તેમનો

પરિત્યાગ કર્યો. આમ છતાં કોઈ પણ શાસ્ત્રોએ એ સર્વ ક્રિયાઓમાં કૃતઘ્નતાદિ દોષોનું આરોપણ કર્યું નથી; બલ્કે એ સર્વેને શાસ્ત્રદ્વારા પુણ્યરૂપે પ્રમાણિત ઠરાવી છે.

ગાથા છે કે, શરદપૂર્ણિમાની રાતે યમુના તટ પર, જ્યારે ભગવાને પોતાની બંસરીનો મધુર નાદ કર્યો, ત્યારે ગોપીઓ પોતાના ઘરધંધાને જેમનો તેમ છોડીને, એ મધુર ધ્વનિથી ખેંચાઈ ઉન્માદપૂર્ણ અવસ્થામાં ભગવાન તરફ દોડી આવી. જે ભોજન કરી રહી હતી, તે ભોજન છોડી ભાગી, જે બાળકને સ્તનપાન કરાવતી હતી, તે બાળકને છોડી ચાલી, જે પતિસેવામાં લાગી રહી હતી, તે તે સેવા છોડી દોડી! જ્યારે બધી ગોપીઓ આવી લાગી, ત્યારે ભગવાને મધુર ભાષામાં તેમને ઉપદેશ સંભળાવ્યો: "હે ગોપીઓ! સ્ત્રી માટે સંસારમાં પતિવ્રત ધર્મ સિવાય બીજો કોઈ ધર્મ નથી. સ્ત્રીઓ માટે પતિ એ જ પરમેશ્વર છે., એટલા ખાતર, તમારે તમારા પતિઓનો પરિત્યાગ કરીને રાતને વખતે જંગલમાં ભ્રમણ કરવું યોગ્ય નથી." આ સાંભળી, ગોપીઓએ એક સ્વરે ભગવાનનાં ચરણમાં વિનમ્ર પ્રાર્થના ગુજારી: "હે નાથ! આપનું કહેવું વાજબી છે, પણ અહીં અમારી એક શંકા છે. એ શંકા એ છે કે, એક પતિવ્રતા હતી. તે પતિસેવાપરાયણ હતી. કાળે કરી, પતિને દેશાન્તર જવાની ઇચ્છા થઈ, એટલે પોતાની પત્નીને તેણે પોતાનો વિચાર જણાવ્યો. સ્ત્રીએ રોતાં રોતાં કહ્યું: 'હે સ્વામી! આપના પર મારા જીવનનો આધાર છે. આપને ભોજન કરાવીને આપનો પ્રસાદ લઉં છું, એટલે આપના વિના મારું જીવન શેના આધારે ટકી રહેશે?' પતિએ તેને પોતાની એક મૂર્તિ બનાવી આપી અને કહ્યું: 'આને તું મારા રૂપે માનજે, અને હું ન આવું ત્યાં સુધી આની વિધિપૂર્વક સેવા કરજે.' આવી આજ્ઞા કરીને પતિ દેશાન્તર કરવા નીકળી પડ્યો. પેલી પતિવ્રતા એ મૂર્તિની વિધિપૂર્વક સેવા કરતી રહી અને કાળે કરી પતિ ઘેર પાછો ફર્યો." ગોપીઓ પૂછે છે: "હે

ચિત્તચોર! આપ આજ્ઞા કરો કે, હવે એ સતી સ્ત્રીએ કયા પતિ પર પોતાનો આધાર રાખવો? પતિની મૂર્તિ પર કે સાચા પતિ પર? આ રીતે, પતિના પતિ સાચા પતિ, જે ખોવાયેલા તે જો આજે અમને પ્રાપ્ત થયા છે, તો હવે અમારે કોનું શરણ લેવું? આપની મૂર્તિરૂપ એ પતિઓનું શરણ લેવું કે આપરૂપ સાચા પતિનું?" ભગવાન ગોપીઓના આવા અવધિ વિનાના પ્રેમ પર ચકિત બન્યા. તેઓ નિરુત્તર રહ્યા.

બીજ જે ફળની ઇચ્છાથી વવાયું હોય, તે ફળ આપ્યા વિના નાશ પામે, તો તે કૃતઘ્ન છે. પરંતુ જે વવાયેલું બીજ ફળ આપવાને તૈયાર થાય, તેને કૃતઘ્ન કહેવાનું સાહસ કેમ કરાય? મનુષ્યશરીરનું ફળ કેવળ ઈશ્વરપ્રાપ્તિ છે; સાંસારિક ભોગ નથી. એ ભોગ પશુપક્ષીઓની યોનિઓમાં પણ જીવને મળ્યા હતા. જેને જે ભોગની ઇચ્છા હોય છે, તે તેને માટે સુખદાયી હોય છે. સૂકરને પોતાની યોનિના ભોગમાં જે આનન્દ આવે છે, તેવો આનન્દ ઇન્દ્રના ભોગમાં આવતો નથી. આનું કારણ એ કે, તેને ઇન્દ્રના ભોગની ઇચ્છા જ થતી નથી. આ ભોગદૃષ્ટિએ સૂકર અને ઇન્દ્રમાં કોઇ ભેદ નથી. આ પ્રકારે, ભોગદૃષ્ટિએ મનુષ્યશરીરમાં કોઈ વિલક્ષણતા નથી. મનુષ્યશરીર મોક્ષદ્વાર છે. તેના દ્વારા ભગવાનને પામી શકાય છે. મનુષ્યશરીરની વડાઇ પણ એ જ કારણને લીધે છે. ભગવાન રામચન્દ્રે રાજ્યસિંહાસન પર બેઠા પછી, પોતાની પ્રજાને બોલાવીને એક વાર જે ઉપદેશ આપ્યો છે, તે કેટલો સુંદર છે!

બડે ભાગ્ય માનુષ તનુ પાવા, સુરદુર્લભ સદ્ગ્રન્થન ગાવા;
સાધન ધામ મોક્ષકર દ્વારા, પાઇન જિહિં પરલોક સંવારા.
સો પરમ દુઃખ પાવહિં, શિરધુનિ ધુનિ પછિતાહિં;
કાલહિં કર્મહિં ઈશ્વરહિં, મિથ્યા દોષ લગાહિં.
ઈહ તનુ કર ફલ વિષય ન ભાઈ, સ્વર્ગહુ સ્વલ્પ અન્ત દુઃખદાઈ
નર તનુ પાય વિષયમન દેહીં; પલટિ સુધા તે શઠ વિષ લેહીં.

મુનિ શ્રીવસિષ્ઠજી ભગવાન રામચન્દ્ર પ્રત્યે ઉપદેશ કરે છે:-

**अत्राहारार्थं कर्म कुर्यादनिन्द्यं, कुर्यादाहारं प्राणसंधारणार्थम्। प्राणं संधारयात्तत्त्वजिज्ञासनार्थं तत्त्वजिज्ञास्यं येन भूयो न दुःखम् ॥** (યોગવાસિષ્ઠ)

અર્થ:—આ સંસારમાં આહાર માટે અનિન્દિત કર્મ કર્તવ્ય છે. (નિન્દિત નહિ); પ્રાણના રક્ષણ માટે આહાર કર્તવ્ય છે. (ભોગાર્થ નહિ); પ્રાણરક્ષા તત્ત્વજિજ્ઞાસા માટે કર્તવ્ય છે (કોઈ સાંસારિક યશ વગેરે માટે નહિ); આ પ્રકારે જેણે તત્ત્વની ખોજ કરી લીધી છે, કેવળ તેને જ માટે દુ:ખોથી છુટકારો છે. આ આશયનું નિરૂપણ ભાગવતના આરંભમાં, ભગવાન વ્યાસે કરેલું છે:—

**धर्मस्य ह्यापवर्गस्य नार्थोऽर्थायोपकल्पते ।**
**नार्थस्य धर्मैकान्तस्य कामो लाभाय हि स्मृतः ॥**
**कामस्य नेन्द्रियप्रीतिलाभो जीवेत यावता ।**
**जीवस्य तत्त्वजिज्ञासा नार्थो यश्चेह कर्मभिः ॥**
**वदन्ति तत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम् ।**
**ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥**

(ભા૦ પ્ર૦ સ્કં૦ અ૦ ૨, શ્લો૦ ૯ થી ૧૧)

અર્થ:—ધર્મનું ફળ ધન વગેરે નથી, પરંતુ ધર્મનું ફળ મોક્ષ છે. ધન વગેરેનું ફળ કામ લાભ નથી માન્યું, પણ સત્પાત્રો નિમિત્ત ધનને ખર્ચીને ધર્મની પ્રાપ્તિ કરવી, એ ધનનું મુખ્ય ફળ માન્યું છે. કામનું ફળ વિષયભોગદ્વારા ઇન્દ્રિયોમાં પ્રીતિ કરવી એ નથી, પરંતુ ક્ષુધા, પિપાસા, વગેરે કામના વેગને નિવૃત્ત કરી જીવનરક્ષા કરવી, એ જ કામનું ફળ છે. જીવનનું ફળ સંસાર સંબંધી કર્મોમાં ફસાઈ રહેવું એ નથી, પરંતુ કેવળ તત્ત્વજિજ્ઞાસા એ જ જીવનનું ફળ છે. આને તત્ત્વવેત્તા "તત્ત્વ" "અદ્વૈત" જ્ઞાન કહે છે અને એને જ "બ્રહ્મ" "પરમાત્મા" "ભગવાન" એ શબ્દોથી કથન કરવામાં આવે છે.

આમ, જ્યાં એ વૈરાગ્યમસ્ત પુરુષ પોતાના લક્ષ્ય તરફ

ધપી રહ્યો હોય, ત્યાં એને કૃતઘ્ન કેમ કહેવાય ? હવે, ત્યાગથી સંબંધીઓને હાનિ પહોંચે છે, એ આપનો વિચાર બહુ કોમળ છે અને સત્યને ન જાણવાથી, એ હાનિના વિચારે રુદન કરવામાં આવે છે. ભલા, સત્યના સંબંધથી કોઇને કશી હાનિ કદી થઈ છે ?

કોઇ પણ વસ્તુના હાનિ કે લાભ, એ વસ્તુ આપણા પરમાર્થને સુધારવાવાળી છે કે બગાડવાવાળી છે, એવા પ્રકારની કેવળ પરમાર્થદૃષ્ટિથી વિચારી શકાય છે. સાંસારિક દૃષ્ટિથી હાનિ કે લાભનું પ્રમાણ આંકવું એ દૃષ્ટિ તુચ્છ છે. વળી, એ ત્યાગમાં એવું અદ્ભુત બળ છે કે, એના સંબંધીથી સંબંધીઓની વ્યાવહારિક હાનિ પણ અસંભવિત છે, તો પારમાર્થિક લાભનો તો પાર જ કયાંથી હોય ? કદાચ, આવા ત્યાગને લીધે કોઇ સંબંધીને કષ્ટનું ભાન થાય છે તો, જેમ પાકેલા ફોલ્લાને સહેજ ચીરવાના પરિણામે થોડો વખત જે કષ્ટ જેવું લાગે છે, પરંતુ તેમાંથી બધો બગાડ નીકળી જવાના પરિણામે જે શાંતિ અનુભવાય છે, તેના જેવું તે હોય છે. જેને તમે છાતીએ ઘા કરવાનું કહો છો તે ઘા કરવાની વાત નથી; બલ્કે પોતાના પવિત્ર આચરણથી સંબંધીઓની એ એક એવી સાચી અને નક્કર સેવા છે, જે બીજા કદાચ અનેક જન્મો ધરે તો પણ, કરી શકે નહિ. આંબાનું ફળ, જે પાકીને ઝાડથી છૂટું પડી જાય છે, તે પોતે મીઠું હોય છે અને સામાને પણ મીઠાશ આપે છે. આમ કરવામાં તે કૃતજ્ઞતાનો અનુભવ કરાવે છે; કૃતઘ્નતાનો નહિ. કોઈ પણ મનુષ્યનું ચાર દીવાલો અંદર ઉત્પન્ન હોવું આવશ્યક છે. પરંતુ એ ચાર દીવાલોમાં જ પુરાઈ મરવું એ ઘોર પાપ છે. એ કબરમાં સડી સડીને મરવા જેવું છે. શું આ કૃતઘ્નતા છે ?

પ્રકૃતિદેવીનો એ નિયમ છે કે, જ્યાં આપણે સ્વાર્થદૃષ્ટિએ બે ચાર પદાર્થોમાં રાગવૃત્તિ કરી કે એ પદાર્થોથી ભિન્ન બીજા પદાર્થોમાં દ્વેષ આવી ઊભો રહે છે અને આપણા હૃદયને

તપાવે છે. બીજા અર્થમાં, જ્યારે આપણે આપણા હૃદયના પ્રેમને ધન, પુત્ર, સ્ત્રી વગેરે બે ચાર પદાર્થો સાથે જકડી રાખીએ છીએ, ત્યારે આપણે એમ કરી એ પવિત્ર પ્રેમને સીમા-બદ્ધ કરીએ છીએ. એમ થતાં, પરિણામે એ પ્રેમ સડી ઊઠે છે અને તેમાં દ્રેષરૂપી દુર્ગંધ પેદા થાય છે. પરંતુ એ વૈરાગ્યની ઉન્મત્ત અવસ્થા, સ્ત્રીપુત્રાદિમાં પુરાઇ ગયેલા પ્રેમની સીમાને તોડીને, એ પવિત્ર પ્રેમના પ્રવાહને સ્પષ્ટ રૂપે ખુલ્લો વહેતો મૂકે દે છે, જેથી સંપૂર્ણ ભૂતપ્રાણીઓ પ્રત્યે આપણો હૃદયગત પ્રેમ વિકસિત બને છે. આ પ્રકારે, એ વિષમતા નીકળી જવાથી શું સંબંધી કે શું અસંબંધી, એ સર્વેને આપણે આપણા સમતાપૂર્ણ પ્રેમનું દાન કરી શકીએ છીએ અને એ અવસ્થાએ પહોંચીને, "**वसुधैव कुटुम्बकम्**" એ ભાવથી પૂર્ણ રૂપે તર-બોળ બની જઇએ છીએ.

**माता च कमला देवी पिता देवो जनार्दनः ।**
**बान्धवाः विष्णुभक्ताश्च निवासो भुवनत्रयम् ॥**

અર્થાત્, લક્ષ્મીદેવી આપણી મા છે, વિષ્ણુદેવ આપણો પિતા છે, વિષ્ણુભક્ત આપણા ભાઈ છે, એ રીતે ત્રણે લોક એ જ આપણું ભુવન છે જેને લીધે વિષમતાનું બંધન તૂટે છે અને સમતા વિસ્તાર પામે છે, એ બધો મહિમા તે આ વૈરાગ્યનો છે.

સારાંશ, જેને તમે કડવો કહો છો તે પરમ મધુર છે, જેને કઠોર કહો છો તે પરમ કોમળ છે, જેને કૃતઘ્નતા કહો છો તે કૃતજ્ઞતા છે, જેને છાતીએ ઘા કરવો–કાપ મૂકવો કહો છો તે પરમ સેવા છે, જેને સ્વાર્થપરાયણતા કહો છો તે સ્વાર્થત્યાગની પરાકાષ્ઠા છે, અને જેને વિદ્રેષ કહો છો એ પરમ સમતા છે.

પંડિતાઈના અભિમાનવાળા કોઇ કેવળ શાસ્ત્રજ્ઞો કહે છે કે, "યાજ્ઞવલ્કયનો એવો મત છે કે, સંન્યાસ માટે કેવળ બ્રાહ્મણને જ અધિકાર છે." કોઈ મનુનું પ્રમાણ ટાંકી બતાવે છે કે, "મનુએ ત્રણ÷ ઋણનું બંધન મૂકયું છે ને એ બંધનને

÷ દેવઋણ, ઋષિઋણ અને પિતૃઋણ. યજ્ઞયાગાદિ કરી દેવતાઓને

ચૂકવ્યા વિના સંન્યાસ લેવાથી અધોગતિ થાય છે." કોઈ અન્ય ગ્રંથોનું પ્રમાણ આગળ ધરી કહે છે કે, "સંન્યાસ તો અમે પણ લેત. પણ શું કરીએ? કળજુગમાં સંન્યાસનો કોઇ પણ વર્ણને અધિકાર નથી." આ પ્રમાણે, કોઇ કોઇને પોતપોતાનું કંઈ ને કંઈ કહેવાનું હોય છે. આમ છતાં, અમારો આત્મદેવ મદમાતા સિંહની પેઠે સંસારરૂપી પાંજરું તોડીને બહાર નીકળી પડ્યો અને "**तवैवाहम्**" (હું તારો જ છું) એ ભાવમાંથી નીકળી, "**त्वमेवाहम्**" (હું તું જ છું)–એ ભાવમાં જઇ ટકયો. તે અહીં આવી પૂર્ણરૂપે સત્ત્વગુણમાં સ્થિર થઈ ગયો. પરમાર્થરૂપી વૃક્ષ લીલીછમ કુંપળો અને પત્તીઓમાંથી સુંદર ફૂલના રૂપમાં ખીલી નીકળ્યું. બાબા! હવે તેની આંખો કોઈ બીજી નવીન માશૂકની સાથે ખેલી રહી છે, હવે કાનથી તે તમને સાંભળે તેમ નથી. હવે, તમે તેના રોગને પરખી શકશો નહિ. તમે તેની નાડીનો તાગ લઇ શકશો નહિ. તેને છોડી ભલે, હવે તમે બીજા સાંસારિક પુરુષોની નાડીને પકડો.

અરી! મૈં તો રામ દીવાની રી! મેરા મર્મ ન જાને કોય.
સૂલી ઉપર સેજ પિયા કી, કિસ વિધિ મિલના હોય?

અબ મૈં અપને રામ કો રિઝાઉં;
બૈઠ ભજન ગુણ ગાઉં —અબ૦

ડાળી ના તોડું, પત્તા ન તોડું, ના કોઇ જીવ સતાઉં;
પાત પાત મેં પ્રભુ બસત હૈ, વાહી કો શીશ નવાઉં.–અબ૦
ગંગા ન જાઉં, યમુના ન જાઉં, ના કોઈ તીર્થ નહાઉં;
અડસઠ તીરથ બસે ઘટ ભીતર, તિનહીમેં મલમલ નહાઉં.–અબ૦
ઔષધ ખાઉં ન બૂટી લગાઉં, ના કોઇ વૈદ્ય બુલાઉં;
પૂરણ વૈદ્ય મિલે અવિનાશી, વાહી કો નબ્જ દિખાઉં.–અબ૦
જ્ઞાનકુઠારા કસકર બાંધું, સુરત કમાન ચઢાઉં;
પાંચો ચોર વસે ઘટભીતર, તિનકો માર ગિરાઉં.–અબ૦

તૃપ્ત કરી દેવઋણથી છૂટવાનું છે. વેદાધ્યયનદ્વારા ઋષિઋણથી અને પુત્રોત્પત્તિદ્વારા પિતૃઋણથી મુક્ત થવાનું છે.

બંધન સદૈવ પકડને માટે છે. ત્યાગ માટે કદી કોઈ બંધન સાંભળ્યું છે? સાચા ઋષિ, મહર્ષિ અને મુનિ એટલા બધા પ્રમાદી કેમ હોય કે, જેનું દિલ રંગાયેલું છે એવા અધિકારીને કોઈ પ્રકારના બંધનથી બાંધી લઈને પોતાને દૂષિત કરે? હા, અધિકારી હોવો જોઇએ. એમ જો હોય તો બધી રીતે તેનું સ્વાગત કરવાને તેઓ ઉત્સુક રહે છે. આ તેમની ઉદારતા છે. એમની દષ્ટિમાં જીવ શિવરૂપ જ છે. કેવળ મિથ્યા પદાર્થોની પકડને લીધે જ જીવ પોતે આપમેળે બંધાઈ ગયો છે.

### કુંડળિયો

મરજી ચેતનકી જભી, જબ મારન કી હોય;
મૃગતૃષ્ણા કે નીરમેં બહુ ચાલ્યો બિન તોય.
બહુ ચાલ્યો બિનતોય, ના કહું કિનારો પાવે;
કહું ઉર્ધ્વ, કહું અધ, પુનિ પુનિ ગોતે ખાવે.
કહે ગિરધર કવિરાય, દીજિયે કિસ ઢીગ અરજી!
પરમેશ્વરકી આપ ભઇ જબ ઐસી મરજી.

આવી અવસ્થામાં, સચમુચ એ ચેતનદેવ પોતે જીવરૂપે મિથ્યા પકડમાં બંધાઈ ગયો છે. એ પકડથી મુક્ત થવું એ મુક્તિ છે. ડુંગળીના ધરુની જેમ અહીંથી ઉખેડી અહીં રોપવાની વાત છે. આમ જયાં હોય, ત્યાં સાચો અધિકારી, જે પોતાના ઘર ભણી જઈ રહ્યો છે, તેને માટે, જ્ઞાનીઋષિમુનિ કેમ કરી બંધન મૂકી શકે? પોતાને ઘેર જનારને માટે કદી કોઈ દેશ-કાળનું બંધન સાંભળ્યું છે? હા, આ બધાં બંધન, જેમને વૈરાગ્યની લાલી ચઢી નથી અને જેમનાં હ્રદય વૈરાગ્યશૂન્ય છે, તેવા ક્રમસંન્યાસના અધિકારી માટે હોઇ શકે છે. બાકી, મૂળે તો શાસ્ત્રનાં બધાં જ મર્યાદારૂપ બંધન, બંધનથી છુટકારાને માટે હોય છે; બાંધી રાખવાને માટે નથી હોતાં. અરે! જાતિનો સંબંધ શરીર સાથે છે, આત્મા સાથે નથી. અને અહીં તો શરીરથી હાથ ધોઈ બેસવાની વાત છે! શબને ભલે દુનિયા સંભાળે અને બંધન બાંધ્યા જ કરે!

કર્મજન્ય અપૂર્વ જ્ઞાનમાં ઉપયોગી સામગ્રીનું જનક છે.*

વાચસ્પતિ મિશ્રનો મત એવો છે કે, "નિષ્કામ કર્મ ઉપાસનાદિનું ફળ વિવિદિષારૂપ જિજ્ઞાસા છે. નિર્મળ અંતઃકરણમાં જિજ્ઞાસા ઉત્પન્ન થયા પછી, કર્મજન્ય અપૂર્વ પોતાનું ફળ ચાખીને નાશ પામે છે. જિજ્ઞાસા હોવા છતાં પણ, જ્યારે ઉત્તમ ગુરુનો લાભ વગેરે સામગ્રી આવી મળે છે, ત્યારે જ્ઞાનની પ્રાપ્તિ સંભવે છે. ઉત્તમ ગુરુનો લાભ વગેરે સામગ્રી વિના, જિજ્ઞાસા હોય તો પણ, જ્ઞાનનો સંભવ હોતો નથી." પરંતુ વિવરણકાર એથી આગળ જઇને, કેવો સરસ સિદ્ધાન્ત પ્રતિપાદન કરે છે! તે કહે છે કે, નિષ્કામ કર્મ વગેરેનું ફળ કેવળ જિજ્ઞાસા જ નથી; બલ્કે જિજ્ઞાસાદ્વારા જ્ઞાન છે, કર્મજન્ય-અપૂર્વ જ્ઞાનની ઉત્પત્તિ થતા સુધી શેષ રહે છે. જ્ઞાનને ઉત્પન્ન કરીને તે પોતે નાશ પામે છે. આ જન્મમાં અથવા ભાવી જન્મમાં કર્મજન્ય અપૂર્વ, ઉત્તમ ગુરુનો લાભ વગેરે સામગ્રીને સ્વયં સંપાદન કરે છે.

## સદ્‌ગુરુમહિમા

આ સિદ્ધાન્તને અનુસરીને, આપણો વૈરાગ્યમસ્ત આત્મદેવ સદ્‌ગુરુના ચરણને પામી ચૂકયો છે. વળી, તેમના ચરણમાં તે આત્મનિવેદન કરી ચૂકયો છે. એ સદ્‌ગુરુના મહિમાનું વર્ણન કરવા માટે નથી વાણીમાં બળ કે નથી લેખિનીમાં સામર્થ્ય. એને ફક્ત મન જાણે છે. પરંતુ, મનની ગતિ પણ મહિમાનું વર્ણન કરવામાં "ગૂંગાના ગોળ" જેવી થાય છે. એ સદ્‌ગુરુનાં ચરણકમળની બલિહારી છે! તેમના પર કોટિ કોટિ વાર વારી જઇએ! ધન્ય છે, હે ગુરુ! આપને ધન્ય છે! આપની કારીગરી અને આપના હાથની સફાઇને વારંવાર ધન્ય છે!

---

* પોતાના આત્મસ્વરૂપને જાણવાની ઇચ્છા.

આપે ધીમે ધીમે કામ કર્યું અને શરીર, મન અને ઇન્દ્રિયો પર એવી રીતે અધિકાર જમાવી તેમને પારસરૂપ બનાવી દીધાં કે વાત જ ના પૂછો! વળી, ખૂબી, તો એ છે કે, આ બધું કરવામાં જરા આંચ પણ નથી લાગવા દીધી. આ સફાઇને કોની સાથે સરખાવવી તે પણ સૂઝતું નથી.

મૈં વારી જાઉં સત્ગુરુ કી; જી મૈં બલિહારી જાઉં જ્ઞાની ગુરુકી;*
મેરા કિયા ભરમ સબ દૂર, મૈં વારી જાઉં સત્ગુરુકી. ૧
સત્ગુરુ મેરા ઐસા હુવા જી, જ્યૂં દિવલા કી લોય,
આઇ પડોશન લે ગઇ જી, દિવલા સે દિવલા જોય: મૈં વારી. ૨
મન–ધોબી તન કપડા જી, સુરતા–સાબુન હોય,
શીલ–શિલા મેરા સદ્‌ગુરુ બૈઠા, સબ રંગ દિયા હૈ ધોય. મૈં વારી. ૩

---

* ભજનનો કડીવાર અર્થ:

૧. હું સદ્‌ગુરુ પર વારી જાઉં છું અને એ જ્ઞાની ઉપર બલિહારી જાઉં છું, જેમણે મારો બધો ભ્રમ દૂર કર્યો છે. અર્થાત્ હું મારી જાતને અજ્ઞાનથી પોતે કર્તાભોક્તા જીવરૂપે માની સંસારચક્રમાં ભમી રહ્યો હતો, એ કર્તૃત્વ અને ભોક્તૃત્વનો ભ્રમ દૂર કરી, બધાં કર્મબંધનોને જેમણે બાળી નાંખ્યા, એવા સદ્‌ગુરુને હું બલિહારી જાઉં છું.

૨. જે રીતે, કોઇ પડોશણ પોતાનો દીવો બીજી પડોશણના દીવાથી પેટાવી લઈને ચાલી જાય છે, પણ તેથી કંઈ પહેલેથી બળી રહેલા દીવામાં કોઈ ન્યૂનતા આવતી નથી, બલ્કે પોતાની જેમ તે બીજા દીવાને ચેતાવી દે છે, એ રીતે, મારા સદ્‌ગુરુ દીવાની શગની પેઠે સ્વયંપ્રકાશ છે, અને તેઓ પોતાના સંસર્ગમાં જેઓ આવે છે, તેમને પોતાની જેમ પ્રકાશમાન કરી દે છે અને પોતે પણ જેમના તેમ રહે છે, એવા સદ્‌ગુરુને હું બલિહારી જાઉં છું.

૩. મોક્ષની તીવ્ર જિજ્ઞાસાવાળું મન ધોનાર ધોબી છે. તન, જે અનેક વિકારોથી ભરપૂર છે, તે ધોવા યોગ્ય કપડું છે. અંતર્મુખી આત્માકારવૃત્તિ એ સાબુ છે. અર્થાત્, બહિર્મુખી વૃત્તિદ્વારા, આ દેહમાં જે આત્મબુદ્ધિ બની રહી હતી, અને જે બધા મળવિકારોના હેતુરૂપ હતી, તેને માટે આત્માકાર અંતર્મુખી વૃત્તિરૂપી સાબુ આવ્યો, એટલે, '**देहोऽहं**' રૂપી ભાવ કપૂરની જેમ ઊડી ગયો, અને '**अहंब्रह्मास्मि**' નો રંગ ચઢી ગયો. આ બધો મળનિવારણરૂપ વ્યવહાર કૂટસ્થરૂપ શિલાના આધારે બની

યે ઘાટી હરિનામ કી જી, ચઢ સકે નહિ કોય,
ચઢસી હરિ કા સૂરમાજી, જાકે ધડપર સીસ ન હોય: મૈં વારી. ૪
કબીરા મારા માન ગઢ જી, લૂંટે પાંચોં ખાન,
જ્ઞાન કુલ્હાડી હદ કર બાહિ કાટ કિયા ચૌગાન: મૈં વારી. ૫

શ્રદ્ધાભાવ એટલી હદે જ્વલન્ત બન્યો કે, આપાપણું ખોવાઇ ગયું, સદ્ગુરુની વાણી એ પોતાની વાણી, અને તેમની

---

શકે છે, એટલે અધિષ્ઠાનરૂપ શિલા મારા સદ્ગુરુ છે, જેમણે પોતાના અધિષ્ઠાન સ્વરૂપે જેમના તેમ રહીને, બધો અહંતામમતારૂપી મળ ધોઇ નાખ્યો છે. એવા સદ્ગુરુ પર હું વારી જાઉં છું અને બલિહારી જાઉં છું.

૪ હરિનામ એટલે કે, નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપ એક ઘાટી જેવું છે, એટલે કે, અગમ્ય છે. એ બ્રહ્મસ્વરૂપમાં સ્થિર થવું દુસ્તર છે. એમાં પોતાની અહંતાને કાયમ રાખનાર કોઈ પુરુષ આરુઢ થઈ શકતો નથી. એમાં તો એ હરિશૂરો, એટલે કે, એ તીવ્રતર વૈરાગ્યવાન, જેણે પોતાનું શિર ધડથી જુદું કરી દીધું છે, તે જ આરૂઢ થઈ શકે છે. બીજા અર્થમાં, જેણે પ્રથમ સંસારસંબંધી સર્વ સ્વાર્થોનું બલિદાન આપ્યું છે, ત્યારબાદ શરીરસંબંધી આસક્તિ અને મમતાને જેણે ભસ્મ કરી નાંખી છે, અને ત્યારબાદ જેણે શરીસંબંધી અહંતાને પણ ભસ્મ કરી નાખી છે, એટલે કે, જે પોતાને જ્ઞાનદ્વારા, દેહ વગેરેથી અસંગ કરી ચૂકેલો છે, તે એ બ્રહ્મસ્વરૂપાવસ્થામાં આરૂઢ થઈ શકે છે. એ ઘાટીમાં મારા સદ્ગુરુ પ્રવેશ કરી ચૂકયા છે, જેમના હું બલિહારી જાઉં છું.

૫. 'માન', એટલે કે, સૂક્ષ્મ અહંકાર જ સંસારનું મૂળ છે. એ રાજા છે. એનાથી બધા વિકાર ઉત્પન્ન થાય છે. એ ગઢ બાંધીને બેઠો છે અને અતિ દુર્જય છે. કબીરજી કહે છે કે, મેં એનો ગઢ, અર્થાત્ દેહાભિમાન તોડીને, એને મારી નાખ્યો છે, અને એના પાંચ ખાન, એટલે, અમીર ઉમરાવ (૧) કામ, (૨) ક્રોધ, (૩) લોભ, (૪) મોહ અને અહંકાર એમને લૂંટી લીધા છે. એ પાંચે જીવને લૂંટનારા હતા, પણ મેં તો એમને જ લૂંટી લીધા છે. વળી જ્ઞાનરૂપી કુહાડી બેહદ ચલાવીને એ બધા કોઈપણ કાળમાં રહેવા પામે એવી સ્થિતિ જ રહેવા દીધી નથી. જે કંઈ વિષમતારૂપી કાંટાળી ઝાડી હતી તે બધીને જ્ઞાનકુહાડીથી નિર્મૂળ કરીને મેદાન સફાચટ કર્યું છે, અર્થાત્, '**સર્વંબ્રહ્મ**' દૃષ્ટિ જન્મી ચૂકી છે, આ બધું કાર્ય, જે સદ્ગુરુની કૃપાથી થયું, તેમના પર હું બલિહારી જાઉં છું.

દષ્ટિ એ પોતાની દષ્ટિ બની ગઇ. આ રીતે, ભગવાનનાં વચન પ્રમાણે ત્રણે સામગ્રી એકઠી થઈ ગઇ:-

**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रिय: ।**
**ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥**

(ગી૦ અ૦ ૪, શ્લો૦ ૩૯)

અર્થ:-શ્રદ્ધા, તત્પરતા અને જિતેન્દ્રિયતા-આ ત્રણ પ્રાપ્ત થવાથી, જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને અધિકારી જ્ઞાન પ્રાપ્ત કરીને તત્કાળ પરમ શાન્તિને પામે છે.

છન્દ

મૌજ કરી ગુરુદેવ દયા કરિ, શબ્દ સુનાય કહ્યો હરિ નેરો,
જ્યોં રવિ કે પ્રકટે નિશિ જાતસુ, દૂર કિયો ભ્રમ ભાન અંધેરો;
કાયિક વાચિક માનસ હું કરિ, હે ગુરુદેવ હિં વન્દન મેરો,
સુન્દરદાસ કહે કર જોરિજુ, દાદૂ દયાળકો હૂં નિત ચેરો. ૧
જ્યું કપડા દરજી ગહિ વ્યોંતત, કાષ્ટઈ કો બઢઈ કસિયાનૈ,
કંચનકો જ્યૂં સુનાર કસૈ પુનિ, લોહકો ઘાટ લુહાર હિ જાનૈ;
પાહનકો કસિ લેત સિલાવટ, પાત્ર કુમ્હારકે હાથ નિપાનૈ,
તૈસેહિ શિષ્ય કસૈ ગુરુદેવજુ, સુન્દરદાસ તબૈ મન માનૈ. ૨
પૂરણ બ્રહ્મ બતાય દિયો જિન, એક અખંડિત વ્યાપક સારે,
રાગ રુ દ્વેષ કરેં અબ કૌનસું, જો અહિમૂલ વહી સબ ડારૈ;
સંશય શોક મિટયો મનકો સબ, તત્ત્વ વિચાર કહ્યો નિરધારૈ,
સુન્દર શુદ્ધ કિયો મલ ધોયજુ, હૈ ગુરુકો ઉર ધ્યાન હમારે. ૩

દોહા

સતગુરુ હરિકે ચરણ, અધિક અરૂણ અરવિન્દ,
દુઃખહરણ તારણ તરણ, મુક્તકરણ સુખકંદ. ૧
નમસ્કાર સુન્દર કરત, નિશિદિન વારંવાર,
સદા રહો મમ શીશ પર, સદ્ગુરુ ચરણ તુમાર. ૨
તનમન ઇન્દ્રિય વશકરણ, ઐસા સદ્ગુરુ સૂર,
શંક ન આને જગતકી, હરિસૂં સદા હજૂર. ૩

દ્વંદ્ર રહિત નિર્મળ સદા, સુખદુઃખ એક સમાન,
ભેદાભેદ ન દેખિયે, સદ્દગુરુ ચતુર સયાન. ૪
મનસા વાચા કર્મણા, સબ હી સું નિર્દોષ,
ક્ષમા દયા જિનકે હ્રદય, લિયે સત્ય સંતોષ. ૫
ભાનુ ઉદય જ્યૂં હોત હૈ, રજની તમકો નાશ,
સુખદાઈ શીતળ સદા, જિનકે હ્રદય પ્રકાશ. ૬
સદ્દગુરુ સુધા સમુદ્ર હૈ, સુધામયી હૈ નૈન,
નખશિખ સુધા સ્વરૂપ હૈ, સુધાસુ વર્ષે બૈન. ૭
હરિ સદ્દગુરુ શીશ પર, ઉરમેં જિનકો નામ,
સુન્દર આયે શરણુ તકિ, તિન પાયો નિજ ધામ. ૮
બહે જાત સંસારમેં, સદ્દગુરુ પકડે કેશ,
સુન્દર કાઢે ડૂબતે, દે અદ્દભુત ઉપદેશ. ૯
સુંદર સદ્દગુરુ જગત મેં, પર ઉપકારી હોય;
નીચ ઊંચ સબ ઉદ્ધરે, શરણુ જુ આવે કોય. ૧૦
સુંદર સદ્દગુરુ સહજમેં, કિયે સુ પરલી પાર;
ઔર ઉપાય ન તરિ સકે, ભવસાગર સંસાર. ૧૧

સદ્દગુરુની કૃપા વિના કોઈ પણ પોતાનો પરમાર્થ સિદ્ધ કરી શકતો નથી. શ્રી ગુરુની કૃપા વિના રજ અને તમ ધોવાઇ જઇ નિર્મળ થવાતું નથી અને બ્રહ્મજ્ઞાનમાં દઢતમ નિષ્ઠા પણ થતી નથી. શ્રી જ્ઞાનેશ્વર મહારાજ કહે છેઃ—

"સમગ્ર વેદશાસ્ત્ર પારંગત હોય, યોગાદિનો પણ ખૂબ અભ્યાસ કરેલો હોય, પણ એ બધાની સફળતા ગુરુકૃપા હોય તો જ છે. કમાઈ તો આપણા પરિશ્રમથી કરવાની છે, પણ જ્યાં સુધી ગુરુકૃપાની મહોર તે પર લાગતી નથી, ત્યાં સુધી ભગવાનના દરબારમાં તેની કોડી પણ કિંમત થતી નથી. અત્યંત સૂક્ષ્મ અને વિશુદ્ધ બુદ્ધિદ્વારા જ્ઞાન પ્રાપ્ત હોવા છતાં, સૂક્ષ્મ અહંકાર સદ્દગુરુના ચરણુ ગ્રહ્યા વિના નિઃશેષ થતો નથી. શ્રી રામ અને શ્રી કૃષ્ણ જેવાને પણ શ્રીગુરુચરણનાં કમળોનો આશ્રય લેવો પડ્યો, તો બીજાની વાત જ શી કરવી? વેદશાસ્ત્ર,

પુરાણ અને સન્ત બધાં આ વિષયમાં એક સ્વરે ઉચ્ચારે છે કે, સદ્ગુરુ મનુષ્ય નથી, પણ તે સાક્ષાત્ બ્રહ્મનો અવતાર છે. એમના આશીર્વાદ સિવાય જિજ્ઞાસુની કમાણી સફળ નથી. જેમ ભોજન માટેની સામગ્રી બધી મોજૂદ હોય પરંતુ રાંધનાર ના હોય તો ક્ષુધા ટાળી શકાય નહિ, સામગ્રી સન્મુખ હોવા છતાં ક્ષુધાતુર રહેવું પડે તેમ સાધનચતુષ્ટયસંપન્ન જિજ્ઞાસુ ભલે હોય, પરંતુ સદ્ગુરુ વિના આવાગમન છૂટતું નથી. "**शाब्दे परे च निष्णातं ब्रह्मण्यपसमाश्रयम् ।**" એવું સદ્ગુરુનું શરણ લેવા માટે ભાગવત્કારનું કથન છે. ગીતાનું વચન છે કે, '**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**' '**आचार्यवान् पुरुषो वेद ।**'–આ પ્રમાણે આત્મવેત્તા મહાપુરુષનાં ચરણ ગ્રહણ કરવાનું વેદોએ કહ્યું છે. જગદ્ગુરુ શ્રીમદ્ શંકરાચાર્યની આજ્ઞા છેઃ–

**षडङ्गादि वेदो मुखे शास्त्रविद्या कवित्वादि गद्यं सुपद्यं करोति ।**
**गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं ततः किं ततः किं ततः किं ततः किं ॥**

અર્થાત્, ષડઙ્ગ વેદ અને શાસ્ત્રવિદ્યા જેને કંઠાગ્ર છે અને ગદ્યપદ્ય કવિત્વમાં પણ જે ચતુર છે, પરંતુ જો સદ્ગુરુનાં ચરણારવિંદમાં તેનું મન નથી લાગ્યું, તો એ સર્વ વિદ્યાદિથી શું ફળ? અર્થાત્, કાંઈ નહિ. સારાંશ એ કે બધાનો એક સ્વરે આ મત છેઃ–

**यस्य देवे पराभक्ति यथा देवे तथा गुरौ ।**
**तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मानः ॥**

અર્થઃ–જેની ઈશ્વરમાં પરાભક્તિ છે, અને જેવી ઈશ્વરમાં ભક્તિ છે, તેવી જ પરાભક્તિ ગુરુમાં છે, એ મહાત્માના હૃદયમાં એ શાસ્ત્રનો અર્થ, યથાર્થરૂપે, પ્રકાશમાન થાય છે. શ્રીસદ્ગુરુ બોલતા ચાલતા બ્રહ્મ છે. એમની ચરણધૂલિમાં લોટ્યા વગર કોઈ પણ કૃતકૃત્ય થયું નથી. દીન અધિકારીઓ પર તન, મન અને વાણીથી તેઓ ભારે દયા દર્શાવે છે, શિષ્યનાં ભવબંધન કાપી નાખે છે, અને અહંકારની છાવણીને છિન્નભિન્ન કરે છે. તેઓ શબ્દજ્ઞાનમાં પારંગત હોય છે, બ્રહ્મજ્ઞાનમાં સદા ઘૂમતા રહે છે,

અને આત્મભાવે શિષ્યને બોધ કરાવવામાં સમર્થ હોય છે.

સ્વામીશ્રી વિવેકાનન્દજી પોતાના ભક્તિયોગવિષયક પ્રબંધમાં કહે છે: "ગુરુકૃપાથી મનુષ્યમાં છુપાયલી અલૌકિક શક્તિઓ વિકસી આવે છે, તે ચૈતન્ય પ્રાપ્ત કરે છે, તેની આધ્યાત્મિક વૃદ્ધિ થાય છે અને અંતમાં નરનો નારાયણ બને છે. આત્મવિકાસનું આ કાર્ય ગ્રંથોના અભ્યાસથી સિદ્ધ થતું નથી. જીવનભર હજારો ગ્રંથોને ઉલટપાલટ જોતા કે વિચારતા રહો, પણ તેથી બહુ બહુ તો તમારું બૌદ્ધિક જ્ઞાન વધશે, પણ અંતે તો એમ જ લાગશે કે, એથી આધ્યાત્મિક બળ કંઈ પણ વધ્યું નથી. બૌદ્ધિક જ્ઞાન વધ્યું, તેની સાથે આધ્યાત્મિક બળ વધવું જોઇએ; એમ કોઈ કહે તો તે સાચું નથી. ગ્રંથો પઢવાથી એવો ભ્રમ થાય છે ખરો, પણ સૂક્ષ્મતાપૂર્વક અવલોકન કરવાથી એમ જણાશે કે, બુદ્ધિનો વિકાસ ખૂબ થયો છે, છતાં આધ્યાત્મિક શક્તિ તો જેમની તેમજ રહી છે. આધ્યાત્મિક શક્તિનો વિકાસ કરાવવામાં કેવળ ગ્રંથ અસમર્થ છે. કોઈપણ જીવને આધ્યાત્મિક સંસ્કાર આપવાને માટે એવા મહાત્માની આવશ્યકતા છે, જે જીવકોટિથી પાર નીકળી ગયો હોય. આ શક્તિ ગ્રંથમાં નથી. જેને આધ્યાત્મિક સંસ્કાર અપાય છે તે શિષ્ય છે અને એ સંસ્કાર આપનાર ગુરુ છે. ભૂમિ તપીને, ખેડાઇને, તૈયાર હોય અને બીજ પણ શુદ્ધ હોય–એવા ઉભય સંજોગમાં જ આધ્યાત્મિક વિકાસ સાધી શકાય છે. અધ્યાત્મની તીવ્ર ભૂખ લાગતાં અર્થાત્ ભૂમિ તૈયાર થતાં, તેમાં જ્ઞાનરૂપી બીજ વાવી શકાય છે. સૃષ્ટિનો એ નિયમ છે કે, અધ્યાત્મ ગ્રહણ કરવાની યોગ્યતા જ્યાં આવે છે, ત્યાં પ્રકાશ પહોંચાડનારી શક્તિ પ્રકટ થાય છે. સત્ય જ્ઞાનાનંદસ્વરૂપ સદ્‌ગુરુને સંસાર ઈશ્વરતુલ્ય માને છે. શિષ્ય શુદ્ધ ચિત્ત, જિજ્ઞાસુ અને પરિશ્રમી હોવો જોઇએ. જ્યારે શિષ્ય પોતાને એ રીતે લાયકાત યુક્ત બનાવી લે છે, ત્યારે શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, નિષ્પાપ, દયાળુ, પ્રબોધચતુર અને સમર્થ સદ્‌ગુરુ તેને મળે છે. સદ્‌ગુરુ શિષ્યનાં નેત્રમાં જ્ઞાનાંજન આંજી

તેને દિવ્ય દૃષ્ટિ અર્પે છે. આવા સદ્ગુરુ જો મહદ્ ભાગ્યના પ્રતાપે મળી જાય, તો અત્યંત નમ્રતા, વિમળ સદ્ભાવ અને દઢ વિશ્વાસ સાથે તેમનું શરણ લેવું. પોતાનું સંપૂર્ણ હૃદય તેમને અર્પણ કરવું. તેમના પ્રત્યે પોતાના ચિત્તમાં પરમ પ્રેમ ધારણ કરવો. તેમને પ્રત્યક્ષ પરમેશ્વર માનવા એમ કરવાથી, ભક્તિ પોતાના જ્ઞાનરૂપી સમુદ્રને પામીને કૃતકૃત્ય બની જશે."

સારાંશ એ છે કે, સંસારરૂપી સમુદ્રથી પાર થવાને માટે મનુષ્યશરીર એક નાવ છે. સદ્ગુરુ તેને પાર કરાવનાર નાવિક છે અને ઈશ્વરકૃપા એ અનુકૂળ વાયુ છે. એવા નાવને પામીને, જે સદ્ગુરુકૃપા અને ઈશ્વરકૃપાને પ્રાપ્ત કરતો નથી (વાસ્તવમાં, ગુરુકૃપા એ જ ઈશ્વરકૃપા છે; ઈશ્વરકૃપા ભિન્ન નથી), તે આત્મ-હત્યારો છે. એની તુલના કરી શકે એવો બીજો કોઈ હત્યારો નથી. એણે નાવ મળવા છતાં, પોતાની જાતને સમુદ્રમાં ડૂબવા દીધી છે, એમ જાણવું જોઈએ.

**नृदेहमाद्यं सुलभं सुदुर्लभंप्लवं सुकल्पं गुरुकर्णधारम्।**
**मयानुकूलेन नभस्वतेरितं पुमान्भवाब्धिं न तरेत्सआत्महा॥**

(ભા૦ સ્કં૦ ૧૧, અ૦ ૨૦, શ્લો૦ ૧૭)

## જ્ઞાનમાં ઉપયોગી ત્રિવિધ કૃપા અને વિચારમહિમા

લોટ, ઘી અને સાકર એ ત્રણે પદાર્થોના મેળથી પ્રસાદ (હલવો–શીરો)ની સિદ્ધિ થાય છે. પ્રસાદની સિદ્ધિમાં ત્રણે પદાર્થોની આવશ્યકતા છે. ત્રણેમાંથી કદાચ એકની પણ ખામી હોય તો પ્રસાદની સિદ્ધિ સંભવિત નથી. આ પ્રકારે, જ્ઞાન-રૂપી અમૃતની પ્રાપ્તિ માટે ગુરુકૃપા, શાસ્ત્રકૃપા અને આત્મકૃપા ત્રણે સામગ્રી અત્યંત આવશ્યક છે. ત્રણેમાંથી એકના પણ અભાવે જ્ઞાનસિદ્ધિ સંભવિત નથી. મોક્ષની તીવ્ર જિજ્ઞાસા અને સારાસાર વિવેકરૂપ નિર્મળ વિચાર–એનું નામ આત્મ-કૃપા છે. ગુરુકૃપા અને શાસ્ત્રકૃપા મોજૂદ હોય પણ આત્મકૃપા જો જાગ્રત બનેલી નથી હોતી, તો એ બંને મોજૂદ હોવા છતાં પણ, યથાર્થ ફળ આપી શકતાં નથી. છતાં જો આત્મકૃપા

ભલી રીતે પ્રજ્વલિત બની ગયેલી હોય, તો એ બંને કૃપા સ્વાભાવિક રીતે ખેંચાઇ આવે છે. ઈશ્વરની નીતિ આવી છે. દીપક જ્યાં પોતાના પ્રકાશથી પ્રકાશિત બને છે અને પોતાની જાતને જ્યાં બાળે છે, ત્યાં પતંગિયાં વિના કહ્યેકહાવ્યે, બળવા ખાતર તેના તરફ ખેંચાઇ આવે છે. આ અવસ્થાએ પહોંચીને, આપણા વૈરાગ્યવાને-આત્મદેવે ત્રણે કૃપાઓની યથાર્થરૂપે પ્રાપ્તિ કરી લીધી છે, એટલે તેની સફળતામાં કોઈ સંદેહ નથી. વાસ્તવમાં, આ અનર્થરૂપ સંસારની નિવૃત્તિનો ઉપાય વિચાર છે. વિચારથી ભિન્ન કાંઈ છે જ નહિ. પોતાનો નિર્મળ વિચાર પ્રપંચનિવૃત્તિનું એકમાત્ર સાક્ષાત્ સાધન છે. યજ્ઞ, દાન, તપાદિ; નિષ્કામ કર્મ, ઉપાસના, વૈરાગ્યાદિ અને શમદમાદિ-આ બધાનું ફળ સાક્ષાત્ અગર પરંપરાએ, વિક્ષેપાદિ દોષની નિવૃત્તિ દ્વારા, નિર્મળ વિચારની ઉત્પત્તિ છે. ગુરુકૃપા અને શાસ્ત્રકૃપા પણ, પોતાના નિર્મળ વિચારની ઉત્પત્તિ દ્વારા જ મોક્ષમાં સહાયક છે; અન્યરૂપે નહિ. સદ્ગુરુ કૃપાનું ફળ પણ નિર્મળ વિચાર જ છે જે વસ્તુ અવિચારરૂપે સિદ્ધ છે, તેની નિવૃત્તિનો સંભવ કેવળ વિચારથી જ થાય છે. જે પ્રકારે આપણી અજ્ઞાનાવસ્થામાં અવિચારથી સિદ્ધ કરેલા વૈતાળની નિવૃત્તિ વિચારદ્વારા સંભવે છે, એ પ્રકારે આત્મામાં અવિચારે સિદ્ધ કરેલી જગતની નિવૃત્તિ કેવળ વિચારદ્વારા જ થઇ શકે છે; બીજા કોઇ ઉપાયે નહિ. કેવળ વિચારદ્વારા બુદ્ધિ તીક્ષ્ણ બને છે. બુદ્ધિનો ખોરાક વિચાર છે. વિચારથી બુદ્ધિ પુષ્ટ થાય છે. અજ્ઞાનરૂપી વનમાં આપદારૂપી વેલી પ્રસરેલી છે. એને વિચારરૂપી તીક્ષ્ણ ખડ્ગથી કાપી શકાય છે. દુઃખ અવિચારને લીધે લાગે છે. કેવળ વિચારથી એની નિવૃત્તિ થાય છે. મોહરૂપી હાથી જીવના હૃદયકમળના ટુકડે ટુકડા કરી નાખે છે, અને રાગદ્વેષાદિના કાદવને ચારેકોર પ્રસારી તેમાં જીવને ફાંસે છે. જ્યારે વિચારરૂપી સિંહ પ્રકટે છે, ત્યારે મોહરૂપી હાથી નાશ પામે છે, રાગદ્વેષાદિનો કાદવ સુકાઈ જાય છે અને શાન્તિ મળે છે. જેમ તુંબડી જળમાં ડૂબતી નથી, તેમ

વિચારવાન પુરુષ આપદામાં ડૂબતો નથી. જેમ દીવાથી પદાર્થનું જ્ઞાન થાય છે, તેમ વિચારથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. અવિચારરૂપિ રાત્રિ છે, જેમાં તૃષ્ણાદિ પિશાચણીઓ વિચરતી રહે છે. જ્યારે વિચારરૂપી સૂર્યનો ઉદય થાય છે, ત્યારે અવિચારરૂપી રાત અને તૃષ્ણાદિ પિશાચણીઓ ક્યાં છુપાઇ જાય છે, તેનો પત્તો ખાતો નથી. સદ્‌ગુરુ અને સત્‌શાસ્ત્રની યુક્તિવડે સેવાયલો આત્મવિચાર જ સંસારભયને નિવૃત્ત કરે છે. આ અવસ્થાએ પહોંચીને, આપણા આત્મદેવે ત્રણે કૃપાઓ યથાર્થરૂપે આલિંગી છે અને વિચારરૂપી મિત્ર સાથે ગાઢી મૈત્રી પણ તેણે બાંધી દીધી છે. આ પ્રકારે, વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ. અને મુમુક્ષુતારૂપ સાધનચતુષ્ટયદ્વારા બુદ્ધિરૂપી પાત્રને નિર્મળ કરીને શાસ્ત્રરૂપી કામધેનુને દોહી તો, દૂધનો દરિયો ભરાઇ ગયો, જેને વિચારરૂપી રવાઈથી મથતાં અમૃતનાં ઝરણ ઊભરાઈ આવ્યાં. યોગવાસિષ્ઠના લીલોપાખ્યાનમાં સંસારને લીલારૂપે સિદ્ધ કરી બતાવ્યો છે. લવણ, ગાધી, વિપશ્ચિત તથા શિલોપાખ્યાને દેશકાળ અને વસ્તુની સ્વસત્તાને લુપ્ત કરી દીધી છે અને સંપૂર્ણ દેશ, કાળ અને વસ્તુરૂપ વિકાર અને સીમાઓમાં એક, નિર્વિકાર, અપરિચ્છિન્ન તેમજ સજાતીય,[1] વિજાતીય[2] અને સ્વગત[3] એ ત્રિવિધ ભેદશૂન્ય સત્તાથી મનને રંગી દીધું છે. વળી સદાશિવ–વસિષ્ઠ–સંવાદે એવો રંગ જમાવ્યો છે કે, બાહ્ય સગુણપૂજા દૂર બનીને બોધ,[4] સામ્ય[5] અને શમ[6] એ ત્રણ પુષ્પોદ્વારા

---

૧. એક મનુષ્ય વ્યક્તિનો બીજી મનુષ્યવ્યક્તિથી ભેદ છે. બંનેમાં મનુષ્યત્વની જાતિ એક છે, પરંતુ વ્યક્તિત્વનો ભેદ છે તેથી એને સજાતીય ભેદ કહે છે. ૨. જાતીય ભેદ જ્યાં હોય છે, તેને વિજાતીય ભેદ કહે છે. જેમ મનુષ્યનો અશ્વ સાથે જે ભેદ છે, તે વિજાતીય ભેદ કહેવાય છે. ૩. એક જ વ્યક્તિમાં અંગભેદ જે છે તે સ્વગતભેદ કહેવાય છે. જેમ, હાથનો પગથી જે ભેદ તે સ્વગતભેદ છે, (સર્વ પ્રપંચ આ ત્રણે પ્રકારના ભેદવાળો છે, પરંતુ પરમાત્મામાં ત્રણે ભેદોનો અભાવ છે.) ૪. યથાર્થ જ્ઞાનને બોધ કહેવામાં આવે છે. એટલે કે, આત્મતત્ત્વને, જેમનું તેમ યથાર્થ રૂપે જાણવું, તેનું નામ બોધ છે. ૫. એ આત્મતત્ત્વને બધામાં

શિવાર્ચનમાં ચિત્ત ખૂંપી ગયું છે અને મસ્તીમાં રમી રહ્યું છે. વિચારસાગર સાગર રૂપે સિદ્ધ થયો છે, અગૃધદેવના સ્વપ્ને આંખો ખોલી છે અને દેશ, કાળ અને વસ્તુની અન્યોન્યાશ્રયતા[૭] આપમેળે ચિત્તમાં એવી ઘર કરી બેઠી છે, જે કોઈ રીતે દૂર કરી પણ થઈ શકે તેમ નથી. વૃત્તિપ્રભાકર પ્રભાકરરૂપે બની અજ્ઞાનાંધકારને ગળી ગયો છે. જેમ સમુદ્રમાં ડૂબકી મારનારને ટટોળતાં ટટોળતાં મોતીની ખાણ મળી જાય છે, તેમ શાસ્ત્રરૂપી સમુદ્રમાંથી વિચારરૂપી અમૂલ્ય રત્નોની ખાણ ખોજતાં ખોજતાં હાથ લાગી ગઈ છે, અને તેમને વિવેકરૂપી દોરામાં પરોવીને, આપણા આત્મદેવે પોતાના કંઠમાં ધારણ કર્યો છે. એ વિચાર-રૂપી અમૂલ્ય રત્નોનું દર્શન આપણે હવે પછી કરીશું.

## તત્ત્વવિચાર

### એક નિર્વિકાર કૂટસ્થ સત્તાના આશ્રયે જ તમામ વિકારોનો સંભવ છે.

(૧) સ્થૂળ, સૂક્ષ્મ અને ચરઅચરરૂપ સંપૂર્ણ અધ્યાત્મ,[૧] અધિદેવ[૨] અને અધિભૂત,[૩] તેમ જ જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયાદિ

પરિપૂર્ણ જોવું તે સામ્ય છે. ૬. ચિત્તને નિવૃત્ત કરવું અને આત્મતત્ત્વથી ભિન્ન એવી કોઈ વાતનું સ્ફુરણ ન થવું તેને શમ કહે છે. ૭. એક બીજાને આશ્રયે અને બીજું પહેલાને આશ્રયે રહે એને અન્યોન્યાશ્રય કહે છે. અન્યોન્યાશ્રય વસ્તુ પોતાનો કોઈ આશ્રય ન હોવાને લીધે ભ્રમરૂપ હોય છે. જેમ દોરડીમાં ભ્રમરૂપ સર્પ પોતાના જ્ઞાનને આશ્રયે રહે છે; '**સર્પજ્ઞાન**' સિવાય સર્પનો કોઈ બીજો આશ્રય નથી, તથા '**સર્પજ્ઞાન**' પણ સર્પને જ આશ્રયે સ્થિત છે. આ પ્રકારે 'સર્પ' અને 'સર્પજ્ઞાન' એક બીજાના અન્યોન્યાશ્રય હોવાને લીધે બંનેય ભ્રમરૂપ છે.

૧. મન, બુદ્ધિ વગેરે અંતઃકરણ અને ઇન્દ્રિયાદિ, જે જ્ઞાનનાં સાધન છે, તેને 'અધ્યાત્મ' કહે છે. ૨. અંતઃકરણ અને ઇન્દ્રિયાદિના ભિન્ન-ભિન્ન દેવતા, જે જ્ઞાનમાં સહાયરૂપ છે, તે 'અધિદેવ' કહેવાય છે. ૩. પંચભૂતથી રચાયેલો સંસાર, જે જ્ઞાનનો વિષય છે, તેને 'અધિભૂત'

ત્રિપુટિરૂપ પ્રપંચ, દેશ, કાળ અને વસ્તુની ત્રિવિધ[4] મર્યાદા-વાળો છે. અર્થાત્ એ ત્રણે જાતની મર્યાદામાં જ સંપૂર્ણ પ્રપંચ સમાઈ જાય છે. ત્રણ જાતની મર્યાદાથી ભિન્ન પ્રપંચનું કોઈ બીજું રૂપ છે નહિ. વળી, કાળનો એવો કોઈ નાનામાં નાનો ભાગ નથી, જેમાં એ પ્રપંચ નિર્વિકારરૂપે સ્થિત રહેતો હોય, પછી એ કાળનો ભાગ એક ક્ષણના હજારમા ભાગ જેટલો નાનો ભલેને હોય! બલ્કે, કાળના પ્રત્યેક અંશમાં વિકારની તરફ તીવ્ર વેગે તો દોડી રહ્યો છે. એ પ્રપંચ કદી સ્થિર પણ નથી. પોતાના સ્વરૂપથી આ પ્રમાણે વિકારી બનતો રહેવા છતાં પણ, 'એ જ આ પ્રપંચ છે,' એવી પ્રતીતિ જે આપણને થાય છે, તે આપણને મૂળમાં કોઈ એક નિત્ય, નિર્વિકાર વસ્તુનો પત્તો આપે છે. વેગની તીવ્રતાને લીધે, વિકારપણાને પામતો હોવા છતાં પણ, એ પ્રપંચ સ્થૂળ નેત્રો દ્વારા સ્થિત રહેલો માલૂમ પડે છે. કોઈ મશીનનું પૈડું તીવ્ર વેગે ફરી રહ્યું હોય, અને તેથી વેગના પ્રતાપે, તે સ્થિર જેવું લાગે, અગર તો બાળકો ભમરડો ખેલતાં હોય, અને પોતાની અણી પર તીવ્ર વેગે ફરી રહેલો ભમરડો, તીવ્ર વેગને લીધે, ઊભો રહેલો લાગે અને આ બધું જોઈ બાળકો તાળીઓ પાડી ઊઠે, એ કંઈ ઘૂમતાં નથી, પણ સ્થિર છે, એના જેવી વાત છે.

(૨) હવે વિચાર એ આવે છે કે, આ જે અસંખ્ય વિકાર પ્રતીત થઈ રહ્યો છે, તે એની મેળે તો બની શકે જ નહિ. બલ્કે, તેના મૂળમાં કોઈ એક, નિર્વિકાર, સત્ વસ્તુ અવશ્ય હોવી જોઇએ. કેમકે, જે વસ્તુ વિકારી છે, તે તો કોઈ

---

કહે છે. દાખલા તરીકે, ચક્ષુ અધ્યાત્મ છે, સૂર્ય અધિદેવ છે અને રૂપ અધિભૂત છે. ૪. સંપૂર્ણ પ્રપંચ અધ્યાત્મ અને અધિદેવાદિની અંદર રહેલો છે, અને તે દેશકૃત, કાળકૃત અને વસ્તુકૃત મર્યાદાવાળો છે. અર્થાત્ તે કોઈ એક દેશમાં છે, તો અન્ય દેશમાં નથી, તેમ કોઈ એક કાળમાં છે, તો બીજા કાળમાં નથી. પરંતુ, પરમાત્મા અપરિચ્છિન્ન (બેહદ–અમર્યાદ) હોવાથી, ત્રિવિધ મર્યાદાઓ (પરિચ્છેદો)થી રહિત છે.

કાળમાં પોતાના સ્વરૂપે એની એ હોઈ શકતી નથી, અને પ્રત્યેક કાળમાં તેનો નાશ થતો રહે છે. આવો પ્રત્યેક નાશ અભાવ (નેગેટિવ) રૂપ છે; ભાવ (પોઝિટિવ) રૂપ નથી. એ એક અટળ સિદ્ધાન્ત છે કે, અભાવ (નહિહોવાપણું) માંથી અભાવ (નહિહોવાપણું)ની સિદ્ધિ કદાપિ થઈ શકતી નથી. એમ બનવું સર્વથા અસંભવિત છે. બલ્કે, 'ભાવ' (હોવાપણું)માંથી જ 'અભાવ' (નહિહોવાપણું)ની સિદ્ધિ થઈ શકે છે. અરે! જ્યાં 'છે' (ભાવ, હોવાપણું)જ ન હોય, ત્યાં 'નહિ' (અભાવ, નહિ હોવાપણું)ને કોણ સિદ્ધ કરી શકે? પહેલાં 'છે' હોય, તો પછી 'નહિ'ની સિદ્ધિ થાય. જેમ શૂન્ય '૦'નું પોતાનું સ્વતઃ કોઈ મૂલ્ય નથી. એકમ '૧' (યુનિટ) હોય, તો તેના આશ્રયે જ શૂન્યનું મૂલ્ય થઈ શકે છે, તેમ આ પ્રપંચ વિકારી હોવાથી તે પોતે '૦' શૂન્યરૂપ છે; કોઈ એક, અદ્વૈત, નિર્વિકારના આશ્રયે તેની ભાવ–અભાવરૂપ સિદ્ધિનો સંભવ છે. '**अस्ति**' (છે, ભાવ, હોવાપણું) રૂપ સત્તા–સામાન્ય જળ હોય ત્યાં એના આશ્રયે વિશેષ રૂપ તરંગોનો ભાવ અને અભાવ સિદ્ધ થાય છે. અર્થાત્ 'હવે તરંગ છે' અને 'હવે તરંગ નથી'– એ બંને અવસ્થાઓનો પ્રકાશ સામાન્યરૂપ જળદ્વારા થઈ શકે છે. સત્તા–સામાન્ય જળ–જો ના હોય તો તરંગનો ભાવ અથવા અભાવ કેવી રીતે સિદ્ધ થાય? વિશેષ રૂપ તરંગોની એ પ્રતીતિ, પોતાની ઓથે સામાન્ય, નિર્વિશેષ જળના અસ્તિત્વને–હોવાપણાને–સિદ્ધ કરે છે. આવી રીતે, વિશેષરૂપ પ્રપંચનો ભાવ–અભાવરૂપ વિકાર પોતાની ઓથે નિર્વિશેષ, સામાન્ય, નિર્વિકાર, અપરિચ્છિન્ન, સત્ વસ્તુને સિદ્ધ કરે છે.

(૩) જે પ્રપંચ પોતાના સ્વરૂપથી જ વિકારી છે, અને પ્રત્યેક ક્ષણે નાશ પામતો રહે છે, તેના મૂળમાં જો કોઈ એક, અચળ, કૂટસ્થ, સત્ય વસ્તુ ન હોય, તો પ્રત્યેક ક્ષણની પછીની ક્ષણે પ્રપંચની પ્રતીતિ પણ ન થાય. જો એવું માની લઇએ કે, આ પ્રપંચની ઓથમાં, એટલે કે, તેની નીચે કોઈ એક અચળ

કૂટસ્થ વસ્તુ નથી, તો એ અવસ્થામાં, નાશવાન સ્વભાવવાળો પ્રપંચ, જેનો તદ્દન નજદીકની પૂર્વ ક્ષણે નાશ થાય છે, તે પ્રપંચની પ્રતીતિ પણ, એ પૂર્વક્ષણ પછીની ઉત્તર ક્ષણે થવી જોઇએ નહિ. કેમકે, ઉપર અંક નં. ૨ માં વિચારી ગયા છીએ તે પ્રમાણે ‘ અભાવ (નહિ હોવાપણું)માંથી ભાવ (હોવાપણું)-ની ઉત્પત્તિ થઈ શકે નહિ.’ વળી ભાવરૂપ અચળ, કૂટસ્થ જેવી કોઇ વસ્તુ, જેના આશ્રયે આ પ્રપંચની પછીના કાળમાં પ્રતીતિ થઈ શકે, તેવી વસ્તુનું અસ્તિત્વ આ પ્રપંચ નીચે છે, એવું આપણે માન્યું નથી. આ કારણે, સ્વયં અભાવરૂપ હોવાથી આ પ્રપંચની ઉત્તર-પૂર્વ ક્ષણ પછીના કાળમાં-પ્રતીતિ થવી જોઇતી નહોતી. પરંતુ આ પ્રપંચ તો પ્રત્યેક ઉત્તર ક્ષણમાં ‘ઘટ છે,’ ‘પટ છે,’ ‘ધન છે,’ ‘પુત્ર છે,’ ‘સ્ત્રી છે,’ વગેરે રૂપે ‘છે’ ‘છે’ દ્વારા, પોતાના સ્વભાવે અભાવરૂપ હોવા છતાં પણ ભાવરૂપે પ્રતીત થતો રહે છે. આમ, આ પ્રપંચની ઉત્તર પ્રતીતિ એ જ પોતાના મૂળમાં કોઈ એક, સત્ય કૂટસ્થ, ભાવરૂપ વસ્તુને સિદ્ધ કરી રહી છે. કારણ કે, આ પ્રપંચ પોતાના સ્વરૂપથી તો પ્રત્યેક ક્ષણે ક્ષણે વિકારી હોવાથી અભાવ રૂપ જ છે. એટલે, પોતે અભાવરૂપ હોવા છતાં, એ ભાવરૂપ અચળ કૂટસ્થના આશ્રયે, આ પ્રપંચ પોતે ભાવરૂપ નહિ હોવા છતાં પણ, પોતે ભાવરૂપે પ્રતીત થઈ રહ્યો છે. દાખલા તરીકે, દોરડીમાં પ્રતીત થતો ભ્રમરૂપ સાપ, પોતે અભાવ-રૂપ હોવા છતાં, ભાવરૂપ દોરડીના આશ્રયે ભાવરૂપે પ્રતીત થાય છે.

(૪) કોઈ એક ભાવરૂપ સત્ વસ્તુ આ પ્રપંચની નીચે છે એમ જયારે જણાય છે, ત્યારે તે વસ્તુ નિર્વિકાર હોવી જોઇએ એ જરૂરનું છે. કારણ કે, જો દેશ, કાળ અને વસ્તુની મર્યાદા-ઓ રૂપ વિકારોથી એ સત્ વસ્તુને પણ અસર પહોંચે છે એમ માનીએ અને તેને વિકારી ગણીએ, તો એવી સત્ વિકારી વસ્તુ-ના આશ્રયે પ્રાપંચિક વિકારોની પ્રતીતિ થવી અસંભવિત છે. સોનીની એરણ હથોડાની ચોટથી પોતે જો નીચે દબાઈ જાય,

તો, તો તેના આશ્રયે ભૂષણરૂપ વિકારોની સિદ્ધિ થઈ શકે નહિ. ભૂષણરૂપ વિકારોની સિદ્ધિ પોતાના આશ્રયે એ એરણ ત્યારે જ કરી શકે, જ્યારે તે બધા વિકારોમાં પોતે અચળ અને કૂટસ્થ રહે. આમ પ્રાપંચિક વિકારોની તળે એ સત્ વસ્તુનું નિર્વિકાર, અચળ અને કૂટસ્થરૂપે રહેવું સિદ્ધ ઠરે છે.

(૫) આ રીતે, આ પ્રપંચની નીચે એ સત્, નિર્વિકાર, તથા ભાવરૂપ વસ્તુનું એક હોવું, તેનું **દેશ કાળ અને વસ્તુ-મર્યાદાશૂન્ય** હોવું તથા **સજાતીય, વિજાતીય અને સ્વગતભેદ-શૂન્ય હોવું નિશ્ચિત** છે કારણ કે, જો એ સત્ વસ્તુ ભેદ અને મર્યાદાવાળી છે એમ માનીએ, તો એ ભેદ અને મર્યાદાવાળી વસ્તુ-ની, વિકારી હોવાને લીધે, લય રૂપ નિવૃત્તિ પણ માનવી પડશે. આમ, જો એ વસ્તુ નિવૃત્ત સ્વભાવવાળી ઠરે, તો પછી તેની લય રૂપ નિવૃત્તિ શૂન્યમાં થવી શક્ય નથી. કારણ કે, અભાવરૂપ શૂન્યથી જ્યાં ભાવની ઉત્પત્તિ જ અસંભવિત છે, ત્યાં અભાવરૂપ શૂન્ય-માં ભાવની નિવૃત્તિ કેમ બને ? વળી, એ નિયમ છે કે, જેથી જેની ઉત્પત્તિ થાય છે, તેની નિવૃત્તિ પણ તેમાં જ થાય છે. દાખલા તરીકે, ઘડાની ઉત્પત્તિ માટીમાંથી થાય છે. તો તેનો લય પણ માટીમાં થાય છે. એટલે, એ સત્ વસ્તુની લય રૂપ નિવૃત્તિ કોઇ બીજી એક, મર્યાદાશૂન્ય અને ભેદશૂન્ય સત્ વસ્તુ-માં માનવી પડશે. વળી, જો એ વસ્તુને પણ ભેદ અને મર્યાદા-યુક્ત માનીએ, તો એ બીજી સત્ વસ્તુની નિવૃત્તિ ત્રીજી સત્ વસ્તુમાં અને ત્રીજીની નિવૃત્તિ ચોથીમાં એ પ્રમાણે નિવૃત્તિદ્વારા માનવામાં અનવસ્થા[1] દોષ આવી જશે, અને આખરે કોઈ એકને ભેદ અને મર્યાદાશૂન્ય તેમજ નિવૃત્તિશૂન્ય સત્ વસ્તુ તરીકે માનવી પડશે, કે જેના આશ્રયે આ અસત્ રૂપ પ્રપંચની પ્રતીતિ થતી રહે છે. આમ થતાં, વચગાળાની જે અનવસ્થા તે નિષ્પ્ર-યોજન ઠરશે. આથી સિદ્ધ થાય છે કે, એ સત્ વસ્તુ, જેના આશ્રયે પ્રપંચની પ્રતીતિ થતી રહે છે, તે સર્વ ભેદશૂન્ય, સર્વ

---

૧. અનવસ્થા એટલે છેડો ન આવે એવાં વિધાનો–કથનોની પરંપરા, ધારા.

પરિચ્છેદ (મર્યાદા) શૂન્ય અને નિવૃત્તિશૂન્ય છે, અને તે જ આ અધ્યસ્ત[1] રૂપ પ્રપંચનું અધિષ્ઠાન[2] છે, અને એ અધિષ્ઠાન એક, ભાવરૂપ, અચળ અને નિર્વિકાર છે. આ રીતે, સંક્ષેપમાં અધિષ્ઠાનનો વિચાર કરવામાં આવ્યો. હવે, અધ્યસ્તરૂપ પ્રપંચનો વિચાર કરીએ.

## ત્રિવિધ પરિચ્છેદોની (મર્યાદાઓની) અન્યોન્યાશ્રયતા

(૬) સજાતીય, વિજાતીય અને સ્વગત–આ ત્રણ પ્રકારના ભેદ દેશ, કાળ અને વસ્તુની મર્યાદાવાળા છે. ઉપરોક્ત વિચારો દ્વારા, એ ત્રિવિધ પરિચ્છેદો (દેશ, કાળ અને વસ્તુ)નો પ્રવેશ એ સત્ય સ્વરૂપ પરમાત્માના સ્વરૂપમાં સિદ્ધ થયો નથી. બલ્કે, એ સત્ય સ્વરૂપની અધિષ્ઠાનતા અને સાક્ષીમાં, તેને સ્પર્શ કર્યા વગર જ, એ ત્રિવિધ પરિચ્છેદોની પ્રતીતિ માત્ર સિદ્ધ થઈ. દાખલા તરીકે સત્યરૂપ છીપની અધિષ્ઠાનતામાં, છીપને સ્પર્શ કર્યા વિના, મિથ્યા ચાંદીની પ્રતીતિ માત્ર થાય છે. હવે, એ જોઈએ કે, એ દેશ, કાળ અને વસ્તુરૂપ પ્રપંચને પોતાનું કોઈ સ્વરૂપ છે કે તે માયા માત્ર જ છે? કારણ કે, દેશ કાળ અને વસ્તુથી ભિન્ન પ્રપંચનું બીજું કોઈ રૂપ છે જ નહિ.

(૭) દેશ, કાળ અને વસ્તુ–એ ત્રણે પરિચ્છેદ પરસ્પર વસ્તુપરિચ્છેદવાળા છે, અર્થાત્ એ ત્રણ એક વસ્તુ નથી; બલ્કે, જુદી જુદી વસ્તુ છે, અને તેમને પોતાની ભિન્ન ભિન્ન જાતિ છે. દેશમાં દેશત્વ છે, કાળત્વ નથી; કાળમાં કાળત્વ છે, દેશત્વ નથી; તથા વસ્તુમાં વસ્તુત્વ છે, દેશત્વ અને કાળત્વ નથી. આમ. ત્રણે સજાતીય નથી પણ વિજાતીય છે. જો કે દેશ અને કાળ પણ વસ્તુપરિચ્છેદવાળા હોવાથી વસ્તુત્વ તો એ બંનેમાં પણ છે, પરંતુ ત્રણેમાં જાતિ સમાન નથી. તેમની જાતિ

૧. ભ્રમ રૂપ કલ્પિત વસ્તુ 'અધ્યસ્ત' કહેવાય છે. ૨ જે સત્ વસ્તુના આશ્રયે ભ્રમની પ્રતીતિ થાય છે, તેને 'અધિષ્ઠાન' કહેવામાં આવે છે; જેમકે દોરડીમાં સાપનો ભ્રમ થાય છે, ત્યારે સત્ દોરડી એ મિથ્યા સાપનું અધિષ્ઠાન બને છે.

ભિન્ન ભિન્ન છે, એટલે તેઓ વિજાતીય છે; સજાતીય નથી.

(૮) હવે જોવાનું એ છે કે એ ત્રણે કોના આશ્રયે સ્થિત છે? જો કે ન્યાયમતમાં દેશ અને કાળને નિત્ય દ્રવ્ય માન્યાં છે, પરંતુ અહીં પ્રશ્ન એ થાય છે કે, દેશ અને કાળ જાતિ રૂપે નિત્ય છે કે વ્યક્તિરૂપે નિત્ય છે? જો જાતિરૂપે નિત્ય કહીએ તો તેમાં કશો બાધ નથી. દાખલા તરીકે જેમ ઘટત્વ, પટત્વ વગેરે જાતિ પોતાના પ્રવાહરૂપે નિત્ય છે, તેમ દેશ અને કાળ પણ પોતાના દેશત્વ અને કાળત્વની જાતિરૂપે અને પ્રવાહરૂપે નિત્ય સંભવી શકે છે. પણ જો વ્યક્તિરૂપે દેશ અને કાળને નિત્ય કહીએ તો તે સર્વથા અસંભવિત છે. કારણ કે, દેશ અને કાળ જે નિત્ય વિકારસ્વરૂપ છે અને જેમના વિકારને લીધે સંપૂર્ણ પ્રપંચ વિકારચક્રમાં ઘૂમી રહે છે, એટલે કે સર્વ વિકારોના મૂળમાં, જે દેશ અને કાળરૂપ વિકાર જ જ્યાં હેતુરૂપ છે, તે દેશ અને કાળને નિત્ય કહેવા, એ વાત કોઈ પણ પ્રકારે અનુભવને અનુસરનારી નથી. દેશ અને કાળ પોતે નિર્વિકાર રહીને પ્રપંચમાં વિકાર ઉત્પન્ન કરી શકતા નથી. બલ્કે, પોતે વિકારી હોવાથી પ્રપંચમાં વિકાર ઉત્પન્ન કરે છે. જે દેશ અને કાળરૂપ વ્યક્તિ પૂર્વ ક્ષણમાં છે તે ઉત્તર ક્ષણમાં નથી. એટલે દેશ અને કાળને વ્યક્તિરૂપે નિત્ય કહેવા એ હાસ્યજનક છે.

(૯) સર્વ કાર્યરૂપ વસ્તુઓની ઉત્પત્તિમાં કારણ રૂપ જે સાધારણ સામગ્રી છે, તેમાં દેશ અને કાળ સમાઈ જાય છે; એ માન્યતા ન્યાયમતની છે; એટલે કે, દેશ અને કાળ બધાં કાર્યો પ્રત્યે કારણ છે, એવો ન્યાયમત છે. આ મત અનુભવથી વિરુદ્ધ છે. કારણ કે, કાર્યની પહેલાં કારણની સ્થિતિ હોય એ વાત બધાને માન્ય છે, એટલે કે, કારણ, કાર્યની પહેલાં મોજૂદ હોવું જોઈએ, એવો મત બધાનો છે. પણ ઉપરોક્ત વિચાર પ્રમાણે, કોઈ પણ દેશ અને કાળરૂપ વ્યક્તિ કદાપિ યે પોતાના કાર્યની પહેલાં મોજૂદ હોય એમ જણાતું નથી. બલ્કે, જે ક્ષણે કાર્યની ઉત્પત્તિ થાય છે, તે ક્ષણની તદ્દન નજદીકની જ બીજી

ક્ષણે, દેશ અને કાળ રૂપ વ્યક્તિ પણ, પોતાના કાર્યની સાથે સાથે, નવીન રૂપે પ્રકટે છે. આમ હોવાથી એ સમકાલીન દેશ અને કાળરૂપ વ્યક્તિની, પોતાના કાર્ય પ્રત્યે, કારણતા સિદ્ધ થઈ શકતી નથી. જો પૂર્વ ક્ષણે જે દેશ અને કાળરૂપ વ્યક્તિ મોજૂદ હતી, તેને જ પોતાના કાર્ય પ્રત્યેની કારણતારૂપ માનીએ, તો કાર્યની ઉત્પત્તિના કાળમાં તે વિદ્યમાન નથી અને, તેનો નાશ થઈ ચૂકેલો છે. છતાં યે, જો નાશ પામેલી દેશ-કાળરૂપ વ્યક્તિથી કાર્યની ઉત્પત્તિ માનવામાં આવે, તો નષ્ટ કુંભાર અને ચક્રથી પણ કાર્યની સિદ્ધિ થવી જોઈએ. પણ એમ બનવું એ તો સર્વના અનુભવની વિરુદ્ધ વાત છે.

(૧૦) જો એમ કહેવામાં આવે કે દેશ અને કાળ જાતિ રૂપે નિત્ય છે, અને તેથી એ દેશત્વ અને કાળત્વરૂપ જાતિથી કાર્યોત્પત્તિ સંભવે છે, એટલે એ જાતિમાં કારણતા માનવી જોઈએ, તો એ વિચાર પણ અનુભવશૂન્ય છે. કારણ કે, જાતિ વિશેષણ છે અને ધર્મ છે, જે પોતાના વિશેષ્ય અને ધર્મીરૂપ દ્રવ્યને આશ્રયે રહે છે. એ જાતિની આપમેળે કોઇ સ્થિતિ નથી, તેમ તેમાં કોઈ ક્રિયા નથી. ક્રિયા સદૈવ દ્રવ્યરૂપ વ્યક્તિના આશ્રયે રહે છે. કુંભકારની ક્રિયા કુંભકારરૂપ વ્યક્તિના આશ્રયે અને ચક્રની ક્રિયા ચક્રરૂપ વ્યક્તિના આશ્રયે રહે છે. કુંભકારત્વ અને ચક્રત્વ જાતિમાં કોઇ ક્રિયા નથી, જો જાતિમાં ક્રિયા માનીએ, તો કુંભકારત્વ જાતિ બધા જ કુંભકારોમાં એક છે, એટલે એક કુંભકારમાં એક ક્રિયા થાય, એટલે બધા (સમષ્ટિ) કુંભકારોમાં એ જ ક્રિયા થવી જોઈએ. આ પ્રકારે, દેશ અને કાળનો, જાતિરૂપે પણ, કાર્ય પ્રત્યે કારણતાનો સંભવ નથી.

(૧૧) ઉપર દર્શાવેલા વિચારથી, દેશ અને કાળ નિત્ય છે, અને સર્વ કાર્યો પ્રત્યે કારણરૂપ છે એ મત અસંગત ઠરે છે. બલ્કે એ વિચારથી તો દેશ, કાળ અને કાર્યરૂપ વસ્તુની સમકાલીનતા જ સિદ્ધ ઠરે છે. હવે દેશ અને કાળ પોતાના કાર્યરૂપ વસ્તુથી ભિન્ન દેશમાં રહીને, કુંભકાર ઘટથી અલગ

રહીને ઘટની ઉત્પત્તિ કરે છે તેમ, કાર્યોત્પત્તિ કરી શકવા અસમર્થ છે, બલ્કે દેશ અને કાળ કાર્યરૂપ વસ્તુના સ્વરૂપમાં જ અંતર્ગત બની રહે છે, એ બાબતમાં વિચાર કરીએ. કુંભકાર એક સ્થૂળ વ્યક્તિ હોવાના કારણે, ઘટની સાથે તેનું તાદાત્મ્ય અસંભવિત છે. આ કારણે, કુંભકાર ઘટની સાથે સંયોગ સંબંધ રાખીને જ ઘટને ઉત્પન્ન કરવા સમર્થ થાય છે. પરંતુ દેશ અને કાળ અતિ સૂક્ષ્મ છે, અને જેમ સૂક્ષ્મ આકાશ સ્થૂળ બ્રહ્માંડમાં વ્યાપી રહીને સ્થિત છે, તેમ સૂક્ષ્મ વસ્તુ સ્થૂળમાં વ્યાપીને સ્થિત રહે, એ નિયમ છે.

(૧૨) જો એમ કહેવામાં આવે કે, જેમ ઘટ અને જળનો આધારાધેયભાવનો સંબંધ છે, તેમ દેશ અને કાળ, ઘટની જેમ આધારભૂત બની, વસ્તુને ધારણ કરી રહ્યાં હશે, તો તે વાત પણ અનુભવની વિરુદ્ધ છે. કારણ કે, ઘટ અને જળ જેવો આધારાધેય ભાવ પણ સ્થૂળ પદાર્થો વચ્ચે જ સંભવે છે. જેટલા દેશમાં જળ છે તેટલા દેશમાં ઘટની સ્થિતિ હોતી નથી. જળથી નજદીક એવા ભિન્ન દેશમાં સ્થિત બની ઘટ જળને ધારણ કરી રહે છે. પરંતુ, દેશ અને કાળ તો વસ્તુદેશમાં વ્યાપીને સ્થિત રહે છે, ભિન્ન દેશમાં રહીને નહિ. આનું કારણ એ છે કે, દેશ અને કાળ અપ્રમાણુ છે, અર્થાત્ પૃથ્વી, જળ વગેરેની જેમ પ્રમાણુવાળાં દ્રવ્ય નથી. જો તે પ્રમાણુવાળાં દ્રવ્ય હોત, તો પોતાને માટે કોઇ ભિન્ન દેશ રોકી લેત. પરંતુ, તે અપ્રમાણુ છે, એટલે આકાશની જેમ, વસ્તુદેશમાં તાદાત્મ્ય-રૂપે જ સ્થિત રહે છે.

(૧૩) ઉપરોક્ત વ્યાખ્યાથી સિદ્ધ થાય છે કે, જેમ દેશ, કાળ અને વસ્તુ પરસ્પર સમદેશીય છે, તેમ તે પરસ્પર સમ-કાલીન પણ છે; અર્થાત્ તે એક જ દેશ અને એક જ કાળમાં રહેવાવાળાં છે અને પરસ્પર વસ્તુપરિચ્છેદવાળાં પણ છે. વળી એ પણ સ્પષ્ટ છે કે, જે ભિન્ન ભિન્ન જાતિવાળી વસ્તુ સમદેશીય અને સમકાલીન છે, તે અન્યોન્યાશ્રય રૂપમાં જ હોય, અને

જે ભિન્નભિન્ન વસ્તુ અન્યોન્યાશ્રય રૂપે સ્થિત હોય તે, વાસ્તવમાં, પોતાના સ્વરૂપે હોય નહિ, પણ ભ્રમરૂપ હોય. દાખલા તરીકે, દોરડીમાં ભ્રમરૂપ સર્પ પોતાના જ્ઞાનની આશ્રયે સ્થિત છે, અને 'સર્પજ્ઞાન' પોતાના જ્ઞેયરૂપ સર્પના આશ્રયે સ્થિત છે. આમ, સર્પ અને સર્પજ્ઞાન બંને પરસ્પર અન્યોન્યાશ્રય હોવાથી તેમ જ સમદેશીય અને સમકાલીન હોવાથી, ભ્રમરૂપ છે. આમ, દેશ–કાળનો આશ્રય વસ્તુ અને વસ્તુનો આશ્રય દેશ–કાળ જ્યાં સિદ્ધ થાય છે, એટલે, દેશ, કાળ અને વસ્તુ ત્રણે અન્યોન્યાશ્રય હોવાથી ભ્રમરૂપ છે. કારણ કે, એ ત્રણેમાંથી એકેયની પૂર્વસિદ્ધિ સાબિત થઇ શકતી નથી, એટલે, એકને બાકીનાં બેની અપેક્ષા રહે છે. આમ, જે વસ્તુ પોતે જ આશ્રયશૂન્ય છે, તે બીજી કોઈ વસ્તુને આશ્રયરૂપ કેમ બની શકે ? વન્ધ્યાપુત્ર જ્યાં જન્મ્યો જ હોતો નથી, ત્યાં કોઈ બીજાને તે કેવી રીતે જન્માવી શકે ?

(૧૪) **શંકા:**—તમારા ઉપર જણાવેલા વિવેચનથી એ તો સ્પષ્ટ થાય છે કે, કાળ કોઇપણ ક્ષણે સ્થિર નથી, તેમજ તે ચળ સ્વરૂપ હોવાથી વ્યક્તિત્વના રૂપમાં નિત્ય પણ નથી. પરંતુ, એથી 'દેશ'નું ચળ સ્વરૂપ અને ક્ષણપરિણામી હોવું સિદ્ધ થતું નથી, તેમ જ તે અનુભવમાં પણ આવતું નથી. દિન, રાત, પ્રહર, ઘડી, ક્ષણ વગેરે દ્વારા કાળ તો પરિવર્તનશીલ છે, એવી પ્રતીતિ થાય છે, પરંતુ, કાળની પેઠે, દેશનું પરિવર્તન અનુભવ વિરુદ્ધ છે.

(૧૫) **સમાધાન:**—જુઓ ! દેશ, કાળ અને વસ્તુ ત્રણ જાતના પરિચ્છેદોનો પ્રવેશ સત્ય, નિર્વિકાર, શુદ્ધ ચેતનના સ્વરૂપમાં થઈ શકતો નથી. આ હકીકત ઉપર અંક ૩ થી ૫માં જણાવી* ચૂકયા છીએ. પરંતુ એ ત્રણેનો પ્રવેશ પ્રપંચમાં છે, અને એ ઉપર કહેલા ત્રણે પરિચ્છેદોનું નામ જ પ્રપંચ છે. હવે, જો વિચાર કરી જોઇએ તો, દેશની સ્વતંત્ર સ્થિતિ કોઇ પણ રીતે જણાતી નથી. 'દેશની' સ્થિતિ 'વસ્તુ' અને 'કાળ'નો

આશ્રય કરવાથી સંભવે છે, જેમકે:—(૧) 'દેશ પરિચ્છેદ' કોઇ કાળમાં જ હોઈ શકે. એટલે 'દેશ'ને 'કાળ'ની અપેક્ષા છે. કાળકૃત વિકાર વિના દેશકૃત વિકાર અસંભવિત છે. કારણ કે, બધા વિકારોના મૂળમાં 'કાળ' એ જ હેતુરૂપ છે. આ વાત બધાને અનુભવસિદ્ધ છે. (૨) વળી, કોઇ 'વસ્તુ પરિચ્છેદ' ઉત્પન્ન થાય, ત્યારે દેશની અપેક્ષા રહે છે. જ્યાં વસ્તુકૃત કોઈ વિકાર જ ન હોય, તો દેશ કોને પોતાની સીમામાં બાંધી શકે? કારણ કે, સીમાબંધન કરવું એ 'દેશ'નું ફળ છે. શુદ્ધ ચેતન સીમાબદ્ધ નથી. તે અસીમ હોવાથી સીમાઓથી પર છે. એટલે વસ્તુ જ સીમાબદ્ધ હોવાથી દેશની મર્યાદાવાળી હોય છે. દાખલા તરીકે, 'ઘટવસ્તુ' અને 'ઘટકાળ'ની ઉત્પત્તિ સાથે જ 'ઘટદેશ'ની ઉત્પત્તિ થાય છે. ઘટની ઉત્પત્તિ પહેલાં 'ઘટદેશ'નો પણ અભાવ હતો, અને 'ઘટનાશ' થયા બાદ 'ઘટદેશ'નો અભાવ થાય છે. કેવળ ઘટના વર્તમાન કાળમાં જ 'ઘટદેશ'ની સિદ્ધિ છે. આથી સિદ્ધ થાય છે કે, 'દેશ'ને 'કાળ' તથા 'વસ્તુ'ની અપેક્ષા રહે છે અને દેશની સ્થિતિ નિરપેક્ષ નથી, અને જ્યારે 'દેશ'ની સ્થિતિ 'કાળ' અને 'વસ્તુ'ના આશ્રયે છે, અને જ્યારે 'કાળ' તથા 'વસ્તુ' ક્ષણપરિણામી છે, ત્યારે દેશ અપરિવર્તનશીલ રહે એવો સંભવ પણ કયાંથી હોય? કાળરૂપી આરાની નીચે 'દેશ' અને 'વસ્તુ' સર્વે ક્ષણે ક્ષણે વિકૃત થતાં રહે છે. 'દેશ એ જ છે,' વસ્તુ એ જ છે, આવા પ્રકારની બધી જ ઓળખ (પ્રત્યભિજ્ઞા) પ્રત્યક્ષ ભ્રમરૂપ છે. કારણ કે, જ્યાં 'કાળ' એનો એ હોતો નથી, ત્યાં 'દેશ' અને 'વસ્તુ' એનાં એ કેમ હોઈ શકે? પહેલાં જોયેલી વસ્તુના સંસ્કાર સહિત એ જ વસ્તુની ફરીવાર પ્રતીતિ થવી, તેને પ્રત્યક્ષ પ્રત્યભિજ્ઞા (ઓળખ) કહે છે. આ રીતે, 'દેશ'ને કાળ અને વસ્તુની અપેક્ષા રહે છે, એ સિદ્ધ થાય છે.

(૧૬) હવે, જો 'કાળપરિચ્છેદ'નો વિચાર કરવામાં આવે, તો કાળની પણ સ્વતંત્ર સ્થિતિ હોય એમ જણાતું નથી.

પરંતુ, 'કાળ' ને પણ 'દેશ' તથા 'વસ્તુ'ની અપેક્ષા રહે છે. કારણ કે, શુદ્ધ ચેતનમાં કાળનો પ્રવેશ છે નહિ. તે તો કાળાતીત છે, અને જ્યાં દેશકૃત અને વસ્તુકૃત કોઈ વિકાર જ ન હોય તો પછી કાળની ગણના પણ કેમ કરી થઈ શકે? કાળનો આરંભ કોઈ વિકારની સાથે જ થાય છે. નિર્વિકારમાં તો કાળનો કોઇ સંબંધ છે જ નહિ. **जायते,**[1] **अस्ति,**[2] **वर्द्धते,**[3] **विपरिणमते,**[4] **अपक्षीयते,**[5] અને **विनश्यति.**[6] આ છ મુખ્ય વિકારવાળો પ્રપંચ માનેલો છે.

'**जायते**' રૂપ પહેલો વિકાર જ્યારે શરૂ થાય છે, ત્યારે બાકીના વિકારોની ઉત્પત્તિ સંભવે છે અને તે તે વિકારની સાથે સાથે તે તે કાળની પણ ગણના થાય છે. દાખલા તરીકે 'દેવદત્તોત્પત્તિ કાળ' દેવદત્તની ઉત્પત્તિ સાથે ઉત્પન્ન થાય છે, અને જેટલી જેટલી અવસ્થામાંથી દેવદત્તનું પરિવર્તન થતું રહે છે, તેમ તેમ કાળની ગણના થતી રહે છે. દેવદત્તની ઉત્પત્તિ પૂર્વે 'દેવદત્તોત્પત્તિ કાળ' મોજૂદ નહોતો. પરંતુ, દેવદત્તની ઉત્પત્તિ સાથે 'દેવદત્તોત્પત્તિ કાળ,' દેવદત્તના અસ્તિત્વ સાથે 'દેવદત્ત અસ્તિકાળ,' તેની વૃદ્ધિ સાથે 'વર્દ્ધન કાળ,' પરિણામ સાથે 'પરિણામ કાળ,' ક્ષય સાથે 'ક્ષયકાળ' અને તેના નાશ સાથે 'નાશકાળ'ની ઉત્પત્તિ અને ગણના થાય છે. કોઇ વસ્તુકૃત, અવસ્થાકૃત અને દેશકૃત વિકાર વિના કાળની ગણના સંભવતી નથી. કારણ કે, પ્રકૃતિની સામ્યાવસ્થામાં કાળનો સંભવ છે નહિ. જ્યારે પ્રકૃતિમાં કોઇ ક્ષોભરૂપ વિકાર ઉત્પન્ન થાય છે અને પ્રકૃતિની સામ્યાવસ્થાનો ભંગ થાય છે, ત્યારે એ ક્ષોભરૂપ વિકારનો આશ્રય કરીને જ કાળની ઉત્પત્તિ થાય છે. આથી સિદ્ધ થાય છે કે, કાળની સ્થિતિ પણ નિરપેક્ષ અને સ્વતંત્ર નથી, પરંતુ 'દેશ' અને 'વસ્તુ'ના આશ્રયને લઇને જ કાળની સ્થિતિ છે.

---

૧. ઉત્પન્ન થાય છે. ૨. મોજૂદ છે. ૩. વધે છે. ૪. પરિણામી થાય છે. ૫. ઘટે છે. ૬. નાશ થાય છે.

(૧૭.) **શંકા:**—દેવદત્તની ઉત્પત્તિ સાથે જ ‘ દેવદત્તોત્પત્તિ કાળ ઉત્પન્ન થયો, એ તમારું કથન અનુભવમાં આવતું નથી. કેમકે, કાળ બ્રહ્માંડવ્યાપી છે, એટલે દેવદત્તની ઉત્પત્તિ પહેલાં પણ કાળ મોજૂદ છે. વળી, જે કાળે દેવદત્તની ઉત્પત્તિ થઈ તે કાળ-રૂપ વ્યક્તિમાં અસંખ્ય વિકારો બ્રહ્માંડમાં ઉત્પન્ન થયા છે, તો પછી ‘ દેવદત્તની ઉત્પત્તિ સાથે જ કાળ ઉત્પન્ન થયો. ’ એવું કથન અસંગત્ત છે, દેવદત્ત ઉત્પન્ન થયો હોત નહિ, તો પણ એ કાળરૂપ વ્યક્તિની ઉત્પત્તિ અવશ્ય હોવી જોઇતી હતી અને એ કાળને આધીન એ અસંખ્ય વિકારોનું ઉત્પન્ન હોવું પણ અનિવાર્ય હતું જ.

(૧૮) **સમાધાન:**—એ કે કાળ બ્રહ્માંડવ્યાપી છે, તોપણ જ્યારે બ્રહ્માંડરૂપ વ્યક્તિએ દેશકૃત અને વસ્તુકૃત વિકારને પ્રાપ્ત કર્યો ત્યારે, તેની સાથે જ, તેનો આશ્રય કરીને, બ્રહ્માંડવ્યાપી કાળ પણ ઉત્પન્ન થયો. બ્રહ્માંડરૂપ વસ્તુ અને બ્રહ્માંડદેશની ઉત્પત્તિના પહેલાં કાળ સ્વતંત્રરૂપે સિદ્ધ ઠરી શકતો નથી. બ્રહ્માંડોત્પત્તિ પછી, જેટજેટલા વિકાર દેશકૃત અને વસ્તુકૃત બ્રહ્માંડમાં ઉત્પન્ન થયા, તેટતેટલાનો આશ્રય કરીને જ, કાળની ગણુના થઈ. કોઇ ને કોઇ દેશ અને વસ્તુકૃત વિકાર વિના, કાળની સ્વતંત્ર સ્થિતિ કોઇ પણ ઠેકાણે દેખાતી નથી. આત્માના સ્વરૂપમાં તો કાળનો પ્રવેશ છે જ નહિ. તે તો કાળાતીત છે. કેમકે, જ્યાં તેના સ્વરૂપમાં જ કોઇ વિકાર નથી, ત્યાં એ નિર્વિકારમાં કાળ આવે પણ કયાંથી? કોઈ ને કોઈ વિકારની સાથે જ કાળની ઉત્પત્તિ થાય છે. વળી, એ પહેલાં પણ કહે-વાઈ ગયું છે કે, કાળ વ્યક્તિરૂપે સર્વથા ચંચળ અને અસ્થિર છે. તે કેવળ પોતાની ‘ કાળત્વજાતિ ’રૂપે જ નિત્ય માની શકાય છે. ભવિષ્યકાળ ભૂતકાળમાં બદલાતો રહે છે. વર્તમાન કાળ તો કોઈ રીતે પકડી શકાતો જ નથી. કેવળ ભવિષ્ય અને ભૂતની સંધિનું નામ એ જ વર્તમાન છે, જે કોઇ કાળની ગણુનામાં આવતો નથી. દાખલા તરીકે બે ગામોની સીમા દેશના કોઈ પણ

અંશમાં ગ્રહણ કરી શકાતી નથી. આ પ્રકારે, દેવદત્તની ઉત્પત્તિ સાથે જ જે કાળરૂપ વ્યક્તિ ઉત્પન્ન થઇ, તે કાળરૂપ વ્યક્તિ પહેલાં સિદ્ધ નહોતી. આ કારણથી, કહેવું પડશે કે, દેવદત્તની ઉત્પત્તિ સાથે જ 'દેવદત્તોત્પત્તિકાળ' ઉત્પન્ન થયો, અને જ્યારે દેવદત્તની ઉત્પત્તિ સાથે જ એ કાળરૂપ વ્યક્તિ ઉત્પન્ન થઈ, તો પછી દેવદત્તની ઉત્પત્તિમાં એ કોઈ રીતે કારણરૂપે ગ્રહણ કરી શકાય નહિ. કેમકે, દેવદત્તની ઉત્પત્તિ પહેલાં એ કાળરૂપ વ્યક્તિ અસિદ્ધ હતી, અને તે પૂર્વ અસિદ્ધ હોવાથી, કારણસામગ્રીમાં આવી શકતી નથી. વળી, જો કે એ કાળરૂપ વ્યક્તિમાં અસંખ્ય વિકારો બ્રહ્માંડમાં ઉત્પન્ન થયા છે, તો પણ તે તે વિકારોનો આશ્રય લઇને, તે તે કાળરૂપ વ્યક્તિની ઉત્પત્તિ કહી શકાય, કાળની સ્વતંત્ર ઉત્પત્તિ કોઇ પણ પ્રકારે કહી શકાતી નથી. બહુ શું કહીએ ? યોગવાસિષ્ઠમાં અનેક ઇતિહાસ અને દૃષ્ટાંત છે, જે સિદ્ધ કરી બતાવે છે કે, દેશ અને કાળનું કાંઈ મૂલ્ય જ નથી અને એ માત્ર માયા જ છે. વસિષ્ઠ બ્રાહ્મણની સૃષ્ટિમાં વસિષ્ઠના મૃત્યુને માત્ર ૮ દિવસ જ થયા છે. એ બ્રાહ્મણે મરીને પોતાના ઘરના કોઈ એક ખૂણામાં જ, જન્માંતરદ્વારા, પદ્મ-રાજાનું શરીર ધારણ કર્યું, અને એ ૮ દિવસમાં જ, ૬૦ હજાર વર્ષ પર્યંત અખંડ પૃથ્વીના રાજ્યભોગનો અનુભવ કર્યો. વળી, પદ્મશરીરે મૃત્યુ પામીને, એ જ બ્રાહ્મણ, જન્માંતરમાં, પોતાના એ ઘરના ખૂણામાં, વિદૂરથ રાજાના શરીરે જન્મ્યો, અને ૬૦ વર્ષ પર્યંત તેણે રાજ્યનો અનુભવ કર્યો; છતાં અહીં પદ્મસૃષ્ટિમાં, પદ્મનો મૃત્યુકાળ અર્ધરાત્રિના સમયે વર્તી રહ્યો હતો. (જુઓ, યોગવાસિષ્ઠ, તૃતીય ઉત્પત્તિ પ્રકરણ, સર્ગ ૧૪ થી ૩૬). વસિષ્ઠ બ્રાહ્મણ સૃષ્ટિના ૮ દિવસ=પદ્મસૃષ્ટિનાં ૬૦ હજાર વર્ષ, અને પદ્મસૃષ્ટિની ૧ ઘડી=વિદૂરથસૃષ્ટિનાં ૬૦ વર્ષ.

(૧૯) **શંકા:**–વસ્તુની ઉત્પત્તિ સાથે જ જો કાળ ઉત્પન્ન થયો હોય, તો વસ્તુના નાશ સાથે કાળનો નાશ થવો જોઇએ, પણ અનુભવ તેવો નથી. બલ્કે વસ્તુનો અભાવ હોવા છતાં,

કાળની સ્થિતિ જણાય છે. એક હજાર ચોકડી યુગ વ્યતીત થતાં, જ્યારે બ્રહ્માનો એક દિવસ પૂરો થાય છે, ત્યારે બ્રહ્માંડનો પ્રલય થાય છે, અને જ્યારે એક હજાર ચોકડી યુગ પર્યંત બ્રહ્માની રાત્રીં રહે છે, ત્યારે બ્રહ્મા સંપૂર્ણ બ્રહ્માંડને પોતાનામાં લય કરીને નિદ્રિત અવસ્થામાં રહે છે, એવું શાસ્ત્રપ્રમાણદ્વારા જણાય છે. આ પરિસ્થિતિમાં બ્રહ્માંડના અભાવમાં પણ કાળની સ્થિતિ રહેલી જણાય છે. તેમ જ ઘટપટાદિ, પદાર્થના નાશમાં પણ કાળની સ્થિતિ જણાય છે. 'હવે ઘટ નથી,' વગેરે જ્ઞાન-વ્યવહારથી, વસ્તુના અભાવમાં પણ, કાળની સ્થિતિ બધાને અનુભવસિદ્ધ છે.

(૨૦) **સમાધાન:**–'અભાવ' અવસ્તુ નથી; બલ્કે, 'અભાવ' વસ્તુ છે. જે દેશમાં અને જે કાળમાં ઘટ છે, તે દેશમાં અને તે કાળમાં ઘટાભાવ હોતો નથી; બલ્કે પોતાના પ્રતિયોગીથી[૧] ભિન્ન દેશકાળાદિમાં જ ઘટાભાવની ઉત્પત્તિ હોય છે. નૈયાયિકોએ અભાવને પદાર્થ માન્યો છે અને પ્રત્યક્ષ પ્રમાણનો વિષય–પ્રમેય[૨] રૂપે તેને ગ્રહણ કર્યો છે. વળી, વેદાન્ત અને ભટ મતમાં પણ 'અભાવ'ને અનુપલબ્ધિ પ્રમાણના વિષય–પ્રમેયરૂપે સ્વીકારવામાં આવ્યો છે. આ પ્રકારે, 'અભાવ' જ્યારે કોઈ દેશ અને કાળમાં ઉત્પન્ન થનાર છે અને પ્રમા[૩]–જ્ઞાનનો વિષય–પ્રમેય છે, ત્યારે તેને અવસ્તુ કેવી રીતે કહી શકાય? પરંતુ, તે વસ્તુરૂપ જ છે, અને સંપૂર્ણ દ્રવ્ય પણ ગુણ, કર્મ, વસ્તુરૂપ જ છે. આ પ્રકારે, 'ઘટાભાવકાળ' 'ઘટાભાવરૂપ વસ્તુ અને દેશ'ના આશ્રયે સ્થિત છે, અને તે ઘટાભાવની સાથે ઉત્પન્ન થાય છે. કારણ કે, કોઈ પણ કાળરૂપ વ્યક્તિ પહેલેથી મોજૂદ હોતી નથી; બલ્કે નવીન જ ઉત્પન્ન થાય છે. વળી, બ્રહ્માંડપ્રલય બ્રહ્માની

૧. જે વસ્તુનો અભાવ હોય તે વસ્તુ પોતાના અભાવની 'પ્રતિયોગી' કહેવાય છે: જેમકે, ઘટાભાવનો પ્રતિયોગી ઘટ છે અને પટાભાવનો પ્રતિયોગી પટ છે. ૨. પ્રમાણદ્વારા જેનું જ્ઞાન કરવાનું હોય તે; સિદ્ધ કરવાની વસ્તુ. ૩. યથાર્થ જ્ઞાન.

નિદ્રિત અવસ્થા છે, જે વસ્તુરૂપ છે અને દેશપરિચ્છેદવાળી છે. એઅવસ્થારૂપ વિકારના આશ્રયે જ, પ્રલયકાળની સ્થિતિનો સંભવ છે; સ્વતંત્ર રીતે નહિ. આ રીતે, નિશ્ચય થાય છે કે, કાળની સ્થિતિ નિરપેક્ષ નથી; પરંતુ, દેશ અને વસ્તુની અપેક્ષાએ અને દેશ અને વસ્તુના આશ્રયે જ, કાળની સ્થિતિ છે.

(૨૧) વળી, વસ્તુને દેશ અને કાળની અપેક્ષા છે, એ તો સર્વના અનુભવથી સિદ્ધ થયેલી વાત છે. કોઈ દેશ અને કોઈ કાળના આશ્રયે જ, વસ્તુ પોતાની સ્થિતિ રાખી શકે છે. આથી સિદ્ધ થાય છે કે, 'દેશ' 'કાળ' અને 'વસ્તુ' એ ત્રણે પરસ્પર વસ્તુપરિચ્છેદવાળાં છે, ભિન્નભિન્ન જાતિવાળાં છે, અને તે ત્રણે પરસ્પર સમદેશીય અને સમકાલીન છે. વળી, ત્રણે વિજાતીય હોવા છતાં, એકને બાકીનાં બેની, પોતાની સ્થિતિમાં, અપેક્ષા રહે છે. 'દેશ'ને કાળ અને વસ્તુની અપેક્ષા છે, 'કાળ'ને દેશ અને વસ્તુની અપેક્ષા છે, અને 'વસ્તુ'ને કાળ અને દેશની અપેક્ષા છે. આ પ્રકારે ત્રણેની પરસ્પર સાપેક્ષ અને અન્યોન્યાશ્રયરૂપે સ્થિતિ છે; નિરપેક્ષ અને સ્વતંત્ર સ્થિતિ કોઇની પણ નથી. આના પરિણામે, એ ત્રણે અન્યોન્યાશ્રય હોવાથી સ્વસત્તાશૂન્ય છે. જે વસ્તુ પોતાની કાંઇ સત્તા જ રાખતી નથી, તે દોરડીમાં સાપની જેમ, ભ્રમરૂપ છે, અને એ પ્રકારે એ ત્રણેય અન્યોન્યાશ્રય હોવાથી અને સ્વસત્તાશૂન્ય હોવાથી, અધિષ્ઠાન-ચેતનમાં ભ્રમમાત્ર છે.

(૨૨) **શંકા:**–ત્રણે પરિચ્છેદ અન્યોન્યાશ્રયરૂપે ભલે રહે, પરંતુ એ ત્રણે આપણી વૃત્તિરૂપ જ્ઞાનના આશ્રયે સ્થિત છે, એમ કેમ ના માનવું? કેમકે, વૃત્તિજ્ઞાનદ્વારા જ વસ્તુનો પ્રકાશ થાય છે.

(૨૩) **સમાધાન:**–માની લઇએ કે, એ ત્રણે વસ્તુ આપણા વૃત્તિજ્ઞાનના આશ્રયે સ્થિત છે, પરંતુ, વૃત્તિજ્ઞાનનો કોઈ બીજો આશ્રય જડી આવતો નથી, અને જ્ઞાનની સ્થિતિ પણ વસ્તુના આશ્રયે તો માનવી જ પડશે. કારણ કે, વસ્તુની પહેલાં વસ્તુનું

જ્ઞાન નહોતું અને વસ્તુનો નાશ થવાથી 'વસ્તુજ્ઞાન' રહેતું નથી. એટલે, વસ્તુને પોતાના પ્રકાશરૂપ સ્થિતિને માટે 'જ્ઞાન'ની અપેક્ષા રહે છે અને જ્ઞાનને પોતાની સ્થિતિ માટે 'વસ્તુ'ની અપેક્ષા સિદ્ધ ઠરે છે.

(૨૪) **શંકા:**—દેવદત્તની ઉત્પત્તિ પહેલાં જો કે 'દેવદત્ત-જ્ઞાન' નહોતું, પરંતુ દેવદત્તનો નાશ થવાથી 'દેવદત્તજ્ઞાન' નાશ પામતું નથી, પણ તે શેષ રહે છે. એટલે, વસ્તુનો નાશ થવાથી જ્ઞાનનો પણ નાશ થાય છે. એ તમારું કથન અસંગત છે.

(૨૫) **સમાધાન:**—'આ દેવદત્ત છે,' એવું જ્ઞાન દેવ-દત્તની હયાતિમાં જ થાય છે અને દેવદત્તની વર્તમાન સ્થિતિનું સૂચન કરે છે. પરંતુ, દેવદત્તનો નાશ થયા પછી 'આ દેવદત્ત છે,' એવું જ્ઞાન જો શેષ રહે, તો એમ માની શકાય કે, વસ્તુનો નાશ થવા છતાં પણ જ્ઞાનનો નાશ થતો નથી. આથી ઊલટી રીતે, દેવદત્તનો નાશ થયા પછી. 'આ દેવદત્ત છે,' એવું જ્ઞાન કોઈના અનુભવમાં આવતું નથી પરંતુ, દેવદત્તનો નાશ થયા પછી 'એ દેવદત્ત હતો,' એવા જ્ઞાનનો આકાર શેષ રહે છે, જે દેવદત્તના વર્તમાન અભાવનો બોધ કરે છે અને દેવદત્તના અભાવને આશ્રયે સ્થિત છે. આ પ્રકારે, વસ્તુની સ્થિતિ જ આપણા વૃત્તિજ્ઞાનના આશ્રયે અને વૃત્તિજ્ઞાનની સ્થિતિ વસ્તુના આશ્રયે અન્યોન્યાશ્રયરૂપે સિદ્ધ થાય છે. સુષુપ્તિઅવસ્થામાં આનું પ્રત્યક્ષ પ્રમાણ મળી રહે છે. સુષુપ્તિમાં જ્ઞાન નાશ પામે છે, ત્યારે વસ્તુની પ્રતીતિ પણ થતી નથી અને વસ્તુ પણ નાશ પામે છે. વળી, વસ્તુ નાશ પામે છે, ત્યારે દેશકાળ પણ રહેતાં નથી. જો વસ્તુની પહેલાં દેશકાળ હોત. તો સુષુપ્તિઅવસ્થામાં વસ્તુનો અભાવ હોવા છતાં, દેશકાળની પ્રતીતિ થવી જોઈતી હતી, પરંતુ તે થતી નથી. વળી, જો જ્ઞાનની પહેલાં વસ્તુ હોત, તો સુષુપ્તિમાં જ્ઞાનનો લોપ થયા પછી વસ્તુની પ્રતીતિ થવી જોઈતી હતી, પરંતુ તે થતી નથી. એટલે, એ ચારેયની અન્યો-ન્યાશ્રયતા સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે.

(૨૬) આ પ્રકારે દેશ, કાળ, વસ્તુ અને જ્ઞાનની પરસ્પર સાપેક્ષતા અને અન્યોન્યાશ્રયતા સિદ્ધ થઈ. દોરડીમાં સર્પ અને સર્પજ્ઞાન પરસ્પર સાપેક્ષ અને સમકાલીન છે. તે અન્યોન્યાશ્રય હોવાથી મિથ્યા અને ભ્રમરૂપ છે. સર્પના આશ્રયે 'સર્પજ્ઞાન' છે અને 'સર્પજ્ઞાન'ના આશ્રયે સર્પ છે. વળી, બન્નેય (જ્ઞાન અને વિષય) અવિદ્યાનાં પરિણામ છે, અને બંન્નેય કલ્પિત હોવાથી અધિષ્ઠાન દોરડીના આશ્રયે પ્રતીત થાય છે. બંનેય પોતાના અધિષ્ઠાનમાં કોઇ વિકાર પેદા કરતાં નથી, તેમ જ પોતાના અધિષ્ઠાન–દોરડી રૂપ જ છે. આ પ્રકારે, સંપૂર્ણ પ્રપંચ કલ્પિત હોવાથી અવિદ્યાનું પરિણામ છે, અને તે પોતાના અધિષ્ઠાન–ચેતનના આશ્રયે, અધિષ્ઠાન–ચેતનને સ્પર્શ કર્યા વિના, પ્રતીત થાય છે અને અધિષ્ઠાન–ચેતનરૂપ જ છે. કેમકે દેશ, કાળ, વસ્તુ અને વૃત્તિજ્ઞાનથી ભિન્ન હોય એવું પ્રપંચનું બીજું કોઈ રૂપ જણાતું નથી. આમ, દેશ, કાળ, વસ્તુ અને વૃત્તિજ્ઞાન, ઉપર જણાવ્યા પ્રમાણે, અન્યોન્યાશ્રય હોવાથી કલ્પિત સિદ્ધ થાય છે. આવી રીતે, સંપૂર્ણ પ્રપંચ અવિદ્યાના પરિણામરૂપે[૧] અને ચેતનના વિવર્તરૂપે[૨] જણાય છે.

## કારણકાર્ય–અભેદ

(૨૭) ઉપરોક્ત વિચારોને અનુસરી, કારણ–કાર્ય, આધાર–આધેય, વિશેષણ–વિશેષ્ય, ધર્મ–ધર્મી અને ભાવ–અભાવ રૂપ સર્વ સંબંધો અને એ સંબંધોનાં અનુયોગી[૩] અને પ્રતિયોગી[૪]

---

૧. પોતાના ઉપાદાન (કારણ)ના જેવી સમાન સત્તા અને અન્યથા સ્વરૂપને 'પરિણામ' કહે છે. દાખલા તરીકે દહીં' એ દૂધનું પરિણામ છે. બંનેની વ્યાવહારિક સત્તા હોવાથી બંને સમસત્તાવાન છે, પરંતુ તેમના સ્વરૂપમાં ભેદ છે. ૨. પોતાના અધિષ્ઠાનથી ઊલટી સત્તા અને અન્યથા સ્વરૂપને 'વિવર્ત' કહે છે. દાખલા તરીકે કલ્પિત સર્પ અધિષ્ઠાન–દોરડીનો વિવર્ત છે. દોરડીની વ્યાવહારિક સત્તા અને સર્પની પ્રાતિભાસિક સત્તા હોવાથી સત્તા ભેદ છે અને અન્યથા સ્વરૂપભેદ પણ છે.

૩–૪. જેમાં સંબંધ રહે, તે પોતાના સંબંધીનું અનુયોગી અને જેનો

દ્રવ્ય ગુણ અને કર્મ, ત્રિવિધ પરિચ્છેદવાળાં હોવાથી, અધિષ્ઠાન–ચેતનના વિવર્ત તરીકે સિદ્ધ થાય છે અને એ અધિષ્ઠાન–ચેતન બધાનું એકમાત્ર વિવર્તોપાદાન કારણ સિદ્ધ થાય છે. જે પોતે જેમનું તેમ રહે છે અને પોતાના આશ્રયે બીજા કલ્પિત વિકારોની પ્રતીતિ કરાવે છે, તેને ‘વિવર્તોપાદાન કારણ’ કહે છે. દાખલા તરીકે દોરડી પોતાના વિવર્તરૂપ સર્પ, દંડ, માળા વગેરે પ્રત્યે વિવર્તોપાદાન કારણ છે.

(૨૮) આ દૃષ્ટિએ, ઘટપટાદિ કાર્યો પ્રત્યે કપાળ–તન્તુ વગેરેની કારણતા સિદ્ધ થતી નથી, કેમકે કપાળ–તન્તુ વગેરે પોતાનાં કાર્યોની પહેલાં જો સિદ્ધ હોય, ત્યારે જ તેમની ઘટપટાદિ પ્રત્યે કારણતા સિદ્ધ થાય. ઉપરોક્ત વિચારોના આધારે દેશ–કાળ–વસ્તુ પરિચ્છેદવાળા કોઈ પણ પદાર્થની પ્રાક્‌સિદ્ધિ છે જ નહિ, પરંતુ જ્ઞાન સમકાલીન માત્ર આભાસરૂપે તેની ઉત્પત્તિ નવી થાય છે. દર્પણમાં જોવાથી મોઢું દેખાય છે અને મોઢાનું જ્ઞાન થાય છે, તે નવું ઉત્પન્ન થાય છે. ‘કાલે જોયું હતું હતું તે આ મુખ છે,’ એવી પ્રતીતિ દર્પણમાં ભ્રમરૂપ છે. આ પ્રકારે, સાક્ષીચેતનમાં કપાળ–તન્તુ વગેરે ‘વસ્તુ’ અને ‘વસ્તુજ્ઞાન,’ આપણી દૃષ્ટિ સમકાલીન માત્ર આભાસરૂપે નવીન ઉત્પન્ન થાય છે અને બંને પરસ્પર સાપેક્ષ છે. ઉપરોક્ત પ્રકારે, જ્યારે કપાળ–તન્તુ વગેરેમાં પોતાની કોઈ સત્તા નથી અને જ્યારે તેમની સિદ્ધિ પોતાનાં કાર્યો પૂર્વે હોતી નથી, ત્યારે એ પોતાનાં કાર્યો પ્રત્યે કારણરૂપે કેમ કરી સ્વીકારી શકાય ?

(૨૯) આ રીતે, વૃત્તિરૂપ જ્ઞાન અને વિષય એ સર્વ બુદ્ધિનું પરિણામ છે; અને સાક્ષીચેતનના આશ્રયે બુદ્ધિ જ ભિન્નભિન્ન જ્ઞાન અને વિષયના આકારને ધારણ કરે છે; તેમાં કારણ–કાર્ય ભાવ રંચમાત્ર પણ નથી. જેમ સ્વપ્નમાં બુદ્ધિ જ જ્ઞાનાકાર અને વિષયાકાર પરિણામને પ્રાપ્ત કરે છે અને બહાર કંઈ પણ

સંબંધ હોય તે પ્રતિયોગી કહેવાય છે. દાખલા તરીકે ઘટનો ભૂતળ સાથે સંયોગ-સંબંધ છે. આ સંબંધમાં ભૂતળ અનુયોગી છે અને ઘટ પ્રતિયોગી છે

હોતું નથી, તેમ સ્વપ્નની સમાન, બુદ્ધિની પ્રતીતિ કેવળ ભ્રમ છે. જેમ સ્વપ્નના પિતા અને પુત્રમાં, ગાય અને વાછરડા વગેરેમાં કારણ-કાર્યતા પ્રતીત થાય છે, પરંતુ વાસ્તવમાં સ્વપ્નના પિતાપુત્રાદિ સમકાલીન ઃ અને તેમાં પરસ્પર કારણ-કાર્યની પ્રતીતિબુદ્ધિનું જ ભ્રમરૂપ પરિણામ છે. તેમ જાગ્રતનાં સર્વ કારણ-કાર્ય બુદ્ધિનુંજ પરિણામ છે અને શું બુદ્ધિ અને શું બુદ્ધિનું પરિણામ' બધું જ અધિષ્ઠાન-ચેતનનો વિવર્ત છે. જેમ મૃગતૃષ્ણાનું જળ પૃથ્વીને રંચ માત્ર પણ ભીની કરી શકતું નથી, તેમ એ વિવર્તનો પોતાના અધિષ્ઠાન-ચેતનમાં રંચ પણ સ્પર્શ હોતો નથી.

(૩૦) **શંકા:**—તમે કહો છો કે, કપાળ-તન્તુ વગેરે કારણ પોતાના કાર્ય પૂર્વે અસિદ્ધ છે, પરંતુ જો આ તમારા કથનને સ્વીકારવામાં આવે, તો તમારા વેદાન્તસિદ્ધાન્તને હાનિ પહોંચશે. કારણ, વેદાન્તનું કથન એમ છે કે, જ્ઞેયને અનુસરીને જ જ્ઞાન થાય છે; જ્ઞેય વિના જ્ઞાન હોતું નથી. આ સિદ્ધાન્તને અનુસાર, કપાળ-તન્તુ વગેરે કારણોમાં જો પ્રાક્‌સિદ્ધતા હોય નહિ, તો પ્રાક્‌સિદ્ધતાની પ્રતીતિ પણ ન હોય. પરંતુ, કપાળ-તન્તુ આદિ કારણોમાં પ્રાક્‌સિદ્ધતા છે એ બધાના અનુભવથી સિદ્ધ વાત છે. એટલે. તમારા સિદ્ધાન્તને અનુસરી, પ્રાક્‌સિદ્ધતાની એ પ્રતીતિ જ, તેમની પ્રાક્‌સિદ્ધતાને સિદ્ધ કરે છે કે, કપાળ-તન્તુ આદિ પોતાનાં કાર્ય ઘટપટાદિ પહેલાં પણ સિદ્ધ છે.

(૩૧) **સમાધાન:**—હા, વેદાન્તનો એ સિદ્ધાન્ત છે કે, જ્ઞેય વિના જ્ઞાન હોતું નથી વેદાન્તનો સિદ્ધાંત એ પણ છે કે, જે કાળે દોરડીમાં સર્પની પ્રતીતિ થાય છે, તે કાળે સર્પ પણ ઉત્પન્ન થાય છે; જ્ઞાન નિર્વિષયક હોતું નથી. બીજા અર્થમાં, સર્પનું માત્ર જ્ઞાન જ ઉત્પન્ન હોતું નથી, બલ્કે, જ્ઞાનકાળમાં સર્પરૂપ વિષય પણ ઉત્પન્ન થાય છે. પરંતુ, જ્ઞેય અને જ્ઞાન સમસત્તાવાળાં જ હશે; જ્ઞેય જો ભ્રમરૂપ હશે, તો તેનું જ્ઞાન પણ ભ્રમરૂપ હશે. જ્ઞેય ભ્રમ હોય અને તેનું જ્ઞાન યથાર્થ હોય,

એવો સંભવ નથી. કપાળ–તન્તુ આદિ કારણોમાં પ્રાક્‌સિદ્ધતા અવશ્ય પ્રતીત–તો થાય છે, પરંતુ કપાળ–તન્તુ આદિ કારણ ત્રિવિધ પરિચ્છેદવાળાં હોવાથી, વસ્તુતઃ તેમની પોતાની કોઇ સત્તા હોતી નથી; કેવળ જ્ઞાન સમકાલીન તેમની માત્ર પ્રતીતિ હોય છે. આ સંજોગમાં, તેમનામાં પોતાની પ્રાક્‌સિદ્ધતા ક્યાંથી આવે ? વળી, પ્રાક્‌સિદ્ધતા હોવા વિના તેની પ્રતીતિ પણ થઇ શકે નહિ. છતાં એ પ્રાક્‌સિદ્ધતા કપાળ–તન્તુ વગેરેમાં પ્રતીત થાય છે, તે તેમની પોતાની નથી; પરંતુ, જપા પુષ્પની રતાશ જપા પુષ્પ પર રાખેલા સ્ફટિકમાં ચમકી રહે, એ પ્રમાણે, અધિષ્ઠાન ચેતનસ્થ પ્રાક્‌સિદ્ધતા એમાં પણ ચમકે છે. આ પ્રકારે, કપાળ–તન્તુ કેવળ પોતાના અધિષ્ઠાન–ચેતનની સત્તાથી સત્તાવાન અને એ ચેતનની પ્રાક્‌સિદ્ધતાથી પ્રાક્‌સિદ્ધ પ્રતીત થાય છે. વસ્તુતઃ કપાળ–તન્તુ આદિ કદાપિ પ્રાક્‌સિદ્ધ નથી, તેમજ ઘટપટાદિ કાર્યો પ્રત્યે કારણ પણ નથી. જેમ સ્વપ્ન–પદાર્થ સ્વસત્તશૂન્ય હોવા છતાં, પોતાના અધિષ્ઠાન–ચેતનની સત્તા અને પ્રાક્‌સિદ્ધતાથી સત્‌ અને પ્રાક્‌સિદ્ધ પ્રતીત થાય છે, તથા જેમ દોરડીમાં સર્પ ભ્રમ થાય છે ત્યારે 'આ સર્પ હમણાં ઉત્પન્ન થયો છે,' એવું જ્ઞાન હોતું નથી, બલ્કે, 'આ સર્પની પૂર્વ સ્થિતિ છે' એવા રૂપે ભ્રમ થાય છે, અને એ ભ્રમ, વાસ્તવમાં, સર્પનો ત્રણે કાળમાં અભાવ હોવાથી, અધિષ્ઠાન–દોરડીની સત્તાને લીધે સર્પમાં સત્તાના અને અધિષ્ઠાન–દોરડીની પ્રાક્‌સિદ્ધતાથી સર્પમાં પ્રાક્‌સિદ્ધતાના ભ્રમરૂપ જ છે. તેમ અને તેવી રીતે, કપાળ–તન્તુ આદિકારણોમાં પ્રાક્‌સિદ્ધતા ભ્રમરૂપ છે અને પ્રાક્‌સિદ્ધતાનું જ્ઞાન પણ ભ્રમરૂપ છે.

(૩૨) આપણે જેવી જેવી મુખાકૃતિ કરીને દર્પણમાં જોઈએ છીએ, તેવી તેવી આકૃતિ દર્પણમાં પ્રતીત થાય છે. એ પ્રકારે, જે જે આકાર બુદ્ધિ-વૃત્તિ ધારણ કરે છે, તેવું તેવું રૂપ અધિ-ષ્ઠાન–ચેતનમાં પ્રતીત થાય છે. વાસ્તવમાં, અધિષ્ઠાન–ચેતનમાં એ આકારોનો નથી હોતો કોઇ સ્પર્શ કે નથી હોતી તેમની

કોઈ સત્તા. પરંતુ અધિષ્ઠાન–ચેતનના આશ્રયે બુદ્ધિ પોતે એ આકારોને ધારણ કરે છે, અને જેમ ચંચળ વાનર દર્પણમાં પડેલા પોતાના આકારને પોતાનાથી ભિન્ન સત્યરૂપે સ્વીકારી લે છે, તેમ એ આકારોને પોતાનાથી ભિન્નરૂપે જાણીને, બુદ્ધિ પોતે એ મિથ્યા આકારોમાં સત્યતાની ભ્રાન્તિ કરી લે છે. વળી એ મિથ્યા અનુભવજન્ય સંસ્કારોમાં પણ સત્યતાથી ભ્રાન્તિ કરીને, બુદ્ધિ એ સંસ્કારોને સત્યરૂપે પોતાની અંદર સમાવી લે છે, અને પરિણામે એ સંસ્કારોની સ્મૃતિદ્વારા, જ્યારે વૃત્તિ ફરીથી એ આકારોને ધારણ કરે છે, ત્યારે 'એ જ આ વસ્તુ છે, 'એવો પ્રત્યભિજ્ઞા[1] ભ્રમ થાય છે. ખરું જોતાં, એ જ વસ્તુ કદાપિ નહોતી અને છે પણ નહિ. આપણે આપણું મોઢું જ દર્પણમાં પ્રથમ જોઇને, ફરી ફરીને તે પાછું દર્પણમાં જ્યારે જોઇએ છીએ, ત્યારે પૂર્વાનુભવજન્ય સંસ્કારોની ભ્રાન્તિને લીધે એવો ભ્રમ થાય છે કે, 'આ મોઢું તે એ જ છે' પરંતુ, વાસ્તવમાં, જ્યારે જ્યારે આપણે દર્પણમાં મોઢું જોઇએ છીએ, ત્યારે ત્યારે નવીન જ મોઢું ત્યાં હોય છે. આ સંજોગમાં, 'આ મોઢું તે એ જ છે,' એ પ્રકારે દર્પણમાં જોવાથી જે પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ થાય છે, તે ભ્રમરૂપ છે.

(૩૩) આ દૃષ્ટિએ, જ્યારે કપાળ–તન્તુ આદિ કારણ પ્રાક્‌સિદ્ધ રૂપે અસિદ્ધ છે, ત્યારે એ ઘટપટાદિ પોતાનાં કાર્યો પ્રત્યે કારણ કેવી રીતે હોઈ શકે? કારણ એ ત્યારે જ બની શકે, જ્યારે તેમનાં કાર્યો પહેલાં તેમનું પોતાનું અસ્તિત્વ હોય. વળી સંપૂર્ણ પ્રપંચ ત્રિવિધ પરિચ્છેદવાળો હોવાથી, ભૂત કે ભૌતિક એવો કોઇ પદાર્થ પ્રતીત થતો નથી, જેને પ્રાક્‌સિદ્ધ રૂપે સ્વીકારી શકાય, અને ઘટપટાદિ કાર્યો પ્રત્યે કારણ રૂપે માની શકાય. હા, એક નિર્વિકાર, અજર, અમર, પરિચ્છેદશૂન્ય

૧. જે વસ્તુને પૂર્વે પ્રત્યક્ષ કરી હોય, તે પૂર્વપ્રત્યક્ષના સંસ્કારસહિત એ વસ્તુની પુનઃ પ્રતીતિ થાય, તેને 'પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ' કહે છે. આ રીતે, બધું જ પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ ભ્રમરૂપ છે.

અને ભેદશૂન્ય અધિષ્ઠાન–ચેતન પ્રાક્ સિદ્ધ રૂપે ગ્રહણ કરી શકાય છે, અને કેવળ એકમાત્ર તે જ સંપૂર્ણ કારણકાર્યરૂપ પ્રપંચ પ્રત્યે વિવર્તોપાદાન કારણ છે. શું ઘટપટાદિ કાર્ય, શું કપાળ–તન્તુ આદિ કારણ, શું બુદ્ધિરૂપ જ્ઞાતા, શું વૃત્તિરૂપ જ્ઞાન, કે શું પ્રપંચરૂપ જ્ઞેય–આ બધાં એ પરમ ઉપાદાનના વિવર્તરૂપ કાર્ય છે જે, દર્પણની જેમ, પોતાના અધિષ્ઠાન–ચેતનના આશ્રયે પ્રતીત હોઈ, તેને સ્પર્શ કરી શકતાં નથી.

(૩૪) આ અમારી કપોળકલ્પના નથી. શ્રુતિ ભગવતી પોતે આ સિદ્ધાન્તની સાખ પૂરે છે. છાન્દોગ્યોપનિષદના છઠ્ઠા પ્રપાઠકના શાંકર ભાષ્યમાં, ઉદ્દાલક શ્વેતકેતુના સંવાદદ્વારા, આ સિદ્ધાન્ત સુન્દર યુક્તિઓથી પ્રતિપાદન કરવામાં આવ્યો છે. એમાં એ સિદ્ધ કરવામાં આવ્યું છે કે, સંપૂર્ણ કારણકાર્ય-રૂપ પ્રપંચ પોતાના અધિષ્ઠાન–ચેતનનો વિવર્તમાત્ર છે. સંક્ષેપમાં એનો આશય નીચે પ્રમાણે છે:—

કારણ–કાર્ય સંબંધમાં નૈયાયિકોનો 'આરંભવાદ' સાંખ્યોનો 'પરિણામવાદ' અને વેદાન્તનો 'વિવર્તવાદ' છે. નૈયાયિકોનો મત એવો છે કે, ઉપાદાન કાર્યરૂપ પરિણામને પ્રાપ્ત કરતું નથી, જેવો મત સાંખ્યનો પણ છે; પરંતુ ઉપાદાન જેમનું તેમ રહે છે અને ઉપાદાનમાં પોતાનામાં કાર્ય એક ભિન્ન વસ્તુ તરીકે ઊપજે છે. દાખલા તરીકે, કપાળ–તન્તુ વગેરે ઉપાદાનમાં, ઘટપટાદિ કાર્યોની ઉત્પત્તિ થવા છતાં, કપાળ–તન્તુ પોતે જેમનાં તેમ રહે છે, અને ઘટપટાદિ કાર્ય પોતાના ઉપાદાન કપાળ–તન્તુથી ભિન્ન વસ્તુ તરીકે ઊપજે છે. કારણ કે, ધારણ અને આચ્છાદનરૂપ વ્યવહાર–કપાળ–તન્તુદ્વારા સિદ્ધ થતા નથી, પણ ઘટપટાદિ દ્વારા સિદ્ધ થાય છે, અને તેથી કપાળ–તન્તુથી ઘટપટાદિ એક ભિન્ન વસ્તુ છે. આ પ્રકારે, કપાળતન્તુ આદિમાં ઘટપટાદિનો આરંભ થાય છે, પણ કપાળ–તન્તુ આદિનું ઘટપટાદિમાં પરિણામ આવતું નથી. જો કપાળ–તન્તુનું ઘટપટમાં પરિણામ આવે છે એમ માનીએ, તો ઘટ-

પટની ઉત્પત્તિ થયા પછી કપાળ–તન્તુ સ્વસ્વરૂપે રહી શકે નહિ; કેમકે, સ્વસ્વરૂપને તજીને બીજા રૂપે પરિવર્તન પામવું, એને પરિણામ કહેવામાં આવે છે. પણ કપાળ–તન્તુ પોતાના સ્વરૂપે જેમનાં તેમ બન્યાં રહે છે, એટલે પરિણામવાદ અસંગત છે.

(૩૫) પરિણામવાદી સાંખ્યનું કથન એવું છે કે, કાર્ય પોતાના ઉપાદાનથી ભિન્ન સત્ વસ્તુ છે, અને પોતાના ઉપાદાનમાં અસ્પષ્ટરૂપે રહે છે. સત્ કાર્યની અભિવ્યક્તિ ઉપાદાનમાં ક્રિયાદ્વારા થાય છે, અને કાર્યનો નાશ થયા પછી કાર્ય પોતાના ઉપાદાનમાં અનભિવ્યક્તરૂપે–અસ્પષ્ટરૂપે લય પામે છે. આ પ્રકારે, ઉપાદાન કાર્યરૂપમાં પરિણમે છે. જો ઉપાદાન જેમનું તેમ રહે અને પરિણામમાં પલટો ન લે, તો ઘટપટાદિની ઉત્પત્તિ થયા પછી, કપાળ–તન્તુમાં બીજાં ઘટપટાદિની ઉત્પત્તિ થવી જોઈએ. પણ, કાર્યની એકવાર ઉત્પત્તિ થયા પછી કપાળ–તન્તુ બીજાં ઘટપટનાં ઉપાદાન રહેતાં નથી. એટલે પરિણામવાદ સ્વીકાર્ય છે અને આરંભવાદ અસંગત છે.

(૩૬) વેદાન્ત આ બંનેથી આગળ જઇને કહે છે કે, ઉપાદનથી ભિન્ન કાર્ય જેવી કોઇ બીજી વસ્તુ છે નહિ, તેમ ઉપાદાન કાર્યરૂપ પરિણામને પણ પ્રાપ્ત કરતું નથી. જો ઉપાદાનથી ભિન્ન કાર્ય જેવી કોઇ બીજી વસ્તુ હોત, તો ઉપાદાનથી અધિક ભિન્ન દેશકાળમાં કાર્યની પ્રતીતિ થાત. પરંતુ, ઉપાદાનથી ભિન્ન દેશકાળમાં કાર્યની પ્રાપ્તિ થતી નથી. ઘટપટાદિ કાર્યમાંથી માટી અને તંતુને કાઢી લઇએ તો ઘટપટાદિ જેવી કોઇ વસ્તુ બાકી રહે નહિ, એટલે, આરંભવાદ મિથ્યા છે. વળી, ઉપાદાન જો કાર્યરૂપે પરિણામને પ્રાપ્ત થતું હોય, તો, દૂધ દહીં રૂપે પરિણમવા પછી દૂધરૂપે શેષ રહેતું નથી; તેમ, કાર્યનો નાશ થયા પછી ઉપાદાન શેષ રહેવું જોઈએ નહિ. પરંતુ ઘટપટાદિ કાર્યો નાશ પામવા છતાં, મૃત્તિકા અને તંતુ એટલાં ને એટલાં જ સંખ્યા તેમજ પ્રમાણમાં શેષ રહે છે, અને તેમાં રંચમાત્ર પણ ન્યૂનતા હોતી નથી, એટલે પરિણામવાદ પણ મિથ્યા છે.

(૩૭) વેદાન્તનું કથન એવું છે કે, પોતાના ઉપાદાનથી ભિન્ન એવી કાર્ય જેવી કોઈ વસ્તુ નથી; બલ્કે કાર્ય ઉપાદાન રૂપ છે. કાર્ય પોતાના ઉપાદાનનું કેવળ વિવર્ત છે, અને ઉપાદાનની જ એક બીજી સંજ્ઞારૂપ છે. વાસ્તવમાં, ઉપાદાનથી ભિન્ન કાર્યનું કોઈ રૂપ નથી. દાખલા તરીકે સર્પ એ દોરડીનો વિવર્ત છે. દોરડીથી ભિન્ન સર્પનું કોઈ રૂપ નથી. દોરડીમાં સર્પ કેવળ પ્રતીતિ માત્ર છે. ઉપાદાન ત્રિકાળ સત્ય છે. કાર્યની પહેલાં, કાર્યની પાછી, અને કાર્યની મધ્યે ઉપાદાન જેમનું તેમ છે. અર્થાત્, ઉપાદાન પોતે જેમનું તેમ રહીને, પોતાના આશ્રયે કાર્યની માત્ર પ્રતીતિ જ કરાવે છે. વાસ્તવમાં, કાર્ય પોતાના ઉપાદાનમાં કલ્પનારૂપ છે. આ પ્રકારે, ઉપાદાન અને અધિષ્ઠાનનો અભેદ સિદ્ધ થયો.

**"वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ।"**

(છાન્દોગ્યોપનિષદ)

અર્થાત્, કાર્ય કથનમાત્ર અને નામમાત્ર જ છે. ઉપાદાન એ જ સત્ય છે. સુવર્ણ, મૃત્તિકા, તન્તુ, વગેરે જેમને લૌકિક દૃષ્ટિએ ભૂષણ, ઘટ, પટ વગેરે પ્રત્યે ઉપાદાનરૂપે ઓળખીએ છીએ, તે ખરું જોતાં ઉપાદાનકારણ નથી, પણ કેવળ નિમિત્તકારણ છે. કારણ કે, આ સંપૂર્ણ ભૂતભૌતિક પ્રપંચ ઉત્પન્ન થયેલો હોવાથી કાર્ય છે. એ પોતે કાર્ય છે, એટલે એ બીજાનું ઉપાદાન બની શકે નહિ. કેમકે રજ્જુમાં સર્પની જેમ, કાર્ય મિથ્યા અને કલ્પિત છે. એટલે, ત્રિકાળાબાધ્ય સત્ વસ્તુ અધિષ્ઠાન–ચેતન, એ જ સંપૂર્ણ પ્રપંચનું એક માત્ર વિવર્તોપાદાન છે. આ પ્રકારે, અવિદ્યા, બુદ્ધિ, વૃત્તિ, પંચભૂત, સુવર્ણ, મૃત્તિકા, વગેરે પોતાનાં કાર્યોની ઉત્પત્તિમાં નિમિત્ત માત્ર છે. અવિદ્યા વગેરે તેમજ સુવર્ણ, મૃત્તિકા, વગેરેના નિમિત્તથી એ અધિષ્ઠાન–ચેતન જ, ભૂષણ, ઘટ, વગેરેના રૂપે પ્રતીત થઇ રહ્યું છે. શું નિમિત્ત અને શું કાર્ય–બધું જ, સ્વપ્નની જેમ, અધિષ્ઠાન–ચેતનનો વિવર્ત છે અને અધિષ્ઠાનરૂપ જ છે.

" सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः। (છાન્દોગ્ય)
અર્થાત્, હે સૌમ્ય ! આ સર્વ પ્રપંચનું મૂળ એ સત્ જ છે.
" एतदात्म्य मिदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि। "
(છાન્દોગ્ય)

અર્થ:—એ પ્રત્યક્ષ સત્ આત્માવાળું આ સર્વ છે. એ પરમાર્થ છે, એ આત્મા છે, તે તું છે.

(૩૮) આ પ્રકારે સુવર્ણ, મૃત્તિકા વગેરે અધિષ્ઠાન–ચેતનનાં વિવર્ત હોવાથી, પોતે જ નથી, તો ભૂષણાદિ કાર્યને કેવી રીતે ઉત્પન્ન કરી શકે ? વળી, કલ્પિતરૂપ હોવાથી જ્યાં કાર્ય જ બનતું નથી, ત્યાં સુવર્ણ, મૃત્તિકા વગેરેમાં કારણતા કેમ કરી સિદ્ધ થાય ? આ વિચાર પ્રમાણે દ્રવ્યના આશ્રયે ગુણ અને ક્રિયા નથી, તેમ ધર્મીને આશ્રયે ધર્મ નથી, પરંતુ બધા જ સંબંધો, અનુયોગી તેમજ પ્રતિયોગી, પોતાના અધિષ્ઠાનચેતનના વિવર્ત છે. કારણ કે, બધા આધાર અને આધેય, ત્રિવિધ પરિચ્છેદવાળા હોવાથી સ્વસત્તાશૂન્ય અને માયા માત્ર છે, તેમ જ પોતાના અધિષ્ઠાન–ચેતનના આશ્રયે કેવળ પ્રતીતિ માત્ર છે. દર્પણમાં પ્રતીત થતું મુખરૂપ દ્રવ્ય, ધોળું પીળું વગેરે મુખના ગુણ, અને હલનચલન વગેરે મુખની ક્રિયા, એ દર્પણસ્થ મુખના આશ્રયે નથી, પરંતુ મુખ, ગુણ અને ક્રિયા—એ દર્પણને આશ્રયે છે. દર્પણના અજ્ઞાનને લીધે, મુખમાં આશ્રયતા અને ગુણ તથા ક્રિયામાં આશ્રિતતાની જે પ્રતીતિ થાય છે, તે ભ્રમ છે.

## જાગ્રત અને સ્વપ્નનો અભેદ

(૩૯) જાગ્રતનો ક્ષણિક કાળ અને અલ્પ દેશ, કંઠગત હિતા નામની નાડીમાં, સ્વપ્નસૃષ્ટિના દીર્ઘકાળ અને વિસ્તૃત દેશની જો કે પ્રતીતિ કરાવે છે, તોપણ જાગ્રતના ક્ષણિક કાળ અને અલ્પ દેશની આધારતા અને સ્વપ્નના દીર્ઘકાળ અને વિસ્તૃત દેશની આધેયતાનો સ્વીકાર કરી શકાય તેમ નથી, તેમ તેનો સંભવ પણ નથી. પરંતુ એક અધિષ્ઠાન–ચેતનના આશ્રયે જાગ્રત અને સ્વપ્ન બંનેની પ્રતીતિ થાય છે અને એ બંનેમાં પરસ્પર કારણ-

કાર્યતા અને આધારાધેયતા મિથ્યા છે. દાખલા તરીકે, નાટચ-ગૃહમાં રંગભૂમિ પર પહેલાં નરસિંહ મહેતાના ખેલનો પડદો ઊપડે અને તે પછી કબીર ભક્તના ખેલનો પડદો ઊપડે, છતાં એ બંનેમાં આધારાધેયભાવ કોઇમાં પણ હોતો નથી; કેવળ રંગભૂમિ જ બંનેને આધારભૂત હોઈ શકે છે.

(૪૦) જ્યારે જાગ્રત દેશકાળ સ્વતંત્ર અને સ્થિર હોય, ત્યારે જ જાગ્રત દેશકાળની સ્વપ્નસૃષ્ટિ પ્રત્યે આધારતા અને કારણતા સિદ્ધ થાય. પરંતુ, પાછળ અંક ૬ થી ૨૬ સુધીમાં વિવેચન કરવામાં આવ્યું છે તે પ્રમાણે જાગ્રત દેશકાળ, જાગ્રત પદાર્થો સાથે અન્યોન્યાશ્રયરૂપે સમકાલીન ઉત્પત્તિવાન તેમ જ નાશવાન છે; તે નથી સ્વતંત્ર કે નથી સ્થિર. આમ જે વસ્તુ પોતાના સ્વરૂપથી ચળાયમાન છે અને સ્વતંત્ર પણ નથી તે કોઇ બીજી વસ્તુને આધારભૂત કેમ બને ?

બીજું, વેદાન્તસિદ્ધાન્તમાં ભ્રમસ્થળમાં અનિર્વચનીય[1] ખ્યાતિનો અંગીકાર કરવામાં આવ્યો છે. એનો આશય એ છે કે, જે કાંઈ પણ જ્ઞાન થાય છે તે સવિષયક હોય છે; નિર્વિષયક જ્ઞાન મિથ્યા છે. બીજા અર્થમાં, જ્ઞાનની સાથે વિષય પણ ઉત્પન્ન થાય છે; વિષય વિના કેવળ જ્ઞાન શક્ય નથી. આ સિદ્ધાન્તાનુસાર, સ્વપ્નજ્ઞાનના પદાર્થો પણ સ્વપ્નકાળમાં ઉત્પન્ન થાય છે. શ્રુતિ ભગવતી પણ સ્વપ્નપદાર્થોની ઉત્પત્તિની શાખ પૂરે છે:—

**"न तत्र रथा न रथ योगा न पन्थानो**
**भवन्त्यथ रथान्रथयोगान्पथः सृजते ।"**

આ શ્રુતિમાં વ્યાવહારિક રથ, અશ્વ અને માર્ગનો નિષેધ

---

૧. સત્ અને અસત્‌થી વિલક્ષણ હોય તેને 'અનિર્વચનીય' કહે છે. આ જાગ્રત જગત એવું છે: ત્રણે કાળમાં જેનો અભાવ ન હોય તેને 'સત્' કહે છે. પણ આ જગત એવું નથી, એટલે સત્‌થી વિલક્ષણ છે. ત્રણે કાળમાં જેની પ્રતીતિ ન થાય તેને 'અસત્' કહે છે: દાખલા તરીકે શશશૃંગ, વંધ્યાપુત્ર વગેરે. પરંતુ, આ જગત પ્રતીત થાય છે, એટલે અસત્‌થી પણ તે વિલક્ષણ છે, એટલે 'અનિર્વચનીય' છે.

કરીને, સ્વપ્નમાં અનિર્વચનીય રથ, અશ્વ અને માર્ગની ઉત્પત્તિનું વર્ણન કર્યું છે. વળી જ્યાં સ્વપ્નપદાર્થોની ઉત્પત્તિ માનવામાં આવી છે, ત્યાં એ પદાર્થોને યોગ્ય દેશકાળની અપેક્ષા પણ રહે જ. આમ, જાગ્રતના અલ્પ દેશકાળનો આધાર સ્વપ્નના દેશકાળ પ્રત્યે સંભવતો નથી.

(૪૧) વાસ્તવદષ્ટિએ, જાગ્રતપ્રપંચ અને સ્વપ્નપ્રપંચ બંનેનું [1]પરિણામી-ઉપાદાન મૂલાવિદ્યારૂપ સુષુપ્તિ-અવસ્થા છે. સુષુપ્તિમાંથી જાગ્રતપ્રપંચ જન્મે છે, તેમજ સુષુપ્તિમાંથી જ સ્વપ્ન-પ્રપંચ પણ જન્મે છે. એ બંનેનો લય પણ સુષુપ્તિમાં થાય છે. જાગ્રત પછી જ્યારે સ્વપ્ન આવે છે, ત્યારે જાગ્રતનો લય સ્વપ્નમાં થતો નથી, પરંતુ સુષુપ્તિમાં થાય છે, અને પછી સુષુપ્તિમાંથી સ્વપ્નપ્રપંચ જન્મે છે. જાગ્રત અને સ્વપ્નની વચ્ચે સુષુપ્તિનું આવવું જરૂરી છે. આ સુષુપ્તિ ભલે ક્ષણિક હોય અથવા ક્ષણના કોઈ અંશમાં હોય, પરંતુ બંનેની મધ્યમાં સુષુપ્તિનું હોવું જરૂરી છે. નાટ્યગૃહમાં નરસિંહ મહેતાના ખેલનો પડદો ઊપડે અને તે ખેલ પૂરો થાય, ત્યાર પછી કબીર ભક્તનો ખેલ શરૂ થઈ શકે. પણ તે શરૂ થતા પહેલાં, રંગભૂમિને સાફ કરી લેવી એ જરૂરનું છે. આ પ્રકારે, જ્યારે જાગ્રતના ભોગ પોતાનાં ફળ આપવામાં ઉદાસીન બને છે અને સ્વપ્નભોગનાં ફળ સન્મુખ આવી ઊભાં રહે છે, ત્યારે જાગ્રતપ્રપંચનો સુષુપ્તિમાં લય થવો આવશ્યક બને છે, જેથી સ્વપ્નના ભોગને અવકાશ મળે. આનું કારણ એ છે કે, જાગ્રતભોગ અને સ્વપ્નભોગ બંનેનો કર્તાભોક્તા સુષુપ્તિ-અવસ્થાનો અભિમાની 'પ્રાજ્ઞ' નામનો જીવ છે અને એ બંને અવસ્થા તેના ભોગની સામગ્રી અને ભોગસ્થળરૂપ છે. એ જ '[2]પ્રાજ્ઞ' જાગ્રત અને સ્વપ્નમાં '[3]વિશ્વ' ને '[4]તૈજસ' રૂપે અનુક્રમે પ્રકટ

---

૧. જે વસ્તુ પોતે કાર્યરૂપે પરિવર્તન પામે છે, તે 'પરિણામી ઉપાદાન' કહેવાય છે. ૨. સુષુપ્તિ-અવસ્થાના અભિમાની જીવનું નામ 'પ્રાજ્ઞ' છે. ૩. જાગ્રત-અવસ્થાના અભિમાની જીવનું નામ 'વિશ્વ' છે. ૪. સ્વપ્ન-અવસ્થાના અભિમાની જીવનું નામ 'તૈજસ' છે.

થાય છે અને એ અવસ્થાઓમાં કર્તાભોક્તા બને છે. વળી, એ જ પોતાના સંચિત સંસ્કારોથી જન્માન્તર પામી પોતાના ભોગને માટે શરીર ધારણ કરે છે.

(૪૨) વિચાર કરી જોઇએ તો, જાગ્રતપ્રપંચનો લય સ્વપ્નમાં થાય એ સંભવિત પણ નથી. જો સ્વપ્નથી જાગ્રતની ઉત્પત્તિ માનવામાં આવે. તો સ્વપ્નમાં જાગ્રતની લયરૂપ નિવૃત્તિ માની શકાય. કારણ કે, કાર્યનો લય તેના ઉપાદાનમાં થાય છે. ઘટનો નાશ થતાં તેનો લય મૃત્તિકામાં થાય છે. સ્વપ્નથી જાગ્રતની ઉત્પત્તિ કોઈના મતે ઇષ્ટ પણ નથી. એટલે, પરિણામી ઉપાદાનરૂપ સુષુપ્તિમાં જાગ્રતની નિવૃત્તિ માનવી પડશે. આમ, જ્યાં જાગ્રતનો લય સુષુપ્તિમાં માનવામાં આવે છે, ત્યાં જાગ્રતથી સ્વપ્નની ઉત્પત્તિ થવી પણ અસંભવિત છે. કારણ કે, જાગ્રત અવસ્થા, પોતાના સ્વરૂપે, સ્વપ્નકાળમાં રહેતી નથી, એટલે સ્વપ્નનું કારણ બની શકે નહિ. સ્વપ્નકાળમાં નથી રહેતો જાગ્રત દેહ, નથી રહેતી જાગ્રત ઇન્દ્રિયો કે નથી રહેતું મનબુદ્ધયાદિ જાગ્રત અંતઃકરણ. બલ્કે આ બધી ત્રિપુટી નવીનરૂપે ત્યાં હોય છે. આ પ્રકારે, જાગ્રતનું કારણ સ્વપ્ન નથી અને સ્વપ્નનું કારણ જાગ્રત પણ નથી. બલ્કે શું સ્વપ્ન કે શું જાગ્રત—એ બંનેના પરિણામી ઉપાદાનરૂપે સુષુપ્તિ સ્વયં સિદ્ધ ઠરે છે. ક્રમે ક્રમે, એ બંને પોતાના ઉપાદાન સુષુપ્તિમાં લય પામે છે અને સુષુપ્તિમાંથી બહાર આવે છે.

(૪૩) **શંકા:**—જો જાગ્રત અને સ્વપ્ન બંનેનું પરિણામી ઉપાદાન સુષુપ્તિ જ છે, તો સ્વપ્નમાંથી જાગેલા મનુષ્યને સ્વપ્નપ્રપંચમાં મિથ્યાત્વ અને જાગ્રતમાં સત્યત્વની પ્રતીતિ થવી જોઇએ નહિ. કારણ કે જ્યાં એક જ ઉપાદાન હોય, ત્યાં એક કાર્ય સત્ય અને બીજું મિથ્યા હોઈ શકે નહિ. કાં તો બંને સત્યરૂપે અથવા બંને મિથ્યારૂપે પ્રતીત થવાં જોઇએ. બંનેમાં સત્યત્વ અને મિથ્યાત્વની પ્રતીતિ થાય એ વિચિત્ર છે. એટલે બંનેનું એક ઉપાદાન હોય એ વાત અનુભવગમ્ય નથી.

(૪૪) **સમાધાનઃ**-વાસ્તવમાં જાગ્રતપ્રપંચમાં પોતાની સત્યતા નથી, તેમ સ્વપ્નપ્રપંચમાં પણ પોતાની સત્યતા નથી. પરંતુ બંનેમાં અધિષ્ઠાન-ચેતનની સત્યતા પ્રતીત થાય છે, અને તેની સત્તાને લીધે, એ બંને અસત્ હોવા છતાં સત્તાવાન તરીકે પ્રતીતિ આપ્યા કરે છે. આમ હોવાથી, જેમ જાગ્રતપ્રપંચ પોતાના કાળમાં સત્નું ભાન કરાવે છે, તેમ સ્વપ્નપ્રપંચ પણ પોતાના કાળમાં સત્રૂપે પ્રતીત થાય છે. 'આ સ્વપ્નપ્રપંચ મિથ્યા છે અને આ સ્વપ્ન છે'—એવી પ્રતીતિ સ્વપ્નકાળમાં કોઈને થતી નથી. એટલે, અધિષ્ઠાનના અજ્ઞાનને લીધે બન્નેમાં સત્યતાની પ્રતીતિ થાય છે. અધિષ્ઠાનના જ્ઞાન વિના, "કદી એ પ્રપંચ સત્ય છે અને કદી આ પ્રપંચ સત્ય છે"— આવી સત્યતાની પ્રતીતિ, બંનેના પરસ્પર વિરોધી જ્ઞાનને લીધે થાય છે. દોરડીમાં દોરડીના અજ્ઞાનને લીધે, કદી "આ સર્પ છે," એવી પ્રતીતિ થાય છે, અને કદી "આ દંડ છે," એવું જ્ઞાન પણ થાય છે. અહીં સર્પની પ્રતીતિથી દંડની પ્રતીતિ, દોરડીનું જ્ઞાન થયા વિના, નિવૃત્ત થઈ જાય છે, તેમ દંડની પ્રતીતિથી સર્પની પ્રતીતિની પણ નિવૃત્તિ થાય છે, એટલે બંને પ્રતીતિ ભ્રમરૂપ છે. આ પ્રકારે, અધિષ્ઠાનરૂપ દોરડીના પ્રત્યક્ષ જ્ઞાન વિના, એક પ્રકારનું ભ્રમજ્ઞાન બીજા પ્રકારના વિરોધી ભ્રમજ્ઞાનને નિવૃત્ત કરે છે. બીજા અર્થમાં, અધિષ્ઠાનનું જ્ઞાન થયા વિના, પરસ્પરનું વિરોધી જ્ઞાન એકમેકની નિવૃત્તિ કરે છે. આ રીતે, જાગ્રતપ્રપંચની પ્રતીતિથી સ્વપ્નપ્રતીતિ મિથ્યા બને છે, અને સ્વપ્નપ્રતીતિથી જાગ્રતપ્રતીતિ મિથ્યા બને છે અને બંને ભ્રમરૂપ છે. પોતાના સ્વરૂપથી અસત્ હોવા છતાં, અધિષ્ઠાન-ચેતનની સત્તાથી, બંને સત્ તરીકે પ્રતીત થાય છે, અને અધિષ્ઠાન-ચેતન પ્રત્યક્ષ થવાથી બંને મિથ્યા ભાસે છે. બંનેનું પરિણામી ઉપાદાન સુષુપ્તિ-અવસ્થારૂપ મૂલાજ્ઞાન છે.

(૪૫) **શંકાઃ**-જાગ્રતમાં સ્વપ્નની સ્મૃતિ થાય છે તથા સ્વપ્નના અનુભવજન્ય સંસ્કાર જાગ્રતમાં રહે છે. વળી, એ નિયમ છે કે, જેણે અનુભવ કર્યો હોય તેનામાં અનુભવજન્ય સંસ્કાર

રહે છે અને સ્મૃતિ કરનાર પણ તે જ હોય. અનુભવ કરનાર બીજો અને સ્મૃતિ કરનાર કોઈ બીજો હોય એ અસંભવિત છે. આ પ્રકારે, સ્વપ્નની સ્મૃતિ જાગ્રતમાં રહેવાથી જાગ્રત જ સ્વપ્નનું કારણ સિદ્ધ થાય છે, અને જાગ્રત પ્રત્યે સ્વપ્નની કાર્યતા સિદ્ધ થાય છે.

**બીજી શંકા:**-સ્વપ્નમાં જાગ્રતની સ્મૃતિ હોતી નથી, બલ્કે જાગ્રતના સંસ્કારોથી સ્વપ્નમાં કદી કદી જાગ્રત પદાર્થોની પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ થાય છે, પરંતુ જાગ્રતની સ્મૃતિ થતી નથી. જાગ્રત પદાર્થોની સ્વપ્નમાં પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ થવાના કારણે પણ, જાગ્રતની સ્વપ્નસૃષ્ટિ પ્રત્યે કારણતા સિદ્ધ ઠરે છે, કેમકે જાગ્રતના સંસ્કાર એ પદાર્થોના કારણરૂપ છે.

(૪૬) **સમાધાન:**-જાગ્રત અને સ્વપ્ન બંને અવસ્થાઓનો અનુભવ કરનાર જોકે એક છે, પરંતુ બંને અવસ્થાઓનો અનુભવકર્તા જાગ્રત અંતઃકરણ કે સ્વપ્નઅંતઃકરણ હોઈ શકતું નથી. કારણ કે, જાગ્રત-અવસ્થા તથા સ્વપ્ન-અવસ્થામાં અંતઃકરણ એક નથી, પરંતુ બંને અવસ્થાઓમાં અંતઃકરણ ભિન્નભિન્ન છે. જાગ્રત-અવસ્થામાં જે પુરુષના અંતઃકરણે 'હું રાજા છું'-એવો રાજ્યનો અહંકાર ધારણ કર્યો હોય છે અને હાથી, ઘોડા, વગેરે પદાર્થોમાં સુખબુદ્ધિ કરી હોય છે, તે પુરુષનું સ્વપ્ન-અંતઃકરણ સ્વપ્નમાં પોતાને ચાંડાળરૂપે જુએ છે અને ચાંડાળવૃત્તિમાં સુખબુદ્ધિ કરે છે. વળી તે જાગ્રતપુણ્યને પાપરૂપે અને જાગ્રતપાપને પુણ્યરૂપે જાણે છે. પક્ષીની જેમ, મનુષ્યશરીરે તે પોતાને ઊડતો જુએ છે. કદી તે પોતાનું શીર કપાયેલું જુએ છે અને પોતાને ચિતામાં ભસ્મ થતો દેખે છે. કદી તે અગ્નિને શીતળ સ્વભાવે અને જળને ઉષ્ણ સ્વભાવે જાણે છે. આ બધું જાગ્રત અંતઃકરણની મર્યાદાથી વિચિત્ર છે. જાગ્રતમાં એવો અનુભવ કદી થયો હોતો નથી. આ પ્રકારે, જાતિ અને રૂપની વિલક્ષણતા, સુખદુ:ખની વિલક્ષણતા, પુણ્ય અને પાપની મર્યાદાની વિલક્ષણતા, ભૂતોના ગુણોની વિલક્ષણતા અને નીતિની વિલ-

ક્ષણુતા હોવાથી, બંને અવસ્થાઓમાં અંતઃકરણુની એકતા નથી. કારણ કે, રૂપ, જાતિ, ગુણુ, પુણ્ય, પાપ, સુખ, દુઃખ, મર્યાદા અને નીતિ–એ સર્વેનો બોધ કેવળ અંતઃકરણુમાં થાય છે. આનું સ્પષ્ટ પ્રમાણુ એ છે કે, સુષુપ્તિમાં અંતઃકરણુ લીન થવાથી રૂપ, જાતિ, ગુણુ વગેરે સર્વનું જ્ઞાન અંતઃકરણુમાં લય પામે છે અને ફરી અંતઃકરણુનો વિકાસ થવાથી એ સર્વ જ્ઞાન અંતઃકરણુમાંથી બહાર આવે છે. આમ હોવાથી, સુષુપ્તિ–અવસ્થામાં એનો કોઈ ભેદભાવ રહેતો નથી. બલ્કે ત્યાં અંતઃકરણુનો અભાવ હોવાથી, ચાંડાળ, રાજા, પશુ, પક્ષી–સર્વનો અભેદ થાય છે. આથી સ્પષ્ટ થાય છે કે, એ સર્વ ભેદ અંતઃકરણુને લીધે છે. આમ, જો સુખદુઃખ, પુણ્યપાપાદિ અને જાતિ-ગુણુાદિ સર્વ મર્યાદાઓનો સંબંધ કેવળ અંતઃકરણુ સાથે છે અને જો અંતઃકરણુ બંને અવસ્થાઓમાં એક હોય, તો પછી ઉપરોક્ત પ્રકારની વિચિત્ર વિલક્ષણુતા હોવી જોઈએ નહિ. કેમકે પદાર્થોનું સ્વરૂપ, ગુણુ, પુણ્ય, પાપ, સુખ, દુઃખ વગેરેની મર્યાદા અને નીતિનો નિર્ણય કરનાર જો અંતઃકરણુ છે, તો જે અંતઃ-કરણે જાગ્રતમાં જેવાં રૂપ, ગુણુ વગેરેનો નિશ્ચય કર્યો હોય, તેની અત્યંત વિરુદ્ધનો નિશ્ચય તે જ અંતઃકરણુ સ્વપ્નમાં કેમ કરી શકે ? આ કારણે, બંને અવસ્થાઓમાં અંતઃકરણુની એકતા નથી. આમ બંને અવસ્થાઓમાં અંતઃકરણુનો ભેદ હોવાથી, બંને અવસ્થાઓનો અનુભવકર્તા કોઈ એક અંતઃકરણુ નથી, પરંતુ એ સર્વનો અનુભવકર્તા પ્રાજ્ઞરૂપ જીવ છે. રાજાધિરાજ-ની જેમ, એ જીવ કદી પોતાની અંદરથી જાગ્રત અવસ્થારૂપી દરબાર બહાર કાઢે છે અને ત્રિપુટીરૂપ પોતાની લીલાઓને નીરખે છે, તો કદી તેથી થાકી જવાથી, પોતાના એ દરબારને વિખેરી નાખી, સ્વપ્નાવસ્થારૂપી રાણીનિવાસમાં પ્રવેશ કરે છે, તો કદી એ સર્વનો લય કરી સુષુપ્તિ અવસ્થારૂપ નિજમંદિરમાં પણુ આરામ લે છે.

(૪૭) 'અંતઃકરણુ' શબ્દનો અર્થ 'અન્તર્જ્ઞાનનું સાધન'

થાય છે. જે જ્ઞાનનું સાધન છે, તે જ્ઞાનનો કર્તા હોઈ શકે નહિ. જેમ ખડગ છેદનરૂપ વ્યાપારનું સાધન હોવાથી, કર્તા બની શકતું નથી, કારણ કે સાધનથી કર્તા સદૈવ ભિન્ન હોય છે, અને છેદનરૂપ વ્યાપારનો કર્તા એ પુરુષ છે, જેના હાથમાં ખડગ છે, તેવી રીતે જ્ઞાનનું સાધન હોવાથી, અંતઃકરણ જ્ઞાનનો કર્તા હોઈ શકે નહિ. જ્ઞાનનો કર્તા કેવળ પ્રાજ્ઞ જીવ હોઇ શકે છે, અને જાગ્રત અંતઃકરણ અને જાગ્રતના સંસ્કાર તેમજ સ્વપ્ન અંતઃકરણ અને સ્વપ્નના સંસ્કાર પોતપોતાના કાળમાં તેમાં જ લય પામે છે અને તેમાંથી જ બહાર આવે છે. જાગ્રત અને સ્વપ્ન બંને અંતઃકરણ, સંસ્કારો સહિત, મરણઅવસ્થાએ સ્વરૂપે તેમાં જ લીન થઇ જાય છે. આમ હોવાથી, પ્રાજ્ઞ એ—સર્વ સંસ્કારોના સંચિતનો ખજાનો છે, અને તેમાંથી જે સંસ્કાર પ્રારબ્ધરૂપે જાગે છે, તે જન્માન્તરના ભોગની સામગ્રી બને છે અને પુનર્જન્મના હેતુરૂપ હોય છે.

(૪૮) ઉપરોક્ત વિવેચનથી એ સિદ્ધ થાય છે કે, જાગ્રત અને સ્વપ્નમાં અંતઃકરણ એક નથી, પરંતુ ભિન્ન ભિન્ન છે, અંતઃકરણરૂપ પ્રમાતાનો જ ભેદ નથી, પરંતુ ઇન્દ્રિયરૂપ પ્રમાણ અને *પ્રમેયનો પણ ભેદ છે, અને જ્યારે સ્વપ્નમાં ઇન્દ્રિયો નવીન અંતઃકરણ સાથે ઉત્પન્ન થાય છે ત્યારે જાગ્રત ઇંદ્રિયો પોતાના અંતઃકરણમાં લીન બની રહે છે. વળી એ પણ સિદ્ધ થાય છે કે, જાગ્રત અને સ્વપ્નના અનુભવજન્ય સંસ્કારોનો આશ્રય એકમાત્ર પ્રાજ્ઞ છે. જાગ્રત કે સ્વપ્ન અંતઃકરણ સંસ્કારોનો આશ્રય હોઈ શકે નહિ કારણ કે, જ્યાં આધારભૂત અંતઃકરણ જ લય પામે છે, ત્યાં આધેયરૂપ સંસ્કારોનો આશ્રય એ કેમ કરી હોઇ શકે ? દેહ અને ઇન્દ્રિયો જ્યારે પોતપોતાના સ્વરૂપે લય પામે છે, ત્યારે તે સંસ્કારોને આધારભૂત રહેતાં નથી. આ પ્રમાણે અંતઃકરણ પણ લય સ્વરૂપ હોવાથી અને ગુણોનું કાર્ય હોવાથી સંસ્કારોને આધારભૂત થતું નથી. જો કે અંતઃકરણમાં સંસ્કારો જાગે છે

* ઇન્દ્રિયાદિ પ્રમાણદ્વારા જે વસ્તુનું જ્ઞાન થાય છે, તેને 'પ્રમેય' કહે છે.

ખરા, પરંતુ સંસ્કારોનો આશ્રય તો એ કારણરૂપ પ્રાજ્ઞ છે, જેમાં અંતઃકરણનો લય થાય છે. એ પ્રાજ્ઞ જ્યારે પોતાના હૃદયાકાશરૂપી નિજાલયમાંથી નીકળીને નેત્રોમાં પોતાનું આસન જમાવે છે, ત્યારે અંતઃકરણ, ઇન્દ્રિય વગેરે ત્રિપુટીને પોતાનામાંથી બહાર આણીને જાગ્રત પ્રપંચને જુએ છે અને 'વિશ્વ'ના નામથી ઓળખાય છે. એ જ્યારે આમ કરવાથી કંટાળીને, કંઠમાં આવેલી હિતા નામની નાડીમાં પ્રવેશ કરે છે, ત્યારે જાગ્રતપ્રપંચ અને ત્રિપુટીને પોતામાં લય કરી, સ્વપ્નત્રિપુટી પોતાનામાંથી બહાર આણે છે, સ્વપ્નપ્રપંચને જુએ છે અને 'તૈજસ' નામે ઓળખાય છે. ખરું જોતાં, એ સર્વનો અનુભવ કર્તા તે એક જ છે. બંને અવસ્થાઓના સંસ્કારોને તથા અનુભવના સાધનરૂપ અંતઃકરણ, ઇન્દ્રિય વગેરે તેમજ દૃશ્યોને પોતામાં લય કરીને, હૃદયાકાશમાં પોતાના સ્વરૂપે સુષુપ્તિમાં પણ એ જ સ્થિત રહે છે. આ બધું એવી રીતે બને છે કે, જાણે કોઈ નટ પોતાનામાંથી એક સ્વાંગ બહાર આણે, વળી એ સ્વાંગને પોતાનામાં લય કરીને બીજો સ્વાંગ ધરે, અને એ રીતે પોતાનો બધો ખેલ પૂરો કરીને બધા સ્વાંગોને પોતાનામાં લય કરી પોતાના મૂળ સ્વરૂપમાં આવી જાય! જાગ્રતમાં સ્વપ્નની સ્મૃતિ હોવાનું કારણ એ છે કે, જાગ્રતઅવસ્થામાં એ પ્રાજ્ઞ સત્ત્વ–ગુણસંપન્ન હોય છે, જેથી જાગ્રત–અવસ્થાનાં જ્ઞાન અને વ્યવહાર સ્થિર હોય તેવી પ્રતીતિ થાય છે, અને એ અવસ્થાની સ્થિરતાને લીધે, સંસ્કારોની જાગ્રતિ પણ રહે છે. પરંતુ સ્વપ્નાવસ્થામાં એ પ્રાજ્ઞ રજોગુણથી ઢંકાયેલો રહે છે, એટલે એ કાળમાં, અવસ્થા બહુ ચંચળ રહેતી હોવાથી, બીજી અવસ્થાના સંસ્કારોની જાગ્રતિનો સંભવ હોતો નથી. તીવ્ર વેગે વહી રહેલા જળમાંની માટીના પરમાણુઓને હલાવવામાં આવે, તો તે જળ ઉપર આવવા છતાં સ્થિરરૂપે નહિ રહેતાં તત્કાળ જળની સાથે વહી જાય છે, પરંતુ તલાવના સ્થિર જળમાં એ પરમાણુઓ ઉપર આવી કંઇક કાળ સુધી સ્થિર રહે છે; એવી

રીતે સ્વપ્નાવસ્થા ચંચળ હોવાને લીધે, તેમાં સંસ્કારોને જાગ્રતિ થતી નથી, અને જાગ્રતિ થાય તો સ્થિરતા હોતી નથી, જ્યારે જાગ્રત–અવસ્થામાં સત્ત્વગુણની પ્રધાનતા હોવાથી, સંસ્કારોની જાગ્રતિ અને સ્થિરતા બંને હોય છે.

(૪૯) આ પ્રકારે, જાગ્રતમાં સ્વપ્નની સ્મૃતિ હોવાથી, સ્વપ્ન પ્રત્યે જાગ્રતની કારણતા કોઇ રીતે સિદ્ધ થતી નથી. કારણ કે, સ્વપ્નનો અનુભવકર્તા જાગ્રત અંતઃકરણ નથી. જાગ્રત અને સ્વપ્ન બંનેય પ્રાજ્ઞને ખેલવાની રંગભૂમિઓ છે. તે એક રંગભૂમિમાં બેસી જુએ અને બીજામાં આવી સ્મૃતિ કરે, તેથી એ રંગભૂમિઓની કારણ–કાર્યતા સિદ્ધ થતી નથી. કારણરૂપ એ ખેલ કરનાર જ બની શકે છે. વળી જાગ્રતના સંસ્કારોને લીધે સ્વપ્નમાં જો કોઇ પદાર્થ જાગ્રત જેવો દેખાય, તો તેથી પણ જાગ્રતની કારણતા સિદ્ધ થતી નથી, કારણ કે, જાગ્રત અવસ્થા પણ એ પ્રાજ્ઞને ખેલવાની ભૂમિ છે. જાગ્રતમાં જોયેલા પદાર્થ જેવા કોઈ પદાર્થ સ્વપ્નમાં જોવામાં આવે, તો પણ જાગ્રતભૂમિ કારણરૂપ નથી થતી, કારણરૂપ તો એ અનુભવકર્તા પ્રાજ્ઞ છે. વળી, સ્વપ્નમાં જાગ્રત પદાર્થની પ્રત્યભિજ્ઞાની શંકા પૂર્વપક્ષીએ કરી છે, તે સર્વથા નિર્મૂળ છે. કારણ કે, જાગ્રતમાં જે પુરુષોને જોયા હોય એ જો સ્વપ્નમાં દેખાય તો પ્રત્યભિજ્ઞા હોઇ શકે ખરી, પરંતુ સ્વપ્નમાંથી જાગીને જાગ્રતમાં એ જ પુરુષો સાથે સ્વપ્નમાં થયેલા લેણદેણના વ્યવહારની ચર્ચા કરીએ તો એ સંબંધમાં કોઇ પણ પોતાની સાખ પૂરે નહિ. એટલે, એ પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ નથી, પરંતુ પ્રત્યભિજ્ઞા ભ્રમ છે, અને જાગ્રત પદાર્થોના જેવા જ બીજા પદાર્થોની ઉત્પત્તિ છે. આ પ્રકારે, જાગ્રતમાં સ્વપ્નની સ્મૃતિ હોવાથી, અથવા સ્વપ્નમાં જાગ્રતના જેવા પદાર્થોની પ્રતીતિ થવાથી, જાગ્રતની સ્વપ્ન પ્રત્યે કારણતા ઠરતી નથી. પરંતુ, એ બંને કાર્ય છે અને એ બંનેનું કારણ એ પ્રાજ્ઞ છે. જાગ્રત અને સ્વપ્ન બંનેમાં પરસ્પર કારણકાર્યભાવ મિથ્યા છે. કારણ કે, જાગ્રતમાં સ્વપ્ન અંતઃકરણ હોતું

નથી અને સ્વપ્નમાં જાગ્રત-અંતઃકરણ હોતું નથી, તો પછી કારણકાર્યભાવ કેમ હોય ?

(૫૦) વાસ્તવમાં વાત એવી છે કે, સ્વપ્નમાંથી જાગીને જ્યારે આપણે જાગ્રતમાં પ્રવેશીએ છીએ, ત્યારે જે પદાર્થ પૂર્વ-જાગ્રતમાં હતા, તેના તે જ પદાર્થ વર્તમાનજાગ્રતમાં કદાપિ હોતા નથી, પરંતુ પૂર્વજાગ્રતના સજાતીય બીજા જ પદાર્થ વર્તમાન જાગ્રતમાં હોય છે. કારણ એ છે કે દેશ, કાળ અને વસ્તુ અન્યોન્યાશ્રયરૂપ હોવાથી અને જ્ઞાન સમકાલીન હોવાથી, એ પદાર્થો કદી પણ સ્થિર હોતા નથી એટલે એના એ ભૂતકાળના પદાર્થો વર્તમાનમાં એના એ કદાપિ રહેતા નથી. પરંતુ એ પૂર્વજાગ્રતના સજાતીય વર્તમાન પદાર્થો જે પૂર્વજાગ્રતમાં હતા તેના તે જ આ પદાર્થો છે, એવો તેમાં પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ-નો ભ્રમ પેદા થાય છે. વાસ્તવમાં, બધું જ પ્રત્યક્ષ ભ્રમરૂપ છે, પરંતુ પ્રતિદિન નિરંતર ' એ જ આ પદાર્થ છે, એ જ આ પદાર્થ છે, ' એવા ભ્રમની દૃઢતા થતી રહેવાથી, એ પ્રત્યભિજ્ઞા ભ્રમમાં સત્ય બુદ્ધિ સ્થિર બની જાય છે. આનું રહસ્ય આ પ્રમાણે છે:—

અજ્ઞાન દ્વારા મિથ્યા જાગ્રત-અનુભવમાં સત્યબુદ્ધિ કરીને જ્યારે આપણે બીજી અવસ્થામાં જઇએ છીએ, ત્યારે આપણે એ અનુભવજન્ય સંસ્કારોને સત્યરૂપે ગ્રહણ કરીને, પોતાના અંતરમાં સ્થાન આપીએ છીએ. એ અવસ્થામાંથી બહાર આવ્યા પછીની જાગ્રત-અવસ્થામાં ફરી એ જ સંસ્કાર જાગ્રત બની, એ પૂર્વપદાર્થોને સજાતીય બીજા પદાર્થોને સન્મુખ ખડા કરે છે; કેમકે, સંસ્કાર જ એ પદાર્થોના હેતુરૂપ છે. અધિષ્ઠાન-રૂપ પરમાત્મા તો સમ, ચેતન અને સર્વસાક્ષીરૂપ છે. એટલે જેવી જેવી સંસ્કારોની જાગ્રતિ થાય છે, તેવી તેવી પ્રતીતિ તે પોતાના આશ્રયે કરાવે છે. જ્યારે જ્યારે આપણે દર્પણમાં આપણું મુખ જોઇએ છીએ, ત્યારે ત્યારે તેમાં સજાતીય મુખ પ્રતીત થાય છે, પરંતુ પૂર્વસંસ્કારોના આવેશને લીધે; સજા-તીય મુખમાં 'મુખ તો તેનું તે જ છે' એવો ભ્રમ પેદા થાય

છે. આ પ્રકારે, એ અધિષ્ઠાનના આશ્રયે જેવા સંકલ્પો ઊઠે છે, તથા જેવા સંસ્કારો પેદા થાય છે, તેવી જ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આ રીતે, અનુભવમાં સત્યત્વ–બુદ્ધિથી–સંસ્કારોમાં સત્યતાનો, અને સંસ્કારોમાં સત્યત્વ બુદ્ધિથી અનુભવમાં સત્યતાનો પ્રવાહ વહેતો રહે છે, અને અનુભવજન્ય જાગ્રત સંસ્કારો મિથ્યા પદાર્થોમાં સત્યબુદ્ધિ વધારે ને વધારે દઢ કરાવતા રહે છે. પ્રકૃતિમાં જો સંસ્કારોની જાગ્રતિ જેવું કશું હોત નહિ, તો પદાર્થોમાં સત્યતાની પ્રતીતિ થાત નહિ. પરંતુ સંસ્કારો જાગૃત થવાને લીધે 'એ જ આ પદાર્થ છે,' એવો સજાતીય વસ્તુઓમાં પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષનો ભ્રમ થતો રહે છે. આથી સ્પષ્ટ થાય છે કે, સજાતીય વસ્તુઓમાં પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષનો ભ્રમ જ જીવને અહંમમત્વરૂપી બન્ધનના મૂળમાં છે. જો સજાતીય પદાર્થોમાં પ્રત્યભિજ્ઞા ભ્રમ એ અહંતામમતાનો વિષય હોત નહિ, તો જીવને માટે કદાપિ કોઈ બંધન પણ હોત નહિ.

(૫૧) આ પ્રકારે જાગ્રતપ્રપંચમાં સત્યતાની ભ્રાન્તિ દઢ થવાથી, એથી ઊલટી અવસ્થાવાળા સ્વપ્રપ્રપંચમાં, ભ્રમત્વનો નિશ્ચય સ્વાભાવિક બને છે, અને ભ્રમત્વના નિશ્ચયના કારણે, સ્વપ્નના અનુભવજન્ય સંસ્કાર દઢ રહી શકતા નથી તેમ સ્થિર પણ રહી શકતા નથી અને પુણ્ય તેમ જ પાપને ઉપજાવતા નથી. આ કારણથી સ્વપ્નમાંથી જાગ્યા પછી સ્વપ્નની સ્મૃતિ કંઈક કાળ સુધી રહે છે અને પછી તે વિસ્મૃત થાય છે. જેમ બાલ્યાવસ્થાથી માંડીને વૃદ્ધાવસ્થા પર્યન્ત પ્રત્યેક મનુષ્યને પોતાના જીવનની ચેષ્ટાઓની સ્મૃતિ જેમની તેમ રહે છે, તેવી રીતે, એવો કોઈ મનુષ્ય નથી, જેને એક માસનાં પણ સ્વપ્નોની સ્મૃતિ રહેતી હોય !

(૫૨) આ રીતે, જાગ્રત અને સ્વપ્નમાં કોઈ ભેદ નથી. જે પ્રકારે, સ્વપ્નનાં કર્તા, ભોક્તા અને ભોગ્ય મિથ્યા છે અને આ જીવના સ્વરૂપમાં કોઈ વિકાર કરતા નથી, તેવી રીતે જાગ્રતનાં કર્તા, ભોક્તા, ભોગ્ય અને પુણ્યપાપાદિ અત્યંત અસત્ય

છે. પરંતુ કેવળ એ સજાતીય વસ્તુઓમાં પ્રત્યભિજ્ઞાત્વના ભ્રમને લીધે, 'એ જ હું છું અને એ જ આ પદાર્થ છે,' એવા પ્રકારની અસત્યમાં સત્ય બુદ્ધિના કારણે, આ જીવ કર્તૃત્વ અને ભોક્તૃત્વના બન્ધનમાં બંધાયમાન થાય છે, અને મિથ્યા કર્તૃત્વનું અભિમાન કરીને, મિથ્યા કર્મસંસ્કારોથી બંધાયેલો પોતે '**पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनम्**' ના ચક્કરમાં પડી જાય છે. આ જીવે પોતે જ સંસારને પોતાનામાંથી બહાર આણ્યો, 'આ સંસાર તો મારો જ ચમત્કાર છે,' એમ નહિ જાણીને, પોતાના અજ્ઞાનદ્વારા પોતે એમાં ભેદબુદ્ધિ કરી અને ભેદબુદ્ધિના પ્રભાવે અનુકૂળ પ્રતિકૂળ જ્ઞાનદ્વારા રાગદ્વેષ અને પુણ્યપાપના ચક્કરમાં, જેમ કરોળિયો પોતાની અંદરથી જાળ બહાર કાઢીને પોતે તેમાં ફસાઇ મરે છે, એ રીતે ફસાઈ મરવા લાગ્યો ! ધન્ય છે એ માયાની વિચિત્રતા જેણે અજર અમરને, બાજીગરના માંકડાની જેમ, જરામરણના કલ્પિત બંધનમાં બાંધી લીધો છે ! જાગ્રત–સ્વપ્નમાં ભેદ ત્યારે હોય, જ્યારે જાગ્રતપ્રપંચ કંઇ બહાર બનેલો હોય. પરંતુ વસ્તુતઃ બહાર કંઈ છે જ નહિ. કેવળ ફળોન્મુખ સૂક્ષ્મ સંસ્કાર જ, સાક્ષીચેતનની સત્તા વડે, બહાર સ્થૂળરૂપમાં પ્રતીત થાય છે. સિનેમાના ખેલમાં ફિલ્મ ઉપર અંકાયેલા સૂક્ષ્મ આકાર, વિદ્યુતની સત્તા વડે, બહારના પડદા પર, સ્થૂળ રૂપ ધારણ કર્યા વિના સ્થૂળરૂપે જેમ પ્રતીત થાય છે. તથા સ્વપ્નપ્રપંચ પોતાના સંસ્કારોને અનુસરી, અન્તરિસ્થત રહી, પોતાથી ભિન્ન રૂપે જેમ પ્રતીત થાય છે, તેમ જાગ્રત અને સ્વપ્નમાં કોઇ ભેદ નથી, પણ જીવાત્મા પોતે પોતાની કલ્પેલી અવિદ્યાથી બંધાઇને પોતે જ જાગ્રત સ્વપ્ન પ્રપંચની રચના કરે છે, પોતાના અજ્ઞાનને લીધે એમાં સત્ય અસત્યની કલ્પના કરે છે, અને પોતાનાથી ભિન્ન જાણીને અસત્યમાં સત્યબુદ્ધિ કરવાથી, મિથ્યા કર્તૃત્વાભિમાનદ્વારા, પોતાની પ્રકૃતિથી બંધાઇને જન્મમરણના પ્રવાહમાં તણાતો રહે છે. જ્યારે સદ્ગુરુ–સચ્છાસ્ત્રની કૃપા અને પોતાના પુરુષાર્થે

દ્વારા, પોતાના વાસ્તવિક સ્વરૂપનો સાક્ષાત્કાર તે કરી લે છે, ત્યારે તે અવિદ્યાના બન્ધનથી છૂટો થઇ, જેમનો તેમ શિવ-સ્વરૂપ જ રહે છે, અને આકાશની જેમ, પોતાનામાં કોઇ પણ પ્રકારનો લેપ જોતો નથી.

## વસિષ્ઠમત, વાચસ્પતિમત, અને એકજીવવાદનિરૂપણ, અને એ ત્રણે મતની પરસ્પર સંગતિ

(૫૩) આ પ્રકારે, જીવ વસ્તુતઃ શિવરૂપ હોવા છતાં, અજ્ઞાનરૂપી મદિરાનું પાન કરીને, મિથ્યા પુણ્યપાપના આવેશ-માં, પોતે પોતાને માટે સ્વર્ગ અને નરકની રચના કરે છે. અહીં પ્રશ્ન એ થાય છે કે, જો સર્વ કર્તાધર્તા પોતે જ છે, તો સર્પાદિ નીચ યોનિઓની પ્રાપ્તિ કોઇને પણ થવી જોઇએ નહિ. કેમકે, દુઃખની ઇચ્છા કોઇને થતી નથી. આમ છતાં, જેમ મોટા મોટા ધનવાનો મદિરા વગેરેના આવેશમાં આવી જઇ, ન કરવા યોગ્ય કર્મ પણ પોતાને માટે કરવા યોગ્ય ગણીને આચરે છે, એ રીતે, આ આત્મદેવ, મિથ્યા કર્તૃત્વાભિમાનદ્વારા, અનિષ્ટ કર્મોના પ્રભાવથી, ન કરવા યોગ્ય પણ કરવું પસંદ કરે છે, તેમજ અરુચિકરમાં રુચિ કરે છે. આ બધી કલ્પના અમારી પોતાની નથી. સ્વયં ભગવાનનાં વચન પણ આ બાબતની સાક્ષી આપે છે.

**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।**
**न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥**
**नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।**
**अज्ञानेनावृतं ज्ञानं तेनमुह्यन्ति जन्तवः ॥**

(ગી૦ અ૦ ૫, શ્લો૦ ૧૪, ૧૫)

અર્થઃ–વાસ્તવમાં, પરમેશ્વર ભૂતપ્રાણીઓનાં કર્તાપણાને, કર્મોને તેમજ કર્મફળ સંયોગને રચતા નથી. પરંતુ પરમાત્માની સાક્ષીમાં સ્વભાવ (પ્રકૃતિ) જ આ બધા વ્યાપારોમાં પ્રવર્તી રહે છેઃ વળી સર્વવ્યાપી પરમાત્મા નથી કોઇનાં પાપકર્મને ગ્રહણ કરતાં કે નથી કોઇનાં શુભ કર્મને ગ્રહણ કરતા, પરંતુ

જ્ઞાનસ્વરૂપ પરમાત્મા અજ્ઞાનથી ઢંકાયેલા છે, અને એ અજ્ઞાનથી જ સર્વ જીવો મોહમાં રચીપચી રહેલા છે.

આ અજ્ઞાનને લીધે, જીવ પોતાને કર્મોના કર્તા અને ભગવાનને ફળપ્રદાતા સમજે છે. વાસ્તવમાં, તે પોતાના અજ્ઞાનને લીધે, પ્રમાતા,[1] પ્રમાણુ,[2] પ્રમા અને દેશ–કાળ–વસ્તુરૂપ પ્રમેય–એ સર્વ પ્રપંચને, સ્વપ્નની જેમ, એક સાથે પોતાની અંદરથી જ બહાર આણે છે, એટલે એમાં કોઇ કારણ–કાર્યભાવ નથી. પરંતુ, આ તત્ત્વ તે સમજતો નથી અને તેથી પોતાનાથી ભિન્ન ઈશ્વરરૂપ વ્યક્તિવિશેષને આ સર્વ પ્રપંચના રચનાર તરીકે તે માને છે, અને 'હું બીજો છું, એ કોઈ બીજો જ છે.' આવી ભેદબુદ્ધિ કરીને, કર્તૃત્વ અને ભોક્તૃત્વ, જે મિથ્યા છે અને જેમનું અસ્તિત્વ ત્રણે કાળમાં નથી, તેમના અભિમાનને ધારણ કરે છે. નીતિ એવી છે કે, કર્તૃત્વ–અભિમાનની સાથે જ પુણ્યપાપનું બંધન આવે છે. બીજા અર્થમાં, જ્યાં કર્તૃત્વાભિમાન આવ્યું કે વિધિનિષેધ અને પુણ્યપાપનાં બંધન લાગુ થઇ ચૂક્યાં. આ પ્રકારે, પોતાની રચેલી નીતિથી બંધાઈને, આ આત્મદેવ, ઘટિકાયંત્રની જેમ, ઉપરનીચે ચક્કરમાં ભટકતો ફરે છે.

'સો માયાવશ ભયઉ ગુસાંઈ, બન્ધ્યો કીર મરકટકી નાંઈ.'

અર્થાત્ એ જીવાત્મા પોતે જ, પોતાની માયાને વશ બનીને, મરકટ[4] અને પોપટ[5] જેમ પોતાના અજ્ઞાનને લીધે બંધાઇ

---

૧. અંતઃકરણ વિશિષ્ટચેતનનું નામ 'પ્રમાતા' છે. ૨. ઇન્દ્રિયાદિ જ્ઞાનની સામગ્રીને 'પ્રમાણ' કહે છે. એટલે કે, પ્રમાજ્ઞાનના સાધનને પ્રમાણ કહે છે. ૩. વ્યાવહારિક સત્તાનું જે યથાર્થ જ્ઞાન, તેનું નામ 'પ્રમા' છે. ૪. મરકટ જે પ્રકારે અજ્ઞાનથી બંધાય છે તે માટે જુઓ, 'પુણ્ય પાપની વ્યાખ્યા'ના અંતે 'ઉપસંહાર' ૫. પક્ષી પકડનાર પોપટને પકડવાને આવી યુક્તિ લડાવે છેઃ—તે એક વાંસની માંકડી જેવી ચીજને બારીક દોરીમાં પરોવીને દોરીના બંને છેડા સામસામે ઝાડ સાથે બાંધી દે છે, અને એ માંકડી ઉપર કોઈ રુચિકર ખાદ્ય પદાર્થ મૂકી રાખે છે. એ ખાવાને પોપટ જેવો પેલી માંકડીપર આવીને બેસે છે, તેવી માંકડી તેના ભારથી ઘૂમી જાય છે અને ઉપરનો ભાગ નીચે આવે છે. સાથે સાથે

જાય છે, એ પ્રકારે, બંધાઈ ગયો છે.

(૫૪) ઉપરોક્ત વિવેચનથી એ સિદ્ધ થાય છે કે, અનુભવથી સંસ્કાર અને સંસ્કારથી અનુભવની સત્યતાનો પ્રવાહ, અજ્ઞાનને લીધે, વહેવા લાગે છે અને એ સત્યબુદ્ધિને લીધે કર્તાભોક્તાપણું અને કર્તાભોક્તાપણાને લીધે સત્યબુદ્ધિ પરસ્પર દૃઢ થતાં જાય છે. આ પ્રકારે, અણુહૂતા કર્તૃત્વાભિમાનને લીધે એ મિથ્યા પ્રવાહમાં પડેલો જીવ, તૃણની પેઠે ભટકતો ફરે છે, અને તેને ક્યાંયે વિશ્રામ મળતો નથી. આ સ્થળે વળી સ્વાભાવિક પ્રશ્ન એ ઊઠે છે કે, મિથ્યામાં સત્યબુદ્ધિ કેમ કરીને થઈ? વળી જીવે પોતે જ પોતાના ગળામાં બંધન કેમ કરીને નાંખ્યું? આનો ખુલાસો એ છે કે, માયાના રાજ્યમાં, જેમ મૃત્તિકા જ ઘટાદિ પરિણામને પામે છે તેમ દ્રષ્ટા જીવ (અવિદ્યાવિશિષ્ટ ચેતન) દૃશ્યરૂપ પરિણામને પ્રાપ્ત કરે છે. તે પોતે જોનાર છે અને પોતાને જુએ છે. તે પોતે જ્ઞાતા હોય છે અને જ્ઞેય પણ પોતે જ હોય છે. દોરડીમાં અવિદ્યાવૃત્તિ જેમ પોતે જ સર્પાકાર અને પોતે જ જ્ઞાનાકાર પરિણામને પ્રાપ્ત કરે છે, અથવા સ્વપ્નમાં આ જીવ પોતે જ જ્ઞાનાકાર અને પોતે જ વિષયાકારરૂપને જેમ ધારણ કરે છે, અથવા દર્પણમાં વૃત્તિ પોતે જ મુખાકાર અને પોતે જ જ્ઞાનાકાર બને છે, તેવી રીતે આ દ્રષ્ટા જીવ જાગ્રતમાં જ્ઞાનાકાર અને વિષયાકાર પરિણામને પ્રાપ્ત કરે છે. બીજા અર્થમાં, આ 'પ્રાજ્ઞ' જીવ 'વિશ્વ' રૂપે પરિણામને પામે છે અને પોતાની દૃષ્ટિમાત્રથી અન્તઃકરણને પ્રમાતાનું અને ઈન્દ્રિયોને પ્રમાણતાનું પ્રમાણપત્ર આપે છે. તે સૂર્યને પ્રકાશ અને ચન્દ્રને શીતળતા પ્રદાન કરે છે, અગ્નિને ઉષ્ણતા અને જળને દ્રવિતા એ આપે છે, આકાશમાં શૂન્યતા, વાયુમાં સ્પન્દતા અને પૃથ્વી અને પહાડોમાં જડતા આપનાર પણ એ છે. રૂપોને સૌન્દર્ય,

---

પોપટ પણ માંકડીને પકડીને નીચે લટકી રહે છે, તે માંકડીને પોતાના પંજાથી બરોબર પકડી શકે છે અને છોડતો નથી. તે માને છે કે, તેને કોઈએ પકડી લીધો છે. એટલામાં, પક્ષી પકડનાર આવી તેને પકડી લે છે.

ફૂલોને સુગંધ, શબ્દો અને રસોને માધુર્ય અને સ્પર્શોને કોમળતા તે જ બક્ષે છે. રેલવેના સરસરાટમાં, જહાજોના છરછરાટમાં અને તારાના ફરફરાટમાં તે જ વિચરે છે, વિહરે છે, અને વિલસે છે. બુલબુલોનાં ગીત, સિંહોની ત્રાડ, અને હાથીઓની ચીસમાં પણ તે જ બોલે છે. બધાને બધું જ પોતાની દૃષ્ટિમાત્રથી લૂંટાવી દેનાર તે જ છે. પરંતુ, તે પોતે અજ્ઞાનથી પોતાની જ દૃષ્ટિ પર મોહિત બન્યો છે.

તેરી હી તેગ તુઝે દેગઇ ચિરકા કાતિલ,
હો ગયા તૂ અપની હી આપ અદાપે બિસ્મિલ.

આવ્યો હતો બધાં રૂપોમાં 'સોઽહં' 'સોઽહં'નાં ગીત લલકારવાને, પરંતુ અજ્ઞાનના નશામાં પોતાને ભૂલી જઈને, 'કોઽહં' 'કોઽહં' નો વિલાપ કરવાને મંડી પડ્યો ! જે કંઇ જુએ છે, તે બધું પોતે જ બનેલો છે, પરંતુ એ સર્વ દૃશ્યને પોતાનાથી ભિન્ન સમજીને તેને વિસ્મય થાય છે !

આઇના મુકાબિલે રૂખ જો રખા, ઝટ બોલ ઊઠા યૂં અકસ ઉસકા,
ક્યોં દેખકે હૈરાન યાર હુવા ? તુમ ઔર નહીં, હમ ઔર નહીં.

આ પ્રકારે જ્યારે તે પોતાના જાગ્રત અને સ્વપ્નનાં રોદણાં રડી રડીને થાકી જાય છે, ત્યારે તે નિજાલયરૂપ સુષુપ્તિમાં પોતાની બધી દૃષ્ટિ અને બધાં દૃશ્યોનો લય કરી પોતે પોતાનામાં વિશ્રામ કરે છે. એ જ પ્રકૃતિની સામ્યાવસ્થા છે, જેમાંથી વિષમ એવો ત્રિગુણમય સંસાર બહાર આવે છે; એ જ મૂલાજ્ઞાન છે; એ જ કારણશરીર છે, જેમાંથી સ્થૂળ અને સૂક્ષ્મ પ્રપંચ પેદા થાય છે. વાસ્તવમાં, એ પ્રાજ્ઞ ચેતનસ્વરૂપ સાક્ષી છે, પરંતુ અણુ-ફૂતી અવિદ્યાના સંબંધને લઇને, સાક્ષ્યરૂપ પરિચ્છિન્ન અહં-કારમાં તેણે આત્મબુદ્ધિ કરી અને તેને સત્ય માન્યો. કારણ કે, પોતે જ અહંથી ત્વંરૂપ દૃશ્યમાં પલટાઇને આવેલો છે, એટલે કારણરૂપ પરિચ્છિન્ન અહંમાં સત્યબુદ્ધિથી કાર્યરૂપ દૃશ્યને પણ તે સત્ય માનવા લાગ્યો. દૃશ્યમાં સત્યતા કંઈ બહારથી આવી

નથી. પોતાના જ પરિણામરૂપ દૃશ્યને સત્યતા પ્રદાન કરનાર પોતે જ છે. પણ જ્યારે મનોનાશ, વાસનાક્ષય અને તત્ત્વવિચાર દ્વારા કલ્પિત સાક્ષ્યરૂપ પરિચ્છિન્ન અહંથી છૂટીને, પોતાના સાક્ષીસ્વરૂપમાં તે ઝંડો ફરકાવે છે, ત્યારે નથી રહેતું અહં કે ત્વં, નથી રહેતો દ્રષ્ટા કે નથી રહેતું દૃશ્ય !

(૫૫) હવે, આપણે, 'જે કંઈ તું દેખે છે, તે તું છે'–એ સિદ્ધાંત પર આવીએ છીએ. મુનિશ્રી વસિષ્ઠજી આ સિદ્ધાન્તની સત્યતા સંબંધમાં મુક્ત કંઠે સાક્ષી પૂરે છે અને પોતાના યોગવાસિષ્ઠમાં સ્થળે સ્થળે ભાર મૂકીને કહે છે:—

"હે રામ ! પૃથ્વીના પરમાણુ અસંખ્ય છે. એ પરમાણુઓની સંખ્યા ભલે કોઇ ગણી કાઢે, પરંતુ સૃષ્ટિઓની સંખ્યા કાઢવાને કોઈ સમર્થ નથી ! દરેક જીવ જીવને પોતપોતાની સૃષ્ટિ છે. જેટલા જીવ છે, તેટલી સૃષ્ટિઓ છે. અનંત ચેતનનો એવો એક પણ અણુ નથી, જેને સૃષ્ટિ ન હોય. જેમ જ્યાં જળ છે, ત્યાં તરંગ છે, એટલે કે, તરંગાયમાન થવાનો જળનો સ્વભાવ છે, તેવી રીતે, ચેતનના આશ્રયે સૃષ્ટિરૂપ તરંગ સ્વાભાવિક રીતે જ સ્ફુરે છે. પરંતુ, જળથી જુદું એવું તરંગને કોઈ રૂપ નથી, જળનું સ્ફુરણ જ ભ્રમને લીધે તરંગરૂપે ભાસે છે, તેમ આત્માથી ભિન્ન સૃષ્ટિનું કોઇ રૂપ નથી. આત્માનું સ્ફુરણ જ અજ્ઞાનને લીધે સંસારરૂપે ભાસે છે. વાસ્તવમાં, સૃષ્ટિરૂપ સંસાર કદી ઉત્પન્ન થયો જ નથી.'

(૫૬) વાચસ્પતિ મિશ્ર પણ આ સિદ્ધાન્તને ટેકો આપે છે. એમનો મત એવો છે કે, જેટલા જીવ છે, એટલાં બ્રહ્માંડ છે અને એટલા ઈશ્વર છે. આશય એ છે કે, બ્રહ્માંડરચના જીવની પોતાની કલ્પના છે, અને 'આ સર્વ મારો જ ખેલ છે,' એવું ન જાણતાં, પોતે જ બ્રહ્માંડની કલ્પના કરે છે અને પોતાનાથી ભિન્ન કોઈ વ્યક્તિ વિશેષ દેવને તેનો રચનાર માને છે.

વિવરણકારનો મત એવો છે કે, દર્પણના સાંનિધ્યથી મુખનું પ્રતિબિંબ દર્પણમાં પ્રતીત થાય છે અને દર્પણમાં

જણાતા મુખમાં પ્રતિબિંબત્વ ધર્મની કલ્પના કરીને, ગ્રીવાસ્થ મુખમાં બિંબત્વ ધર્મની કલ્પના કરવામાં આવે છે. આમ એક જ મુખમાં બિંબત્વ અને પ્રતિબિંબત્વ ધર્મની કલ્પના દર્પણના સંબંધને લીધે થાય છે. દર્પણના વિના મુખમાં નથી બિંબત્વ કે નથી પ્રતિબિંબત્વ; કેવળ મુખ તો જેમનું તેમ જ રહે છે. આ પ્રકારે, એક જ ચેતનમાં જીવત્વ અને ઈશ્વરત્વ ધર્મની પ્રતીતિ થાય છે, તે દર્પણરૂપ અજ્ઞાનની ઉપાધિના સાંનિધ્યને લીધે થાય છે. વસ્તુતઃ જીવત્વ અને ઈશ્વરત્વધર્મ બંનેય મિથ્યા છે. અજ્ઞાનરૂપ ઉપાધિ ખસી જતાં, નથી જીવત્વ ધર્મ કે નથી ઈશ્વરત્વ ધર્મ; કેવળ શુદ્ધ ચેતન જેમનું તેમ જ છે. આ રીતે, અજ્ઞાનરૂપ ઉપાધિની ભાવનાના પરિણામે, અજ્ઞાન દેશમાં પ્રતિબિંબિત ચેતન, પોતાનામાં જીવત્વની કલ્પના કરીને બિંબરૂપ ચેતનમાં ઈશ્વરત્વની કલ્પના કરે છે.

(૫૭) **શંકા:**—તમે આ તો વિચિત્ર વાત કરી. તમે કહો છો કે, જેટલા જીવ છે એટલાં બ્રહ્માંડ છે, અને જીવ જીવને પોતપોતાની સૃષ્ટિ છે. તમારાં આ વચન કોઈને ગળે ઊતરી શકે તેમ નથી. વર્તમાન બ્રહ્માંડમાં અસંખ્ય જીવો છે, તોપછી તમારા કહેવા પ્રમાણે અસંખ્ય બ્રહ્માંડોની પ્રતીતિ થવી જોઇએ. આમ છતાં, બધા જીવો એક મુખે એક જ બ્રહ્માંડને પોતાની સંમુખ જોઇ રહ્યા છે. વળી, 'દરેક જીવ જીવને પોતપોતાની સૃષ્ટિ છે,' એ જો તમારું કથન સત્ય હોય, તો આ ઘટ જે સામે રાખેલો છે, તે એક જ ઘટની સ્થિતિને બધા મનુષ્ય સિદ્ધ કરી રહ્યા છે, તે બનવું જોઇએ નહિ. બલ્કે જેટલા એ ઘટને જોનારા છે, તેટલા ઘટ દેખાવા જોઈએ. આ ઘટનું દૃષ્ટાંત બધી જ વસ્તુઓને લાગુ પાડી શકાય એમ છે.

(૫૮)**સમાધાન:**—અમારાં આ વચન સર્વસાધારણને માટે નથી. સર્વસાધારણ મનુષ્યો આ વચનના અધિકારી હોઈ શકતા નથી. પરંતુ, જે સાધન આ લખાણના આરંભે વર્ણવ્યાં છે, જે હૃદયમાં તે ભલી રીતે ઠસી ગયાં છે, અને એના પરિણામે જેના

અંતઃકરણના મળવિક્ષેપ નિવૃત્ત થયા છે, જે સાધનચતુષ્ટયસંપન્ન છે અને જેની વૈરાગ્યવતી બુદ્ધિ કુતર્ક, દુરાગ્રહ અને મંદતા, વગેરે દોષોથી મુક્ત બની નિર્દોષ અને તીક્ષ્ણ બની છે, એવો ઉત્તમ અધિકારી આ વચનને પાત્ર બની શકે છે આ વચનને લીધે તે પોતે શોભે છે, અને તેને લીધે આ વચન પણ શોભી ઊઠે છે.

હવે જુઓ. '**प्रकृतिनां वैचित्र्यम्।**' અને '**रुचिनां वैचित्र्यम्।**' આ ઉક્તિઓ સંસારમાં પ્રસિદ્ધ છે. બીજા અર્થમાં, દરેકની પોતપોતાની પ્રકૃતિ અને દરેકની પોતપોતાની રુચિ જુદી જુદી હોય છે. સંસારમાં કીડીથી લઇ બ્રહ્માપર્યંત, વૃક્ષ, પશુ પક્ષી, મનુષ્ય, દેવ, પિતૃ, બધી જ યોનિઓમાં પ્રકૃતિ અને રુચિના ભેદ વ્યક્તિગત જોવામાં આવે છે. અર્થાત્ પશુ, પક્ષી, મનુષ્ય વગેરે બધી યોનિઓમાં, ચાહે પોતપોતાની જાતિ પરત્વે ભેદ ભલે ના હોય, એટલે કે, એમની જાતિ ભલે એક હોય, તોપણ, સમાન જાતિ રહેવા છતાં પણ, વ્યક્તિગત પ્રકૃતિ અને રુચિના ભેદ અવશ્ય રહે છે. એટલે, જીવ જીવની પોતપોતાની સૃષ્ટિ હોવી, એ વાત પ્રમાણભૂત ઠરે છે. બધો સંસાર ખૂંદી વળીએ, તો પણ એવી કોઈ બે વ્યક્તિ નહિ જડે, જેમનાં આકૃતિ, પ્રકૃતિ અને રુચિ એકસરખાં હોય! એટલે, વ્યક્તિગત ભેદ અવશ્ય રહેવો જોઈએ.

(૫૯) એક જાતિ હોવા છતાં, આકૃતિ અને પ્રકૃતિનો ભેદ ઉદ્ભિજ્જ યોનિમાં પણ પ્રત્યક્ષ થાય છે. આકૃતિભેદ તો સ્વાભાવિક છે જ. કોઈ પણ બે વનસ્પતિનાં રૂપ એકસરખાં છે નહિ, તેમ હશે કે થશે પણ નહિ. પ્રકૃતિની દૃષ્ટિએ પણ કોઈ કેરી ખાટી હોય છે તો કોઇ મીઠી, કોઈ મોટી તો કોઈ નાની, કોઇ વધારે ગરમ તો કોઇ સામાન્ય ગરમ. આ પ્રકારે, ઉદ્ભિજ્જ યોનિની બધી જ જાતિઓમાં આકૃતિનો અને પ્રકૃતિનો ભેદ પ્રમાણરૂપ ઠરે છે. વળી આ યોનિ, જેમાં કેવળ અન્નમય કોશનો જ વિકાસ થયો છે અને પ્રાણમય અને મનોમય વગેરે કોશોનો વિકાસ થયો નથી, તેમાં જો આકૃતિ અને પ્રકૃતિનો ભેદ

દેખાય છે, તો પછી જે યોનિઓમાં પ્રાણમય અને મનોમય વગેરે કોશો વિકાસ પામેલા છે. તેમાં વ્યક્તિગત આકૃતિ, પ્રકૃતિ અને રુચિના ભેદ હોય તો તેમાં આશ્ચર્ય જેવું પણ શું છે? અંડજ યોનિમાં કબૂતર, મોર વગેરેમાં પ્રકૃતિ અને રુચિના વ્યક્તિગત ભેદ સ્પષ્ટપણે દેખાઈ આવે છે. આકૃતિભેદ તો નિર્વિવાદ છે જ, એ યોનિનાં પ્રાણીઓનાં ઝુંડેઝુંડ મનુષ્ય પાળે છે. એ ઝુંડની પરીક્ષા કરવાથી દેખાઈ આવે છે કે, કોઈ કોઈમાં પ્રેમનો વિકાસ વધારે હોય છે, તો કોઈ ઓછા કે વધતા પ્રમાણમાં પાળવા જેવાં હોય છે. કોઈ કોઈને પાળવાથી એવાં સાધી શકાય છે, કે, તેમના દ્વારા દૂતકાર્ય પણ સારી પેઠે લઇ શકાય છે. પોપટ મેના, વગેરે પક્ષીઓમાં કોઇની પ્રકૃતિ સ્વાભાવિકપણે ક્રૂર તો કોઈની શાન્ત જણાય છે. જરાયુજ યોનિમાં કાંઈક બૌદ્ધિક વિકાસ હોય છે. આ યોનિમાં કૂતરા, ગાય અને ઘોડા વગેરેમાં પ્રકૃતિ અને રુચિના વ્યક્તિગત ભેદ સ્પષ્ટ છે. કોઈમાં ક્રોધ, કોઈમાં શાંતિ, કોઈમાં રાગ, કોઈમાં દ્વેષ, કોઇમાં કળાકૌશલ્યની ન્યૂનતા તો કોઇમાં અધિકતા સ્પષ્ટ રીતે તરી આવે છે. મનુષ્ય, દેવ, પિતૃઆદિ, જેમનામાં બુદ્ધિનો પૂર્ણ વિકાસ છે, તેમાં તો આકૃતિ, પ્રકૃતિ અને રુચિના ભેદ હોય; એ નિર્વિવાદ છે.

(૬૦) શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ–આ પાંચ વિષયરૂપી સંસાર છે, આ પાંચ વિષયને છોડીને જોઇએ, તો સંસારની ગંધ સરખી પણ ના આવે. આ પાંચ વિષયોમાં પણ સ્વાભાવિક રીતે વિલક્ષણતા પ્રતીત થાય છે. સૂર્ય, જે તેજનો પુંજ છે, તે ઘુવડ અને ચામાચીડિયાં વગેરે પક્ષીઓને માટે અંધકારનો ગોળો છે. સર્વસાધારણને માટે સૂર્ય સુખદાયી છે, પરંતુ સિંહ, વાઘ વગેરે માટે તેમજ ચોર વગેરે માટે તે દુ:ખદાયી છે. જે ચન્દ્રમા સર્વને માટે સુખદાયી અને શીતળ છે, તે ચકવાચકવી પક્ષી માટે દુ:ખદાયી અને વિરહી જન માટે દાહક છે. જે અગ્નિ બધાંની દૃષ્ટિએ ઉષ્ણ સ્પર્શવાળો છે, તે અગ્નિકીટ માટે શીતળ છે. લીમડાનું ઝાડ જે બધાંને કડવો

સ્વાદ આપે છે, તે ઊંટ અને બકરીને માટે મધુર છે. મળ-મૂત્રાદિ જે સર્વને માટે દુર્ગંધયુક્ત છે, તે વિષ્ટાકીટ અને ચાંડાળને માટે દુર્ગંધરહિત છે. જે શબ્દ એકને માટે પ્રિય છે, તે બીજાને માટે ભયંકર છે. સિંહનો શબ્દ સિંહને પ્રિય લાગે, પણ બીજાને તે ભયંકર લાગે. સામે પડેલો ઘડો કીડીના પ્રત્યક્ષ પ્રમાણમાં પર્વતતુલ્ય લાગે, પણ હાથીના પ્રત્યક્ષ પ્રમાણમાં અત્યંત તુચ્છ લાગે. આ પ્રકારે શબ્દભેદ, સ્પર્શભેદ, રૂપભેદ, રસભેદ અને ગન્ધભેદ સ્પષ્ટ સિદ્ધ થાય છે.

(૬૧) જો સૃષ્ટિ એક હોત અને કોઇ એક વ્યક્તિદ્વારા તેની રચના થઈ હોત, તો ઉપર પ્રકારની વિલક્ષણતા પ્રકટ થઇ ન હોત. ઉષ્ણ વસ્તુ ઉષ્ણ જ રહેત, અને શીતળ શીતળ રહેત. પ્રકાશ પ્રકાશ રહેત અને અંધકાર અંધકાર રહેત; કડવું કડવું રહેત અને મીઠું મીઠું જ રહેત. પરંતુ એથી ઊલટું, જે એકને માટે ઉષ્ણ છે, તે બીજાને માટે શીતળ પણ છે, જે એકને માટે પ્રકાશ છે, તે બીજાને માટે અન્ધકાર છે, જે એકને માટે કડવું છે, તે બીજાને માટે મિષ્ટ છે; જે વસ્તુ એકની દૃષ્ટિમાં પર્વત સમાન છે, તે બીજાની દૃષ્ટિમાં તુચ્છ છે. પ્રમાજ્ઞાનનાં સાધન તરીકે પ્રત્યક્ષ, અનુમાન, વગેરે છ પ્રમાણોને× શાસ્ત્રકારો સ્વીકારે છે. આ બધામાં પ્રત્યક્ષ પ્રમાણને બાકીના પ્રમાણોના રાજા તરીકે શાસ્ત્રકારો ઓળખે છે. પ્રત્યક્ષ પ્રમાણ વગર બીજા કોઇ પ્રમાણની સિદ્ધિ થઈ શકતી નથી. પરંતુ ઉપરોક્ત રીતે, શ્રોત્રનાં, ચક્ષુનાં, ત્વચાનાં, રસ વગેરે બધાંનાં પ્રત્યક્ષ અનિશ્ચિત છે. એકના પ્રત્યક્ષ પ્રમાણમાં જે વસ્તુ જેવી રીતે અનુભવમાં આવે છે, તે જ વસ્તુ બીજાના પ્રત્યક્ષ પ્રમાણમાં બીજી રીતે અનુભવાય છે. જો એક જ રચયિતા એક જ સૃષ્ટિને આવા વિચિત્ર સ્વભાવવાળી રચે, તો તે રચયિતાને પ્રમાદી ગણવો જોઇએ. આ પ્રકારે, પ્રત્યેક જાતિગત અને વ્યક્તિગત આકૃતિ,

× છ પ્રમાણ, જેના દ્વારા પ્રમાજ્ઞાન થાય છે, તે આ છેઃ—પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ.

પ્રકૃતિ અને રુચિ, તેમજ દ્રવ્ય અને ગુણની વિલક્ષણુતા, જીવ-જીવની પોતપોતાની સૃષ્ટિ સિદ્ધ કરે છે. જે ચેષ્ટા એકને માટે પુણ્યરૂપ છે, તે બીજાને માટે પાપરૂપ છે, અને જે એકને માટે પાપરૂપ છે, તે બીજાને માટે પુણ્યરૂપ છે. કોઇ ધનમાં સુખ ઢૂંઢી રહ્યું છે તો કોઈ પુત્ર અને સ્રીમાં; તો કોઇ રાજ્યમાં, તો કોઇ ત્યાગમાં આમ, કોઈ એક વસ્તુ બધાને માટે સુખ-રૂપ તેમજ દુ:ખરૂપ સાબિત થઇ શકતી નથી. કોઈને વેંગણુ ઔષધિરૂપ છે, તો કોઇને કુપથ્યની ગરજ સારે છે. અરે! સૃષ્ટિનું બીજું કોઇ નિમિત્ત તો છે જ નહિ. પોતપોતાના કર્મ-સંસ્કાર જ ભોગને માટે સ્થૂળ આકાર ધારણુ કરીને સૃષ્ટિના રૂપમાં પ્રકટ થાય છે; અને કર્મોને અનુસરીને પ્રકૃતિ અને પ્રકૃતિને અનુસાર કર્મો થાય છે. આ પ્રકારે, જ્યાં જીવજીવની પ્રકૃતિ ભિન્ન અને કર્મ પણુ ભિન્ન છે, ત્યાં સૃષ્ટિની એકતા કેવી રીતે સંભવી શકે?

(૬૨) એક જ સ્રી પતિને માટે પત્નીરૂપે, પુત્રને માટે માતારૂપે, માતાને માટે પુત્રીરૂપે ભાઇને માટે બહેનરૂપે અને સસરાને માટે પુત્રવધૂરૂપે વ્યવહારમાં ઓળખાય છે. એક જ પુરુષ પત્નીને માટે પતિરૂપે, પુત્રને માટે પિતારૂપે, માતાને માટે પુત્રરૂપે, ભાઈને માટે ભાઈરૂપે, સસરાને માટે જમાઈરૂપે વગેરે અનેક સંબંધોદ્વારા સ્વીકારવામાં આવે છે. એક જ વસ્તુમાં, ભિન્ન ભિન્ન સંબંધોના ભેદ, રૂપભેદ, ગુણુભેદ, વ્યવ-હારભેદ, માત્રાભેદ, અનુકૂળપ્રતિકૂળતાભેદ, પાપપુણ્યભેદ, રુચિ-ભેદ, રાગદ્વેષાદિભેદ, જીવજીવની પોતપોતાની સૃષ્ટિને સ્પષ્ટપણે પ્રમાણુભૂત ઠરાવે છે. એક જ સ્રી સાથે પિતાનો વ્યવહાર એક રીતે, પતિનો વ્યવહાર બીજી રીતે, તથા એક જ વ્યવહાર એક વસ્તુમાં એકને માટે અનુકૂળ અને પુણ્યરૂપ છે અને બીજાને માટે પ્રતિકૂળ અને પાપરૂપ છે. કેટલું સ્પષ્ટીકરણુ કરીએ? આ બધી વાતોથી પોતપોતાની સૃષ્ટિની વિલક્ષણુતા સિદ્ધ નથી થતી તો શું સિદ્ધ થાય છે? એક જ ક્ષણે કોઈ હસી રહ્યું છે, કોઈ ગાઇ

રહ્યું છે, કોઇ લઢી રહ્યું છે, કોઈ ઝગડી રહ્યું છે, કોઈ રડી રહ્યું છે, કોઈ સૂઈ રહ્યું છે, કોઇ વિચારી રહ્યું છે, કોઈ ખાઈ રહ્યું છે, કોઇ પી રહ્યું છે, કોઈની દૃષ્ટિ ક્યાં જઇ લડી રહી છે તો કોઇની ક્યાં અડી રહી છે! એક જ ક્ષણમાં જ્યાં અસંખ્ય ભિન્ન ભિન્ન વિલક્ષણ ક્રિયાઓ બની રહી છે, ત્યાં એક સૃષ્ટિ કેમ હોય ?

(૬૩) ઉપરોક્ત વ્યાખ્યાથી, પોતપોતાની માનસિક સૃષ્ટિની વિલક્ષણતા ઓછામાં ઓછી સ્પષ્ટ થાય છે જ. હવે, આધિભૌતિક સૃષ્ટિના સંબંધમાં, 'જો સૃષ્ટિ પોતપોતાની જુદી જુદી હોત તો, સામે રાખેલા એક જ ઘટનું જ્ઞાન બધાને ન હોત પરંતુ એક ઘટને સ્થળે જેટલા દ્રષ્ટા તેટલા ઘટ, ઘટનું જ્ઞાન થવાને આવશ્યક મનાયા હોત,'–આ શંકા સર્વથા નિર્મૂળ છે. જો અમારા મતમાં સૃષ્ટિની ઉત્પત્તિ હોત તો તો તમારી શંકાનું કંઇક મૂલ્ય હોત. સૃષ્ટિની ઉત્પત્તિનો અંગીકાર કરવાથી જે સ્થાન એકની સૃષ્ટિએ રોકયું હોય તે સ્થાનમાં બીજાની સૃષ્ટિને અવકાશ મળે નહિ, એટલે જેટલા દ્રષ્ટા એટલા ઘટનું જ્ઞાન, એ સ્થળે પણ અસંભવિત હોય. પરંતુ અમારા મત પ્રમાણે, સૃષ્ટિની ઉત્પત્તિનો અંગીકાર છે જ નહિ. સૃષ્ટિ ઉત્પત્તિસ્વરૂપ નથી, પરંતુ સૃષ્ટિ પ્રતીતિમાત્ર છે. અર્થાત્, કોઇ આરંભ અને પરિણામને લીધે, સૃષ્ટિની ઉત્પત્તિ છે નહિ, પરંતુ સૃષ્ટિ એ માત્ર દૃષ્ટિ જ છે. આ પ્રકારે, સામેના સ્થળમાં રહેલો ઘટ ઉત્પન્ન થયો જ નથી, પરંતુ દ્રષ્ટા પુરુષોની પોતપોતાની દૃષ્ટિ જ ઘટાકાર બની રહે છે અને, સ્વપ્નની જેમ, તેમની માત્ર દૃષ્ટિ એ જ ઘટ છે. કારણ કે, પંચમહાભૂતની બનેલી સર્વસૃષ્ટિ દેશ, કાળ અને વસ્તુથી મર્યાદિત છે, અને જેમ પાછળ અંક ૬ થી ૨૬ સુધીમાં નિરૂપણ કરવામાં આવ્યું છે, તેમ એ ત્રિવિધ મર્યાદાઓ (પરિચ્છેદો)ની ઉત્પત્તિ સિદ્ધ થતી નથી, પરંતુ તે એક પ્રતીતિ માત્ર છે. એટલે સામે રહેલો ઘટ ઉત્પન્ન થયો નથી, પરંતુ પોતપોતાની સૃષ્ટિમાં માત્ર દૃષ્ટિરૂપે જ છે. વળી, એ નિયમ છે કે, એકની દૃષ્ટિનો બીજાની દૃષ્ટિ સાથે કોઇ વિરોધ નથી હોતો.

દાખલા તરીકે, દશ પુરુષો કોઇ એક સ્થાનમાં સૂતા હોય. તેઓ પોતપોતાના સ્વપ્નમાં વિરોધી સ્વભાવવાળી ભિન્ન ભિન્ન સૃષ્ટિ રચી રહ્યા હોય, તો એકની સૃષ્ટિ બીજાની સૃષ્ટિના સ્થાનનો નિરોધ કરતી નથી તેમ વિરોધ પણ કરતી નથી, કેમકે માત્ર દૃષ્ટિ એ જ સૃષ્ટિ છે. એકની સૃષ્ટિમાં પ્રચંડ અગ્નિ લાગી રહ્યો હોય, બીજાની સૃષ્ટિમાં પ્રચંડ પવન વાઈ રહ્યો હોય, ત્રીજાની સૃષ્ટિમાં પ્રલયકાળનાં પ્રચંડ જળ ઘૂઘવી રહ્યાં હોય છતાં એકની સૃષ્ટિનો વાયુ બીજાની સૃષ્ટિના અગ્નિને સહાયક થતો નથી, અને ત્રીજાની સૃષ્ટિનાં જળ એ અગ્નિને બાધક થતાં નથી. પોતાને માટે બાધક તો પોતાની દૃષ્ટિ જ છે. અમારી દૃષ્ટિએ, જે સ્થાન ઘટથી રોકાયેલું છે, તે સ્થાનમાં માટીનાં ઢેફાં વગેરે માટે અમારી દૃષ્ટિને પ્રતિબન્ધ છે પરંતુ અમારી દૃષ્ટિ બીજાની દૃષ્ટિને બાધક નથી. આ રીતે ઘટ ઉત્પત્તિ સ્વરૂપે નથી, માત્ર દૃષ્ટિ રૂપ છે, એટલે એકની ઘટાકાર દૃષ્ટિ બીજાની ઘટાકાર દૃષ્ટિ અથવા અન્ય આકારવાળી દૃષ્ટિને કોઇપણ રૂપે પ્રતિબન્ધક થઈ શકતી નથી. દાખલા તરીકે, સૂર્યમાં સર્વ પ્રાણીઓની પ્રકાશમય દૃષ્ટિ ઘુવડની અંધકારમય દૃષ્ટિનો વિરોધ કરતી નથી. આ પ્રકારે, સંમુખ સ્થળમાં અનેક ઘટની અપ્રાપ્તિ સંબંધેની શંકા સર્વથા નિર્મૂળ છે. જેટલા દ્રષ્ટા તેટલા ઘટોનો સંમુખ દેશમાં સંભવ છે, પ્રત્યેક દ્રષ્ટાની પોતાની દૃષ્ટિમાં ઘટ આભાસરૂપે જ રહ્યો છે અને આભાસરૂપ હોવાથી, એ બધા ઘટ પરસ્પર દેશનો નિરોધ કરી શકતા નથી.

(૬૪) અથવા, કોઈ વિશાળ દર્પણમાં પર્વત વગેરેનાં પ્રતિબિંબ પડી રહ્યાં હોય, તો તે દર્પણમાં પર્વત વગેરે કશું ઉત્પન્ન થયું હોતું નથી, પણ જોનારની પોતપોતાની માત્ર દૃષ્ટિ—એ જ અધિષ્ઠાનરૂપ દર્પણમાં પર્વત વગેરે છે. જેટલા મનુષ્ય એ પર્વત વગેરેના પ્રતિબિંબના દ્રષ્ટા હોય, એટલા જ પર્વતાદિક પ્રાપ્ત થવાની આવશ્યકતા અધિષ્ઠાનરૂપ દર્પણમાં નથી; કેમકે, અધિષ્ઠાન-દર્પણના આશ્રયે, પોતપોતાની દૃષ્ટિમાં, પર્વતાદિકની

સ્થિતિ છે. વાસ્તવમાં દર્પણમાં પર્વત વગેરે કંઈ છે નહિ, તેમ હતું પણ નહિ. આ પ્રકારે, ચેતનરૂપી મહાન દર્પણમાં ઘટપટાદિ પદાર્થોનો આભાસ હોય છે, અને તેમાં જોનારાઓનો પોતપોતાનો સંકલ્પ જ ઘટપટાદિરૂપ બનીને ચેતનના આશ્રયે સ્ફુરે છે. ચેતનમાં ઘટપટાદિની ઉત્પત્તિરૂપ સૃષ્ટિ નથી, પરંતુ દૃષ્ટિમાત્ર જ સૃષ્ટિ છે. શું દ્રષ્ટા કે શું દૃશ્ય, બધું જ આભાસ માત્ર છે અને બધું જ દૃશ્ય છે. આ પ્રકારે જેટલા જીવ છે, તેટલાં બ્રહ્માંડ પ્રતીત થવાં જોઈએ, અને જેટલા દ્રષ્ટા છે, એટલા ઘટપટ વગેરેની પ્રાપ્તિ થવી જોઈએ, એવી આપત્તિ તત્ત્વના અજ્ઞાનને લીધે જ આવી ખડી થાય છે. વાસ્તવિક રીતે તો એક પણ બ્રહ્માંડ કે એક પણ ઘટ, પટ, વગેરે કોઈની ઉત્પત્તિ થઈ જ નથી. પરંતુ દ્રષ્ટાઓની પોતપોતાના સંકલ્પરૂપી દૃષ્ટિઓમાં જ પદાર્થોની સૃષ્ટિ છે. આ રીતે, જીવજીવની પોતપોતાની સૃષ્ટિ થઈ જાય છે, અને 'જેટલા દ્રષ્ટા હોય તેટલાં બ્રહ્માંડોનો બોધ થવો જોઈએ–' એવી આપત્તિ પણ રહેવા પામતી નથી, કેમકે બધી જ ઉત્પત્તિ, બધી જ સ્થિતિ અને બધા જ લયાદિરૂપ દ્રવ્ય, ગુણ અને ક્રિયા એ સર્વ દૃષ્ટિમાત્ર જ છે.

(૬૫) **શંકા:**–આ તમારા વિવેચનથી, જીવજીવની પોતપોતાની માનસિક તેમ જ પંચભૌતિક સૃષ્ટિ સારી રીતે સાબિત થઈ છે. પરંતુ, જીવ પણ અસંખ્ય છે અને પોતપોતાની સૃષ્ટિના સ્રષ્ટા છે. પણ જે સ્રષ્ટા છે તે સૃષ્ટ તો હોઈ શકે નહિ. એટલે અનેક સ્રષ્ટા જીવ પોતાના સ્વરૂપે રહે, તો પછી આ અનેકતામાં એકતાનો આનંદ ક્યાંથી આવે? આ પ્રકારે, અસંખ્ય સ્રષ્ટા જીવ પ્રાકૃતિકરૂપે રહે. એટલે ચેતનમાં ખળભળાટ જેવો ને તેવો મચેલો જ રહેવાનો, જેને પરિણામે 'આત્મા નિત્યમુક્ત છે'–એ અનુભવનો સુસ્વાદ પણ પામી શકાય નહિ.

(૬૬) **સમાધાન:**—'વેદાન્તસિદ્ધાન્તમુક્તાવળી'નો એ મત છે કે, મુખ્ય જીવ એક જ છે, અને બીજા સર્વ જીવ જીવા-

ભાસ છે, મુખ્ય નહિ. સ્વપ્નમાં મુખ્ય એક જ જીવ હોય છે અને સ્વપ્નના બીજા જીવો જીવાભાસ હોય છે. એ એક મુખ્ય જીવના સંકલ્પમાં સંપૂર્ણ સ્વપ્ન-પ્રપંચ ઊપજે છે. એ જ્યારે જાગ્રત થાય છે, ત્યારે સંપૂર્ણ સ્વપ્ન-સંસારનો અત્યન્ત અભાવ થાય છે. આ પ્રકારે, આ જાગ્રત-પ્રપંચની સ્થિતિ મુખ્ય એક જીવના સંકલ્પમાં છે. એ પોતે જ તદ્રૂપ બનીને, પોતે પોતાને સ્વપ્નવત્ જુદાજુદા રૂપે દેખે છે, અને બંધ. મોક્ષ, ગુરુ, શાસ્ત્ર સ્વર્ગ, નરક વગેરેની કલ્પના કરે છે. એની જ્ઞાન-જાગ્રતિ અને મુક્તિ થવાથી અખિલ સંસારનો મોક્ષ થાય છે. આ મતમાં આવી શંકાને સ્થાન રહે છેઃ-

"જો મુખ્ય જીવ એક માનવામાં આવે, તો શુક, વામદેવ, વગેરેનો મોક્ષ થયો હોય નહિ, તેમ જ આજસુધીમાં કોઇ પણ એકનીયે મુક્તિ થવી જોઇએ નહિ એટલે શુક વગેરેના મોક્ષનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રવચન પણ અસંગત ઠરે અને જીવોનો મોક્ષ નિમિત્તે કરેલો પુરુષાર્થ પણ નિષ્ફળ જાય. કેમકે, મુખ્ય જીવના મોક્ષ વિના કોઈની પણ મુક્તિ થવી અસંભવિત છે, અને એની જ્યારે મુક્તિ થાય, ત્યારે બીજાઓનો મોક્ષ એની મેળે થાય. પણ સંસાર તો આજે ય વિદ્યમાન છે, એટલે એથી એમ સિદ્ધ થાય છે કે, મુખ્ય જીવ હજી મુક્ત થયો નથી, તેમ શુક વગેરે કોઇની પણ મુક્તિ થઈ નથી."

જો કે આવી શંકાનો સંભવ છે, તો પણ આપણે આ વિષયની ખોજ કરવી જોઇએ કે, એ મુખ્ય જીવ કોણ છે? એનો નિર્ણય થવાથી એ બધી શંકાઓ નિવૃત્ત થઇ શકે છે.

(૬૭) 'મુખ્ય એક જીવ છે'-આ વચનનું તાત્પર્ય કોઈ એક અમુક જીવને મુખ્ય જીવ તરીકે નિર્દેશ કરવામાં નથી.એનું તાત્પર્ય એ છે કે, પ્રત્યેક દ્રષ્ટાજીવ પોતપોતાની દૃષ્ટિમાં, પોતપોતાની સૃષ્ટિનો મુખ્ય જીવ છે, અને બીજા દૃશ્ય જીવ જીવાભાસ છે. પરંતુ, એ દ્રષ્ટા જીવ, પોતાના અજ્ઞાનને લઈને જીવાભાસોમાં પણ પોતાના જેવા મુખ્ય જીવોની કલ્પના કરે છે, અને જ્ઞાન થયા

પહેલાં, એ જીવાભાસોમાંથી કોઇ કોઈને મુક્ત માનીને, બાકીનાના મોક્ષ વિષે એવો સંશય કરે છે કે, એ બધા પોતાની જેમ, દ્રષ્ટા જીવ છે અને પોતપોતાનાં કર્મોને લીધે બંધાયેલા છે. આ બધો મહિમા અજ્ઞાનનો છે. જ્ઞાન થયા પછી, તેને નિશ્ચય થાય છે કે, સાક્ષીરૂપે પોતાના સિવાય પોતાનાથી ભિન્ન કશું હતું જ નહિ, છે નહિ અને હશે પણ નહિ. દાખલા તરીકે, દેવદત્તની સૃષ્ટિમાં દેવદત્ત મુખ્ય જીવ છે, અને યજ્ઞદત્ત, સોમદત્ત વગેરે જીવાભાસ છે. વળી, યજ્ઞદત્તની સૃષ્ટિમાં યજ્ઞદત્ત મુખ્ય જીવ છે અને દેવદત્ત, સોમદત્ત વગેરે જીવાભાસ છે, તેમ સોમદત્તની સૃષ્ટિમાં સોમદત્ત મુખ્ય જીવ છે અને યજ્ઞદત્ત, દેવદત્ત વગેરે જીવાભાસ છે. આમાંથી દરેક પોતપોતાની સૃષ્ટિના મુખ્ય જીવ છે અને બીજા દૃશ્ય જીવ જીવાભાસ છે. પરંતુ અજ્ઞાનની દૃઢતા હોવાને લીધે, અન્ય જીવાભાસોમાં પણ તે જે તે જીવોની મુખ્ય તરીકે કલ્પના કરે છે અને તેમને પણ પોતાની જેમ બંધાયેલા જુએ છે. પરંતુ જયારે જયારે જેનું જેનું અજ્ઞાન, જ્ઞાનદ્વારા ટળી જઇને તેનો સાક્ષીચેતનથી અભેદ થાય છે, ત્યારે ત્યારે તેની તેની દૃષ્ટિમાં, અજ્ઞાન, જીવ, જગત અને ઈશ્વરનો* અત્યન્ત અભાવ સિદ્ધ થાય છે અને તે નિશ્ચય કરે છે કે, અહં, ત્વં વગેરે રૂપમાં કદાપિ કાંઇ પણ બન્યું જ નહોતું અને આ સર્વ તો તેની પોતાની જ માત્ર કલ્પના હતી!

(૬૮) ઉપર જણાવ્યા પ્રમાણે, દેવદત્ત, યજ્ઞદત્ત, સોમદત્ત,

* માયાવિશિષ્ટ ચેતન, જે પોતાની માયા દ્વારા સૃષ્ટિની રચના કરે છે તેને 'ઈશ્વર' કહે છે. જ્યાં સુધી સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિમાં સત્બુદ્ધિ હોય છે, ત્યાં સુધી તેના રચયિતા ઈશ્વરમાં પણ સતબુદ્ધિ બની રહે છે, પરંતુ જ્ઞાનદ્વારા સૃષ્ટિનો ત્રણે કાળમાં અભાવ જ્યારે સિદ્ધ થાય છે, ત્યારે કાર્યના અભાવને લીધે 'ઈશ્વર' સંજ્ઞા પણ બાધિત બને છે, અને શુદ્ધ ચેતન જ શેષ રહી જાય છે. કેમકે જે માયાના સંબંધને લીધે માયા-દૃષ્ટિથી એમાં ઈશ્વરતા કલ્પેલી હતી, તે માયા જ્ઞાન વડે દૂર થઈ ચૂકેલી હોય છે.

વગેરેમાંથી પ્રત્યેક બીજાની દૃષ્ટિરૂપ સૃષ્ટિમાં જીવાભાસ જ છે, અને પ્રત્યેક મુખ્ય જીવ કેવળ પોતાની જ સૃષ્ટિમાં છે. આ મુખ્યતા પણ અજ્ઞાનકલ્પિત છે. ખરી રીતે તો બધું જ આભાસ-રૂપ છે. આ જીવોમાંથી જેમની અજ્ઞાનરૂપ ઉપાધિ નિવૃત્ત થાય છે, તેમનો સાક્ષીચેતનમાં અભેદ સધાય છે. અભેદ કોઈ રીતે નવો પેદા કરવાનો હોતો નથી. તેસ્વતઃ સિદ્ધ છે. કેવળ અજ્ઞાનની ઉપાધિને લીધે જ, એ અભેદ ઉપાધિવાળા ભેદ તરીકે પ્રત્યક્ષ થાય છે. પણ જ્યારે કલ્પિત ઉપાધિની નિવૃત્તિ થાય છે, ત્યારે નથી રહેતો કોઈ મુખ્ય જીવ કે નથી રહેતો જીવા-ભાસ. આ રીતે દ્રષ્ટા જીવની સૃષ્ટિમાં શુક, વામદેવ વગેરે જીવા-ભાસોનો મોક્ષ સંભવિત છે, પોતાના જેવા બીજા જીવાભાસોનું બંધનમાં હોવું સંભવિત છે, મોક્ષનું પ્રતિપાદન કરનાર શાસ્ત્ર સફળ છે અને મોક્ષ નિમિત્તે આદરવામાં આવતો પુરુષાર્થ પણ સાચો છે. દ્રષ્ટા જીવની સર્વ સંસારથી મુક્તિ, પોતાના પુરુષાર્થ દ્વારા, જ્ઞાન પ્રાપ્ત કરવા પર અવલંબે છે, અને બંધન–મોક્ષની તેની બધી કલ્પના અસત્યરૂપે તે દ્વારા સિદ્ધ થાય છે. 'મુખ્ય જીવ કોણ છે?' એ પ્રશ્નકર્તાના પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર એ છે કે, મુખ્ય જીવ તે પોતે છે અને તેના જ મોક્ષથી સંસારથી મુક્તિ તેને સાંપડે છે. ખરી રીતે, સંસારનો ત્રણે કાળમાં અભાવ છે. પરંતુ આપણે પોતે જ આપણા સંકલ્પથી સંસારને ખડો કરીએ છીએ અને આપણે પોતે જ, આપણા અજ્ઞાન સ્વપ્નમાં સંસારની રચના કરી રહ્યા છીએ. આપણી જ્ઞાન–જાગ્રતિ થઈ કે સંસાર તો પહેલેથી જ નિત્યનિવૃત્ત છે; કેમકે સંસારની ઉત્પત્તિનો સંભવ છે જ નહિ.

(૬૯) યોગવાસિષ્ઠના નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધ–સર્ગ ૧૮૩ માં મુનિશ્રી વસિષ્ઠ મહારાજ આ આશયને નીચે પ્રમાણે સ્પષ્ટ કરે છે:—

'હે રામજી ! જીવોને બીજાની સૃષ્ટિનું જ્ઞાન હોતું નથી. તેઓ પોતાની જ સૃષ્ટિને ઓળખે છે, કારણ કે સંકલ્પ જુદા

જુદા છે. કેટલાકના (અજ્ઞાનરૂપી) સ્વપ્નમાં આપણે સ્વપ્નનર (જીવાભાસ) છીએ, અને કેટલાક આપણા (અજ્ઞાનરૂપી) સ્વપ્નમાં સ્વપ્નનર (જીવાભાસ) છે. તેઓ બીજી સૃષ્ટિમાં સૂતેલા છે, અને આપણી સૃષ્ટિ તેમને તેમના સ્વપ્નમાં ભાસે છે, એટલે તેમના આપણે સ્વપ્નનર (જીવાભાસ) છીએ, અને આપણે આપણી સૃષ્ટિમાં સૂતેલા છીએ, એટલે આપણા સ્વપ્નમાં તેમની બીજી સૃષ્ટિ આપણને ભાસે છે એટલે તેઓ આપણા સ્વપ્નનર (જીવાભાસ) છે. હે રામજી ! આ રીતે, આત્મતત્ત્વના આશ્રયે અનન્ત સૃષ્ટિ ભાસે છે અને જે જીવો એ સૃષ્ટિને સાચી માનીને વિચરે છે, તેઓ મોક્ષના માર્ગથી ઘણા ઘણા દૂર છે. બીજા અર્થમાં તેઓ મોક્ષમાર્ગથી શૂન્ય છે.'

(૭૦) આ સ્થળે પહોંચીને, ત્રણે માર્ગની સંગતિ સારી રીતે આપણે સાધી શકીએ છીએ:—

(૧) મુનિશ્રી વસિષ્ઠ મહારાજના મતથી 'જીવજીવની પોતપોતાની સૃષ્ટિ છે.'

(૨) વાચસ્પતિ મિશ્રના મતથી 'જેટલા જીવ છે, તેટલાં બ્રહ્માંડ છે અને તેટલા જ ઈશ્વર છે.'

(૩) એક જીવવાદીના મતથી, 'મુખ્ય એક જીવ છે અને બીજા બધા જીવાભાસ છે.'

ઉપરોક્ત ત્રણે મતની સંગતિ આ પ્રકારે છે:

(૧) વસિષ્ઠ–મત અને વાચસ્પતિ–મતની સંગતિ સ્પષ્ટ જ છે, અને તે, ટૂંકમાં, આ પ્રમાણે છે:—

(અ) જીવજીવની પોતપોતાની સૃષ્ટિ છે.

(આ) જેટલા જીવ છે, તેટલાં જ બ્રહ્માંડ છે, અને તેટલા જ ઈશ્વર છે.

આ બંને મતથી, પ્રત્યેક જીવની પોતપોતાની કલ્પિત બ્રહ્માંડાદિની સૃષ્ટિ સિદ્ધ થાય છે.

(૨) એકજીવવાદીનું તાત્પર્ય પણ એ જ છે કે, દશ્યનો દ્રષ્ટા મુખ્ય એક જીવ છે. દ્રષ્ટા જ પોતાની દૃષ્ટિથી દશ્યની સૃષ્ટિ રચે છે,

એ દૃશ્યરૂપ જીવ જ જીવાભાસ છે, અને પ્રત્યેક જીવ પોતાની સૃષ્ટિનો દ્રષ્ટા જીવ છે. અવિદ્યાની ઉપાધિ નિવૃત્ત થવાના કારણે એ દ્રષ્ટાની થતી મુક્તિથી દૃશ્યની મુક્તિ સ્વાભાવિક છે, કારણ કે, અવિદ્યાદ્વારા દૃશ્યનું પરિણામી કારણ તે પોતે હતો, અર્થાત્, દ્રષ્ટા પોતે જ, સ્વપ્નવત્ દૃશ્યના સ્વરૂપમાં પરિણામી બનીને દ્રશ્યનો દ્રષ્ટા બની રહ્યો હતો. આમ, કારણરૂપ દ્રષ્ટા જ જ્યાં ચેતનનો વિવર્ત સિદ્ધ ઠર્યો. ત્યાં કાર્યરૂપ દૃશ્યનો અત્યન્તાભાવ પણ સ્વતઃસિદ્ધ ઠરે છે. આ રીતે, ચેતન નિત્યમુક્ત છે, અને તેમાં કોઈપણ દ્રષ્ટા, દર્શન અને દૃશ્યનો કદાપિ કશો પણ લેપ છે નહિ.

## ઉપસંહાર

આ રીતે, પવિત્ર વિચારોએ હૃદયમાં સ્થાન જમાવી દીધું, એટલે વિરોધી વિચારો માટે કોઇ અવકાશ રહ્યો નહિ; અને અહંકારનો બેડો ગરક થઇ ગયો. આમ, આપણો આત્મદેવ '**त्वमेवाहम्**' (તું જ હું છું' એ ભાવમાંથી નીકળીને, '**शिवोऽहम्**' (હું શિવસ્વરૂપ છું) એ ભાવમાંથી સ્થિત બન્યો, અને સત્ત્વગુણથી નીકળીને, ગુણાતીત પદમાં તેણે પદારોપણ કર્યું. આ સ્થળે પહોંચાડીને અને પોતાનું વાસ્તવિક લક્ષ્ય પ્રાપ્ત કરાવીને, 'ધર્મ' પોતાના ઋણથી મુક્ત બન્યો. બધાં 'કર્તવ્યો' અને બધા 'વિધિનિષેધો'ને છુટ્ટી મળી ગઈ. આત્મદેવને તેના પોતાના લક્ષ્યે પહોંચાડી દઇને, હવે તેણે (ધર્મે) પોતાની કમર છોડી અને પોતાના સ્વરૂપમાં વિશ્રામ લીધો. 'વૈતાળ' અને 'પ્રકૃતિ' પોતાની છાયારૂપ સિદ્ધ ઠર્યાં. પોતાના પ્રકાશમાં જોયું, તો તેઓ કયાં અલોપ થઈ ગયાં તેનો પણ પત્તો લાગ્યો નહિ. ત્યાગની ભેટોની પણ પૂર્ણાહુતિ થઇ ગઇ, અને ત્યાગનો પણ ત્યાગ સિદ્ધ થયો. સર્વ કાંઇ કરવા છતાં, કંઈપણ ન કરવાનું મનને ભાવવા લાગ્યું. અહંભાવની સ્થિતિમાં પ્રકૃતિ જ્યાં નાકે ચણા ચવડાવી રહી હતી અને નાકમાં નાથ પરોવીને નચાવી રહી હતી, ત્યાં તે હવે આ બધી પરિ-

સ્થિતિ સમજી ગઇ, એટલે દાસીની માફક ચરણુસેવા કરી રહી છેઃ–

**भीषास्माद्वातः पवते भीषोदेति सूर्यः।**
**भीषास्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पञ्चमः॥**

અર્થાત્ અમારા ભયથી વાયુ ચાલે છે, અમારા ભયથી સૂર્ય ઊગે છે, અને અગ્નિ, ઇન્દ્ર અને મૃત્યુ મળી, એ પાંચે ય, અમારા ભયથી જ ભાગતા ફરે છે.

આ પ્રકારે, પરમાર્થરૂપી ઝાડ એવું ફાલ્યુફૂલ્યું કે વાત જ ન પૂછો ! બધી બાજુથી આનંદ આનંદની હેલી વરસી રહી. બધી વસ્તુઓ આનંદનું દર્શન કરાવવા લાગી. દુઃખરૂપ સંસાર પણ આનંદના રૂપમાં બદલાઈ ગયો. મોતીમાં અમારી ઝલક, હીરામાં અમારી જ દમક, સૂર્યચંદ્રમાં અમારી જ ચમક, વાયુમાં અમારી જ રમક, નેત્રોમાં અમારી જ ખટક આનંદ આપવા લાગી. સર્વ સૌન્દર્યોમાં અમારા જ સૌન્દર્યનું આસ્વાદન થવા લાગ્યું. બધી જ વસ્તુઓ અમારા સૌન્દર્યની ભીખ માગી રહી છે એવી પ્રતીતિ થઇ, અને અમારા જ સૌન્દર્યના ભિન્ન ભિન્ન ચમત્કારરૂપ બધું છે, એ ભાન ઊગી નીકળ્યું. અમારો નિજાનન્દ મેલો થઇ જાય નહિ, એટલા ખાતર તેને અનેક નામ-રૂપની દૃષ્ટિના પડદાઓ નીચે છુપાવવાને ઇચ્છ્યું, પરંતુ તે કેમ છૂપે ? તે યૌવનના પૂર બહારમાં ઊછળી ઊછળીને બહાર વહી આવ્યો. તેને દબાવ્યો દાબી શકાયો નહિ.

નહિ છૂપતી છૂપાયે બૂ, છૂપાઓ લાખ પડદોં મેં,
મજા પડતા હૈ જિસ ગુલ પૈ રહન કો બે હિજાબીકા.

રાત્રિનો ઘોર અન્ધકારરૂપી પડદો એ નિજાનન્દના મુખ-પર નાંખી દીધો, તો એ કૃષ્ણરૂપે ફૂટી બહાર નીકળ્યો અને તારાઓમાં, આંખો ફાડીફાડીને જોવા લાગ્યો ! એ નિજાનન્દના સૌન્દર્યને કાળમીંઢ ગહન પર્વતોની ચાદરો નીચે દબાવવાને ઇચ્છા કરી, પરંતુ દબાય કેમ ? જુઓ ! એ સૌન્દર્ય અણુ-અણુમાં પોતાની સત્તાનાં દર્શન કરાવી રહ્યું છે ! અને પોતાની

જડતાની ચાદરોમાં આનંદના ફુવારા ઉડાવી રહ્યું છે. એ નિજાનન્દને ગંભીર સમુદ્રોમાં ડુબાવવાની ચાહના કરી, પરંતુ ડૂબે કેમ ? જુઓ, તે ઊછળી ઊછળીને આનન્દની વધાઈઓ આપી રહ્યો છે ! પાંચ કોશોના પાંચ પાંચ ગલેફથી તેનું મોં બંધ કર્યું, તો પણ શું ? જુઓ, નીલી નીલી આંખોમાં તે પોતાનો પ્રકાશ રેલી રહ્યો છે અને અસંખ્ય મનોવૃત્તિઓમાં નાચી રહ્યો છે ! સૂર્ય વગેરેના ચમકતા પાતળા પડદાઓ પાછળ તો તેને છુપાવાય જ કેમ ? ઊલટો, પોતાની કાંતિના તેજથી તે જ તેમને તપાવવા લાગ્યો !

સાચું છે કેઃ—

દિયા અપની ખુદી કો જો હમને ઉઠા,
વહ જો પરદા સા બીચ મેં થા ન રહા,
રહે પરદે મેં અબ ન વહ પરદા નશીં,
કોઈ દૂસરા ઉસકે સિવા ન રહા.

# વિભિન્ન વિચાર

## (૧)

(૧) ઘરબાર, કુટુંબપરિવાર, વગેરે જે જે કંઇ મમતાના સંબંધો છે, તે બધા કેવળ શરીરને લીધે જ છે. સ્વપ્નમાં જ્યારે આપણો આ શરીરથી સંબંધ રહેતો નથી, ત્યારે આ મમતાના સંબંધો પણ રહેતા નથી, તો પછી શરીર નાશ પામ્યા પછી, એ સંબંધો શાના રહે? અર્થાત્, શરીરને જ્યારે આપણે પોતાના સ્વરૂપ રૂપે માની લઇએ છીએ, ત્યારે જ આ મમતાનાં બંધન આપણને બાંધી લે છે.

(૨) એ શરીર 'હું' કદાપિ નથી એ શરીર પંચ મહાભૂતોનો ચોગો છે; કોઇ એક ભૂતનો પણ નહિ. તો પછી એ શરીર 'હું' કેમ હોઈ શકું? બીજાની વસ્તુને આપણી માની બેસવું એ ચોરી છે. એવું પાપ કરીને, હું દુઃખનો ભાગી કેમ બનું? વળી, મેં તો આ શરીરને 'મારુ'' ભૂલથી માની લઇને જ સંતોષ નથી વાળ્યો, પરંતુ આ શરીર તે 'હું' એવું પણ હું માની બેઠો છું, અને તેને મમતાના નાતાથી બંધન લગાવ્યે રાખ્યાં છે. એ તો એક ઘર છે, જે પંચ ભૂતોએ રચીને થોડા કાળ માટે રહેવાને મને આપેલું છે. પરંતુ, હું તો મારી જડતાને લીધે તેને જ મારું સ્વરૂપ માની બેઠો અને તેને થતાં સુખ, દુઃખ, માન, અપમાનથી સિઝાતો રહ્યો. આ શરીર સાથે અહંતાનો સંબંધ એ જ બધા ક્લેશોનું મૂળ છે. ઘરમાં રહેનાર ભાડૂત પોતે ઘર સ્વરૂપ નથી બની જતો અને ઘરનો નાશ થવાથી તે પોતાનો નાશ થાય છે એમ માનતો નથી.

(૩) એટલે, હું શરીર નથી તેમ શરીર મારું પણ નથી. અને જો શરીર 'હું' નથી, તો મમતાના વિષય–પદાર્થ પણ મારા નથી. હું સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરો, એટલે કે, જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ ત્રણે અવસ્થાઓનો જોનારો અને

જાણનારો છું. એ ત્રણે અવસ્થાઓ વ્યભિચારી છે. એટલે કે, જાગ્રતમાં સ્વપ્ન અને સુષુપ્તિ રહેતાં નથી, સ્વપ્નમાં જાગ્રત અને સુષુપ્તિ રહેતાં નથી અને સુષુપ્તિમાં જાગ્રત અને સ્વપ્ન રહેતાં નથી. પરંતુ, હું ત્રણે અવસ્થાઓમાં છું, અને ત્રણે અવસ્થાઓને જોનારો અને જાણનારો સાક્ષીરૂપ હોઇ, તે બધામાં હું હાજર છું. વળી, બધી અવસ્થાઓમાં હું હાજર છું એની પ્રત્યક્ષ સાક્ષી પણ પૂરું છું. સુષુપ્તિમાં હું જોઉં છું કે, ત્યાં સંસાર, તેમ જ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને અહંકારમાંનું કાંઇ પણ નથી. કેવળ સુખ અને સુખ જ છે. સ્વપ્નમાં મેં જોયું કે ત્યાં મારી દશા બહુ ચંચળ હતી. કદી હું ત્યાં રાજા હતો, તો કદી ભિખારી. એનો એ જ હું, જાગ્રતમાં આ બધા પદાર્થોને સ્થિર રૂપે પ્રત્યક્ષ કરું છું. એથી સ્પષ્ટ થાય થાય છે કે, બધી અવસ્થાઓમાં હું હાજર છું.

(૪) અથવા બીજો વિચાર એ છે કે, જે ચીજ 'મારી' છે, તે મારારૂપ બની શકતી નથી. પરંતુ, મારી ચીજ મારાથી સદૈવ ભિન્ન હોય છે. જેમ મારાં ભૂષણ, મારાં વસ્ત્ર વગેરે મારાથી ભિન્ન રૂપે હોય છે, તેમ હું મારી વાણીથી સિદ્ધ કરું છું કે, "મારું શરીર રોગી છે" "મારાં આંખ, કાન વગેરે ઇન્દ્રિયો થાકી ગઇ છે" "મારું મન ટકતું નથી," "મારી બુદ્ધિ ચંચળ બની રહી છે," "મારું અંતઃકરણ દુઃખી છે," વગેરે. આ બધા વ્યવહારથી એ સિદ્ધ થાય છે કે, હું નથી શરીર, નથી ઇન્દ્રિયો, નથી મન, નથી બુદ્ધિ, અને નથી હું અંતઃકરણ પણ. પરંતુ એ મારાં છે અને મારો એમનાં સાથેનો સંબંધ કાલ્પનિક અને મિથ્યા છે; કેમકે, સુષુપ્તિમાં એ કોઇએ નથી હોતાં પણ હું તો ત્યાં પણ હોઉં છું.

(૫) આ પ્રકારે, હું સર્વ અવસ્થાઓનો સાક્ષી અને સર્વને જોનારો અને જાણનારો છું, તેમ જ નિત્ય, નિરંતર, અજર અને અમર છું. જરા, મરણ, સુખ, દુઃખ વગેરે વિકારો શરીરના છે. શરીર પોતાના ભોગને ભોગવે, એથી મારે શું ? પરંતુ

હું તો શરીરના બધા વિકારોને જાણનારો છું અને એ સિદ્ધ કરું છું કે, "મારું શરીર સુખી કે દુ:ખી છે," અને એ દુ:ખ વગેરેને પણ જોવાવાળો અને જાણવાવાળો હું છું. વળી, એ વાત પણ ચોખ્ખી છે કે, જોનારો અને જાણનારો જોયેલી અને જાણેલી ચીજરૂપ હોતો નથી, પરંતુ તેથી અલગ હોય છે. જેમ ઘટને જોનાર અને જાણનાર પોતે જ ઘટરૂપ નથી બની જતો, એ પ્રકારે, દુ:ખ વગેરેને જાણનાર અને જોનાર હું દુ:ખ વગેરેથી અલગ છું. શરીરના મરવાથા હું મરતો નથી, જન્મવાથી હું જન્મતો નથી. શરીર પડે; ચાહે રહે. શરીર, ઈન્દ્રિય, મન, વગેરે મારા જળસ્વરૂપમાં, તરંગની જેમ ઉત્પન્ન થાય છે અને લય પામે છે, પરંતુ મારા જળસ્વરૂપને તેથી કશી હાનિ થતી નથી. શરીર વગેરેની ઉત્પત્તિમાં તેમજ નાશમાં હું મારા જળ સ્વરૂપે જેમનો તેમ છું. ઉત્પત્તિ અને નાશ તરંગોનાં છે. મારા જળ સ્વરૂપની નથી ઉત્પત્તિ કે નથી નાશ. તરંગોની ઉત્પત્તિમાં પણ જળ છે, સ્થિતિમાં પણ જળ છે, અને તેમના નાશમાં પણ જળ છે. એ જ '**સોઽહં**' (તે હું છું)નો ભાવાર્થ છે.

નહિ દેહ ઇન્દ્રિય ન અંતઃકરણ, નહિ બુદ્ધિ અહંકાર વ પ્રાણ મન;
નહિ ક્ષેત્ર ઘરબાર નારી ન ધન, મૈં શિવ હૂં, મૈં શિવ હૂં ચિદાનંદઘન.*

## (૨)

(૧) જે પ્રકારે. અન્તઃકરણ અને ઈન્દ્રિયો ઘટ વગેરે ને જાણે છે, જુએ છે, એ પ્રકારે, જાણવું અને જોવું આત્માનું બનતું નથી. કારણ કે, અંતઃકરણ આંખમાંથી નીકળી ઘટ વગેરે દેશમાં જાય છે, અને વસ્તુના રૂપને, પોતાની ક્રિયાદ્વારા જુએ છે. એ જ અંતઃકરણ કાનમાંથી નીકળીને શબ્દદેશમાં જાય છે, અને શબ્દને જાણે છે. પરંતુ, આત્મા વસ્તુદેશમાં

* હું દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ, વગેરે નથી. ક્ષેત્ર, ઘર, સ્ત્રી, ધન, વગેરે મારાં નથી. પરંતુ, હું તો તે અલુપ્ત પ્રકાશ-આનંદઘન શિવ છું, જેના પ્રકાશમાં એ બધાં પ્રકાશમાન બની રહ્યાં છે અને જે પ્રકાશમાં તેમનો વ્યવહાર ચાલી રહ્યો છે.

જઇને વસ્તુનું જ્ઞાન કરતો નથી; કેમકે એ તો સર્વવ્યાપી છે. તેનામાં આવવું કે જવું થતું નથી. તે પહેલેથી જ ત્યાં મોજૂદ છે. એટલા ખાતર, અંતઃકરણની પેઠે, આત્માનું જોવું અને જાણવું ક્રિયારૂપ નથી, પણ કેવળ પ્રકાશરૂપ છે.

(૨) જે પ્રકારે દીવો ઘરમાં પોતે પ્રકાશિત બનીને, ઘરની બીજી વસ્તુઓને કોઇ પણ ક્રિયા વગર પ્રકાશિત કરે છે, એ પ્રકારે આત્મા સ્વયંપ્રકાશિત હોઈને, શરીરની ભીતર સુખ-દુઃખ વગેરે તથા બહાર ઘટપટ વગેરે, બધા પદાર્થોને પ્રકાશિત કરે છે. એ પ્રકાશરૂપે જ તેનું જોવું અને જાણવું છે.

(૩) પરંતુ, એટલો એક ભેદ છે. તે એ કે, ઘરના એક ખૂણામાં રાખેલો દીવો પોતાનાં કિરણોને ફેલાવીને વસ્તુઓ પર પોતાનો પ્રકાશ ફેંકે છે. પણ આત્માનો પ્રકાશ એવો નથી. કારણ કે, આત્મા, આકાશની જેમ, બહાર અને ભીતર બધે જ વ્યાપક છે. એટલે, એ સુખદુઃખાદિ તેમજ ઘટપટાદિ સર્વની અંદર સર્વત્ર પોતે બેઠેલો છે અને સર્વને પ્રકાશિત કરી રહ્યો છે. દીવાની જેમ, એક ખૂણામાં રહીને તે તેમ કરતો નથી.

(૪) એક જ વ્યાપક આકાશ, ૧૦૦ ઘટોમાં પ્રવેશીને, પ્રત્યેક જુદા જુદા' ઘટાકાશ નામે ઓળખાય છે, અને એ જ આકાશ ઘરોમાં પ્રવેશીને, જુદા જુદા મઠાકાશ નામે ઓળખાય છે. આમ છતાં એ જુદા જુદા ઘટ તથા મઠની ઉપાધિને લીધે, વ્યાપક આકાશના ટુકડા થયા હોતા નથી, પરંતુ, તે ઘટાદિ ઉપાધિના રહેવા છતાં પણ, જેમનું તેમ રહે છે, તેમજ ઘટાદિ ઉપાધિના તૂટીફૂટી જવા છતાં પણ, જેમનું તેમ રહે છે; આ પ્રકારે, એકજ સર્વવ્યાપી આત્મા, સર્વ વસ્તુઓની અંદર ને બહાર વિરાજીને, સર્વને પ્રકાશ આપે છે, તેમજ સર્વ વસ્તુઓની ઉત્પત્તિ કે નાશમાં તેની ઉત્પત્તિ કે નાશ થતો નથી. એ તો ભાવ તેમજ અભાવમાં જેમનો તેમ રહે છે. સુખદુઃખાદિનું અંતરજ્ઞાન, ઘટપટાદિનું બહિરજ્ઞાન તેમજ તેમના ભાવ–અભાવને તે પ્રકાશ કરે છે અને પોતે જેમનો તેમ રહે છે. તે હું છું (**સોઽહં**) 'હું

સુખી છું, હું દુઃખી છું' એવી રીતે અંતરજ્ઞાનને 'આ પહાડ છે, આ ઘર છે,' એવી રીતે જડ પદાર્થોને 'આ ઘોડો છે, આ ગાય છે' એવી રીતે જંગમ વસ્તુઓને 'હવે ઘટ છે, હવે ઘટ નથી' એવા રીતે ભાવ-અભાવને તેમજ 'હમણાં સૂર્ય ચન્દ્રાદિનો પ્રકાશ છે અને હમણાં અંધકાર છે' ઇત્યાદિ સ્થાવર, જંગમ, સ્થૂળ, સૂક્ષ્મ, ભાવ, અભાવ, અન્ધકાર અને પ્રકાશ રૂપ સર્વ વસ્તુ અને જ્ઞાનને પ્રકાશ કરનાર તે છે. છતાં તે પોતે નથી સ્થૂળ કે સૂક્ષ્મ કે નથી સ્થાવર કે જંગમ. બલ્કે, તે બધાથી ન્યારો છે. તે જ સર્વનો સાક્ષી તે હું છું. ૐ.

નહિ દેહ ઇન્દ્રિય ન અંતઃકરણ, નહિ બુદ્ધિ અહંકાર વ પ્રાણ મન;
નહિ ક્ષેત્ર ઘરબાર નારી ન ધન, મૈં શિવ હૂં, મૈં શિવ હૂં ચિદાનંદઘન.

(૩)

(૧) જે વસ્તુ ઉત્પન્ન થાય છે તે કાર્ય છે. જેમકે ઘટ ઉત્પન્ન થાય છે, એટલે, ઘટ કાર્ય છે. આ પ્રકારે પંચભૂતાત્મક સંપૂર્ણ બાહ્ય પ્રપંચ અને દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે આન્તર પ્રપંચ ઉત્પત્તિરૂપ હોવાથી કાર્ય છે.

(૨) કોઈ ઉપાદાન કારણ કાર્ય ઉત્પન્ન થઈ શકતું નથી. દાખલા તરીકે મૃત્તિકા વિના ઘટની ઉત્પત્તિ અસંભવિત છે. આ કારણે કાર્યરૂપ આ આન્તર અને બાહ્ય જગતનું ઉપાદાન અવશ્ય હોવું જોઇએ. વળી, એ ઉપાદાન આ અખિલ પ્રપંચ માટે કોઇ એક જ વસ્તુ હોવી જોઇએ. જો જુદાં જુદાં ઉપાદાન માનવામાં આવે, તો એ જુદાં જુદાં ઉપાદાન, ઘટ-પટાદિની જેમ, કાર્ય જ ઠરે અને એ જુદાં જુદાં ઉપાદાનનું વળી કોઈ એક ઉપાદાન માનવું પડે.

(૩) એવું એક ઉપાદાન પોતાનાં કાર્યોથી ભિન્ન રૂપે નથી રહી શકતું. બલ્કે, પોતાનાં કાર્યોને સર્વ દેશમાં અનુસરતું રહીને અભિન્નરૂપે જ તેની સ્થિતિ સંભવે છે. દાખલા તરીકે મૃત્તિકા ઘટને અનુસરતી રહી, અભિન્નરૂપે સ્થિર રહે છે. આ પ્રકારે, કાર્યરૂપ ઉભય (આન્તર અને બાહ્ય) પ્રપંચનું ઉપાદાન કારણ

સત્તા સામાન્ય સત્ ચિત્ આનંદ રૂપ આત્મા છે, જે બધાં કાર્યોને આન્તરબાહ્ય અનુસરીને, અભિન્ન રૂપે સ્થિત રહે છે.

(૪) પોતાના ઉપાદાનથી ભિન્ન એવી કોઈ પોતાની સત્તા કાર્યને નથી. કાર્ય કેવળ નામ માત્ર અને પ્રતીતિ માત્ર જ હોય છે. દાખલા તરીકે મૃત્તિકાથી ભિન્ન એવી ઘટને કોઈ પોતાની સત્તા નથી. મૃત્તિકામાં ઘટ એ કેવળ નામમાત્ર અને પ્રતીતિ માત્ર જ છે. આ પ્રકારે, આત્માથી ભિન્ન એવી કોઈ પોતાની સત્તા કાર્યરૂપ દેહાદિ જગતને નથી. જગત કેવળ નામમાત્ર અને પ્રતીતિમાત્ર જ છે. જેમ ઘટ મૃત્તિકારૂપ છે, તેમ દેહાદિ જગત આત્મસ્વરૂપ બ્રહ્મ જ છે.

(૫) જો દેહાદિ જગતનું કોઈ બીજું કારણ–પંચભૂત વગેરે–માનવામાં આવે, તો તે બને તેમ નથી. કારણ કે પંચભૂત પોતે જ કાર્ય છે, અને જે કાર્ય છે તે કારણ બની શકે નહિ. કારણ કે પોતાના ઉપાદાનમાં કાર્ય નામમાત્ર હોય છે; તેની પોતાની કોઇ સત્તા હોતી નથી. વળી, ઉત્પત્તિવાળાં હોવાથી પંચભૂત પોતે જ જ્યાં કાર્ય છે, પોતાના ઉપાદાનમાં નામમાત્ર છે, અને સ્વસત્તાશૂન્ય છે, ત્યાં તેઓ દેહાદિ જગતનાં ઉપાદાન કેમ કરી હોય? કારણ કે મિથ્યાથી મિથ્યાની ઉત્પત્તિ અથવા પ્રતીતિનો સંભવ નથી, પરંતુ સત્ વસ્તુના આશ્રયે જ મિથ્યા વસ્તુની પ્રતીતિનો સંભવ છે.

(૬) આ રીતે સંપૂર્ણ દેહાદિ જગતનું કારણ એક માત્ર સત્તાસામાન્ય **અસ્તિ ભાતિ પ્રિય** સ્વરૂપ આત્મા છે, અને તેમાં આ સર્વ દેહાદિ જગત, અન્તઃકરણ અને વૃત્તિઓ આભાસમાત્ર અને પ્રતીતિમાત્ર છે. સંપૂર્ણ પ્રપંચમાં અસ્તિ રૂપે એ સત્તાસામાન્ય સ્પષ્ટ પ્રતીત થાય છે, અને તેના ભાસથી એ સર્વ ભાસમાન બની રહ્યું છે. ઘટ છે, પટ છે, દેહ છે, મન છે, બુદ્ધિ છે, પર્વત છે, વૃક્ષ છે, ઇત્યાદિરૂપે જે સર્વ પ્રપંચ સત્તારૂપ પ્રતીત થઈ રહ્યો છે, 'તે સર્વનો સત્તારૂપ આત્મા હું છું.'

નહિ દેહ ઇન્દ્રિય ન અંતઃકરણ, નહિ બુદ્ધિ અહંકાર વ પ્રાણ મન;
નહિ ક્ષેત્ર ઘરબાર નારી ન ધન, મૈં શિવ હૂં મૈં શિવ હૂં ચિદાનંદઘન.

(૪)

(૧) જે પ્રકારે, કંકણુ, કુંડળ વગેરે સોનાનાં વિશેષ રૂપ છે અને કાર્ય છે અને સોનું એ કંકણુ, કુંડળ વગેરેનું સામાન્ય રૂપ છે અને ઉપાદાન છે, તે પ્રકારે, પંચભૂતરચિત સ્થાવર જંગમરૂપ જગત, દેહ. ઇન્દ્રિય અને અંતઃકરણ અને સુખદુઃખ વગેરે અન્તઃકરણુની વૃત્તિ અને, ઉત્પત્તિવાળાં છે. આમ, જે ઉત્પત્તિવાળાં છે તે કાર્ય છે, અને જે કાર્ય છે, તે સામાન્ય ચેતનનાં વિશેષ રૂપો છે, એટલે, સામાન્ય ચેતન જ એ સર્વ કાર્યો (વિશેષ રૂપો)નું સામાન્યરૂપ છે અને ઉપાદાન પણુ છે.

(૨) જે પ્રકારે, સામાન્યરૂપ સોના વિના કંકણુ, કુંડળ વગેરે વગેરે વિશેષ રૂપોની ઉત્પત્તિનો સંભવ નથી અને સામાન્ય રૂપ સોનામાં વિશેષ રૂપોની ઉત્પત્તિ તેમ જ નાશથી કોઈ વિકાર થતો નથી, તે પ્રકારે, સામાન્ય ચેતન વિના, એ વિશેષ રૂપ કાર્યોની ઉત્પત્તિનો સંભવ નથી, તેમજ એ વિશેષ રૂપ કાર્યોની-ઉત્પત્તિ અને નાશથી સામાન્ય ચેતનમાં કોઈ વિકાર થતો નથી.

(૩) જે પ્રકારે, કંકણુ, કુંડળ વગેરે વિશેષ રૂપોમાં પરસ્પર ભેદ હોય છે, છતાં સામાન્ય રૂપ સોનાથી કોઇનો પણુ ભેદ હોતો નથી, અને સામાન્ય રૂપ સોનું તો બધાં જ વિશેષ રૂપોમાં ઓતપ્રોત વ્યાપી રહે છે, તે પ્રકારે, પંચભૂત, ઘર, જંગલ, નદી, વૃક્ષ, પર્વત અને દેહાદિ વિશેષ રૂપોમાં પરસ્પર ભેદ છે, છતાં સામાન્ય ચેતનથી કોઇનો પણુ ભેદ નથી અને તે તો બધાં જ વિશેષ રૂપોમાં ઓતપ્રોત બની વ્યાપી રહ્યું છે.

(૪) જે પ્રકારે, કંકણુ, કુંડળ વગેરે વિશેષ રૂપો પોતાના સામાન્ય રૂપથી જુદી એવી કોઇ વસ્તુ નથી અને બધાં કંકણુ, કુંડળ, વગેરે વિશેષ રૂપોમાં સોનું પોતાના સામાન્ય રૂપને જ જુએ છે અને વિશેષ રૂપો તો કેવળ પ્રતીતિ માત્ર તેમ જ ભ્રમમાત્ર છે, તે પ્રકારે, પંચભૂતાદિ સર્વ વિશેષ રૂપો સામાન્ય ચેતનથી ભિન્ન એવી કોઈ વસ્તુ છે નહિ, બધાં વિશેષ રૂપોમાં

સામાન્ય ચેતન પોતાના રૂપને જ જુએ છે અને વિશેષ રૂપો તો કેવળ પ્રતીતિ માત્ર અને ભ્રમ માત્ર જ છે. કારણ કે, સામાન્ય ચેતનને કાઢી લઇએ, તો વિશેષ રૂપોની કોઇ સત્તા રહેતી નથી. દાખલા તરીકે સોનું કાઢી લઈએ તો ભૂષણોની કોઈ સ્થિતિ રહી શકતી નથી.

(૫) જે પ્રકારે, ઉત્પત્તિ અને નાશ કંકણ, કુંડળ વગેરે વિશેષ રૂપોનાં થાય છે, સામાન્ય રૂપ સોનાની ઉત્પત્તિ કે તેનો નાશ થતો નથી; તે તો સર્વ વિશેષ રૂપોનાં ઉત્પત્તિ અને નાશ માં જેમનુ તેમ બની રહે છે અને બધાં વિશેષ રૂપોનાં ઉત્પત્તિ અને નાશને પોતાની સત્તા માત્રથી પ્રકાશે છે, તે પ્રકારે, ઉત્પત્તિ અને નાશ પંચભૂતાદિ તેમ જ દેહાદિ વિશેષ રૂપોનાં થાય છે, સામાન્ય ચેતનની ઉત્પત્તિ કે તેનો નાશ થતો નથી, તે તો વિશેષ રૂપોનાં ઉત્પત્તિ અને નાશમાં જેમનું તેમ બની રહે છે અને બધાં વિશેષ રૂપોનાં ઉત્પત્તિ અને નાશને પોતાની સત્તા માત્રથી પ્રકાશે છે.

(૬) પંચભૂતાદિમાં કારણતા અને દેહાદિમાં કાર્યતા એવી પ્રતીતિ ભ્રમરૂપ છે, કારણ કે પંચ ભૂતાદિ પોતે ઉત્પત્તિવાળાં હોવાથી કાર્ય છે અને વિશેષ રૂપ છે. આમ, જે કાર્ય છે તે પોતે ભ્રમ રૂપ છે, તો તે બીજાનું કારણ કેમ બની શકે? દાખલા તરીકે, કંકણ પોતે કાર્ય છે, તે કુંડળ વગેરેનું કારણ કેમ બની શકે? કેવળ સામાન્ય ચેતન જ બધાં કારણ અને કાર્યનું એક માત્ર કારણ છે, અને તે ઘર છે, દેહ છે, સુખ છે, દુઃખ છે, એ સર્વ ભાવ અભાવ રૂપ પદાર્થોમાં છે, છે, છે, છે, એવા રૂપે પ્રતીત થાય છે, "તે સર્વનું સત્તારૂપ સામાન્ય ચેતન હું છું." આ જ. "**सोऽहम्**" એ બે શબ્દનો અર્થ છે.

નહિ દેહ ઇન્દ્રિય ન અંતઃકરણ, નહિ બુદ્ધિ અહંકાર વ પ્રાણ મન;
નહિ ક્ષેત્ર ઘરબાર નારી ન ધન, મૈં શિવ હૂં મૈં શિવ હૂં ચિદાનંદઘન.